સતુ

# કબીર વાણી



સાચ બરાબર તપ નહિ,
નહિ જુઠ બરાબર પાપ;
જાકે હિરદે સાચ હય
તાકે હિરદે આપ.

# કબીર વાણી.



મહાત્મા કબીરજીનાં

ચુંટી કાઢેલા ૯૦૬) દોહરાઓ, ૨૫) ભજનો

તથા તેમના ખાસ ત્રીસ (૩૦) જંત્રો,

અર્થ સાથે

તથા કબીરજીની જીંદગીનું વૃતાંત.

રચનાર તથા પ્રગટ કરનાર

બેરામજી પીરોજશા માદન.



પાંચમી આવૃતિ

(૨૦૦૦ પ્રત)

૧૯૨૬.

મળવાનું ઠેકાણું,

એન. એમ. ત્રિપાઠી એંડ કંપની,

કાલબાદેવી રોડ, મુંબઇ.

# કબીર વાણી.



આ પુસ્તકની પહેલી આવૃતી ૧૯૦૯ માં છપાઈ હતી,
ત્યાર કેડે બીજી, ત્રીજી, અને ચોથી આવૃતીઓ
છપાઈ હતી, હાલે આ નવી પાંચમી આવૃતી
કુલ્લે નકલો—૮,૦૦૦—થઇ છે.

આ પુસ્તક મેહરજી બેરામજી મીઠાઇવાલાએ નં૦ ૧૪૧, લાલબાગ પરેલ
મધે ધી જ. ન. પીટીટ પારસી ઓરફનેજના કેપટન પ્રીન્ટીંગ
વર્કસમાં છાપ્યું છે,

અને

બેરામજી પીરોજશા આદને, હેલ્થ હોમ સાંટાક્રુઝ
મધે પ્રગટ કર્યું છે.

## કબીર વાણી માટે
## મુંબઇના જાણીતા વકતા અને સોલીસીટર
## શેઠ જેહાંગીર જે. વીમાદલાલનો દીબાચો.

આપણા આ હિંદુસ્થાન દેશમાં, જયાં સુધી આપણે જાણ્યે છીએ ત્યાં સુધી કોઇ પણ બીજા દેશ કરતાં ઘણે મોટે દરજજે, બ્રહ્મવિદ્યા અથવા ખુદાશનાસીનો ઉપદેશ પુરાતન કાળથી કરવામાં આવ્યો છે. ધર્મશાસ્ત્રનાં પવિત્ર સફાઓમાં તેમ ફીલસુફીનાં ગુહ્ય પુસ્તકોમાં, મહાભારત, રામાયણનાં વિરરસ કાવ્યોમાં તેમજ પુરાણોની રસીલી વાર્તાઓમાં, પદોમાં, ભજનોમાં, જયાં જયાં જુઓ ત્યાં, ભિન્ન ભિન્ન પ્રકારે આ સર્વથી મહાન વિદ્યાને અનેક સ્વરૂપમાં મનુષ્યનાં મનની નજર સમક્ષ કાયમ રાખવાની ખંતીલી કોશેષ આ દેશમાં કરવામાં આવી છે. બીજા દેશમાં પણ જોકે આ વિદ્યા અંજાણી ન હતી, જેકે તેનો અભ્યાસ જુદાં જુદાં નામો હેઠળ બધે થોડા યા ઘણો ચાલુજ હતો, છતાં આ હિંદની ભુમી ઉપર તો એ અભ્યાસને એક સર્વોપરી અભ્યાસ તરીકે લેખી, બીજી બધી બાબદોને ઉતરતી પંકતીની ગણી, બ્રહ્મવિદ્યાના પાયા ઉપરજ તે સઘળી બાબદોને ઉભી કરવામાં આવી છે. એક માણસની જન્મથી મરણ વેરની આખી જીંદગી તેના નાના મોટા બનાવો સાંથે આ બ્રહ્મવિદ્યા અથવા ખોદાઇ ઇલ્મની આસપાસજ વીંટાળી રાખવામાં આવી છે. કાયદાઓનો આધાર જેમ આ વિદ્યાના પાયા ઉપર લેવામાં આવ્યો છે, તેમ રાજદ્વારી ગેઠવણ પણ તેની ઉપરજ રચાઇ છે, અને દુનિયાનાં વિધ વિધ બંધારણોને આ મહાન વિદ્યાના અચલ સિદ્ધાંતોની આસપાસ ગુંઠવામાં આવ્યા છે.

આ ગેઠવણ તદનજ વાસ્તવિક છે. જે વિદ્યા **સૃષ્ઠીનાં મુળથી શરૂઆત કરી ખુદા, માયા** વિગેરેનો અભ્યાસ કરી, જુદી જુદી દુનિયાઓ, ભુવનો અથવા લોકોનું વર્ણન કરી, માણસનાં બંધારણને તેના

દશ્ય તથા અદ્રશ્ય વિભાગોમાં ખુલ્લું કરી, પ્રગટિકરણની મહાન ક્રિયાની સમજણ આપી, દુનિયાના સર્વ બનાવેનો ખુલાસો આપે છે તથા ભવિષ્ય માટે ઉંચમાં ઉંચ આશાનો પ્રકાશ તેના અભ્યાસીઓનાં જીગરમાં મન-પસંદ રીતે નાખે છે, જે વિદ્યા દુનિયાનાં ગુહ્ય કાયદાઓને ખુલ્લા કરી, મનુષ્યની આગલી તવારીખ રજુ કરતાં, તેની હાલની હાલતે તે કેમ પહોંચ્યો તે સમજાવે છે, તથા તેનાં ભવિષ્યનો સુંદર ખ્યાલ આપે છે, જે વિદ્યા આ સ્થુલ આંખોથી દેખાતી દુનિયાંમાંજ પોતાના અભ્યાસને રોકી ન રાખતાં માનોઇ અથવા અદ્રશ્ય દુનિયાંઓ, જે આ દુનિયાં સાથ ઘણોજ અતલગનો સંબંધ ધરાવે છે, તેનો પણ અભ્યાસ સાથે સાથે કરી, આખાં વિશ્વના નિયમોને અક્કલાનુસાર સમજાવે છે, તે મહાન પવિત્ર વિદ્યા વિના બીજા કોઇ પણ પાયા ઉપર રચાયલું માણસની જીંદગીનું, સંસાર વય-વહારનું, રાજદ્વારી રચનાનું, યા ધર્મ સ્થાપનાનું બંધારણ કાચું અને પોકળજ હરવું જોઇએ, અને એથી ઉલટું જેબા બાબદનો પાયો આ પુરાતણ બ્રહ્મવિદ્યાના અચળ સત્યો ઉપર નખાયો હોય તે બાબદનું બંધા-રણ, એક ખડક ઉપર ઉભાં કરેલાં મકાન સમાન, મજબુત, જોરેમંદ તથા લાંબી હૈયાતી ભોગવનારૂં હોવુંજ જોઇએ.

આ બ્રહ્મવિદ્યાને જુદી જુદી કોમો જુદાં જુદાં નામોથી ઓળખે છે. ખ્રી-સ્તીઓમાં તેને માટે "Gnosis" શબ્દ વપરાયો છે, જરથોસ્તીઓનાં લખાણોમાં તેને ક્નુમ (ખુદાને પીછાનવાની વિદ્યા) તરીકે ઓળખાવી છે, અને મુસલમીન ભાઇઓ તેને એલ્મે-ઇલાહી કહે છે. આ વિદ્યા આ એલ્મ ઉપરજ બધા મોટા ધર્મો રચાયલા છે, અને તેજ કારણસર મોટા ધર્મનાં મુળ સિદ્ધાંતો ધર્મ અભ્યાસીઓને એક બીજાને મલતાં માલમ પડયાં છે, તેમજ જુદા જુદા ધર્મોનું નિતીશાસ્ત્ર તેઓનાં મુળ સિદ્ધાંતો કરતાં પણ વધુ દરજ્જે એકસરખુંજ જણાયું છે.

બ્રહ્મવિદ્યાનો અભ્યાસ જુદી જુદી રીતે થાય છે. ધર્મશાસ્ત્રોમાંથી તેનાં મુળ સિદ્ધાંતો તારવિ કઢાય છે. હીંદુઓનાં ઉપનીષદો, ભગવદ્ગિતા તથા બ્રહ્મસુત્રો હિંદુ ભાઇઓ માટે આ વિદ્યાના અભ્યાસ કાજેનાં ખાસ પુસ્તકો છે. બીજી કોમો માટે પણ આ પુસ્તકોનો અભ્યાસ તેઓનાં પોતાનાં ધર્મશાસ્ત્ર સમજવા ખાતર ઘણો અગત્યનો છે, અને કિમતી મદદ કરનારો છે, કારણ તેઓના સદ્ગ્રંથોમાં બ્રહ્મવિદ્યા જે રીતે વિસ્તારવામાં આવી છે, તેવી બીજે ઠેકાણે વિસ્તારેલી જલવાઇ રહી નથી. પણ આ અભ્યાસ કાંઇ સહેલ નથી. તે માટે ઘણી તીક્ષણ મનબુદ્ધીની જરૂર છે એટલુંજ નહિ, પણ તેનો ખરો ભાવાર્થ સમજવા શૌચ અથવા અશોઇ પાલવાની ખાસ આવશ્યકતા છે, કારણ બ્રહ્મવિદ્યાનાં ગુહ્ય સિદ્ધાંતોને જવાબ આપનારૂં માણુસમાં રહેલું બુદ્ધિ અથવા બઓધનું ઉંચ તત્વ પવિત્રાઇથીજ પ્રકાશી શકે છે, અને જેટલાં પ્રમાણમાં આ બઓધનો પ્રકાશ બહાર પડતો હોય તેટલાં પ્રમાણમાંજ બ્રહ્મવિદ્યાની ખરી ખુબી કોઇપણ વાંચક સમજવાને તથા પિછાનવાને સામર્થવાન થાય છે.

જેઓએ આ બાબદનો થોડો પણ અભ્યાસ કરયો છે તેઓની આ વિષે ખાતરી થઇ છે, અને તેઓ સમજી શકયા છે કે વ્યાકરણના કાયદા જાણી સંસ્કૃત, અવસ્તા યા અરબ્બીમાં લખાયલા ધર્મશાસ્ત્રોનું આજના જમાનાની ભાષાઓમાં ભાષાંતર કરનારાઓ, ફકત વ્યાકરણના ગમે એવાં બહોળાં જ્ઞાનને લીધેજ ધર્મની બીકટ બાબદો સમજવાને જરાએ લાયક ઠરતા નથી. તેમજ વલી ફકત તિક્ષણ અકલ વડે બ્રહ્મ, માયા, જીવ વિગેરેની ફીલસુફી ઉપર વાદ વિવાદ કરનારાઓ પણ પોતાની ગમે એવી કાબેલ ઝહેન છતાં બ્રહ્મવિદ્યાના અભ્યાસના અધિકારી હોવાનો દાવો કરી શકતા નથી.

જેઓએ ભક્તિ, પવિત્રાઇ, તથા જાતીભોગ વડે અંતઃકરણને શુદ્ધ કર્યું છે, જેઓનાં હૃદયમાંથી દુનિયવિ વાસનાઓની શકતી કમી થવા

માંડી છે, અને અહંકારનો બહુરૂપી દૈત્ય મહાદેવનાં ચિતાગ્ની કુંડમાં બળી જવા માંડયા છે, જેઓનાં જીગરને અહુરમઝદના પુત્ર આતશે પોતાના પવિત્ર તેજથી સ્વચ્છ અને નીર્મળ કરયું છે, કર્મ, જ્ઞાન, અભ્યાસ તથા ભકિતની શકિતથી જેઓનો અંતરઆત્મા પ્રદીપ્ત થયો છે, તેઓ અને તેઓજ આ ઈલ્મે એલાહીના, આ ક્રતુમના, આ બ્રહ્મવિદ્યાનાં સાચા અધિકારીઓ ગણાય છે, તેઓજ તેની ખરી ખુબીઓ તથા મોટું મહત્વ ખરેખર પીછાણી શકે છે.

પણ આવી ઉચ હાલત આવે તે આગમજ લોભ, લાલચ સાથ લડવાને, અને પવિત્રાઇ તથા શૌચ પ્રાપ્ત કરવાને, સાધારણ મનુષ્યને પણ ઉત્તેજન મલવું જોઇએ છે, અને તેટલા કાજે આ મોટાં ધર્મ શાસ્ત્રો ઉપરાંત મહાભારત, રામાયણ જેવી વિરરસ કવિતાઓ મારફતે, પુરાણોની રસીલી વાર્તાઓ મારફતે તથા કિર્તણ વિગેરે બીજાં અનેક સાધણોથી જુદા જુદા જમાનાના સાધુસંતો આ આત્માજ્ઞાનનાં સિદ્ધાંતોને સાધારણ, મનુષ્યનું હૃદય આકર્ષે તેવા સ્વરૂપમાં રજુ કરતા રહ્યા છે. આ જ્ઞાનના સાચા શિક્ષકોને જુદા જુદા ધર્મોએ જુદાં જુદાં નામથી ઓળખ્યા છે. હીંદુઓ તેઓને રૂષિઓ, મહાત્માઓ, કહે છે, પારસીઓ તેઓને સઓષ્યન્તો (શેશની લાવનારાઓ) નો એલકાબ આપે છે, ખ્રીસ્તીઓ તેઓને Prophets, ખુદાનો પયગામ લાવનારાઓ ગણે છે, અને મુસલમીન ભાઇઓ તેઓને સાલેકો, પયગમબરો વિગેરે નામોથી પિછાને છે. આ મહાન ગુરૂદેવો તથા તેમના ચેલાઓએ, તેમજ દુનિયાના અનેક સાધુસતોએ, હરએક પંકિતનાં લોકોને લાયક થાય એવાં સાંધનો મારફતે, બ્રહ્મજ્ઞાનનાં સિદ્ધાતો જુદા જુદા આકારમાં બહાર પાડયાં છે, કે જેથી દરએક હાલતે પુગેલો જીવ આ બ્રહ્મજ્ઞાનનાં તેજનો લાભ મેલવી પોતાની અંદર રહેલા ઇશ્વરીઅંશ, (ફ્રવશિ, જીવાત્મા, Spirit) ને પોતાની શક્તિ ધિમે ધિમે પ્રદર્શિત કરતો કરે.

આ જુદાં જુદાં સાધનોમાં, કાવ્ય યા કવિતા એ એક અગત્યનું સાધન છે. કાવ્યની સુંદર શબ્દ રચનાથી તેના મોહક કાફીયાઓ, સ્વરો તથા તાલથી કાંઇ પણ બાબદ રસીલી, મીઠી તથા સુંદર બની જાય છે, અને બધા મુલકોમાં કવિતાઓ, ગાયણો, ગુઝલો, બયતો, દોહરાઓ, છંદો મારફતે બ્રહ્મવિદ્યાનાં સિદ્ધાંતો તથા નિતીના-સબકો, સુંદર દ્રષ્ટાંતો, મનોહર શબ્દ રચના તથા દીલ જીતી લેનારા અલંકારોની મદદ સાથ જગતને આપવામાં આવ્યા છે.

આપણા આ દેશમાં દોહરાઓ તથા પદો મારફતે **બ્રહ્મવિદ્યા શિખાડનારાઓમાં કબીરજીનું** નામ બહુ જાણીતું તેમજ માનીતું થઇ પડયું છે. શહેરે શહેર અને ગામે ગામ, વિદ્વાનો અને વકતાઓ, સાધુઓ તેમજ સંસારીઓ, પંડિતો તથા ભીખારીઓ, કથા કહેનારાઓ કે ગાયણકારો, રાય કિવાં રંક, સઉ કોઇનાં મુખમાંથી કબીરજીના દીલપઝીર દોહરાઓ બહાર પડી પોતાની ઉંડી અસર ઉપજાવતા રહ્યા છે. વળી હાલને સમયે જ્યારે થીઓસોફીકલ સોસાયટીની ગઇ પા સદીની ચાલુ મહેનતથી બ્રહ્મવિદ્યા તરફ દરએક દેશમાં, હરકોઇ કોમમાં, તથા બધા ધર્મો માનનારાઓમા દીલસોજી ઉત્પન્ન થઇ છે, અને તેનો અભ્યાસ સર્વ ઠેકાણે ચાલુ થયો છે, તેવે સમયે ફીલસુફી યા નિતીના ગુહ્ય ગ્રંથો ઉપરાત, કાવ્ય રચનાનાં મન હરી લેનારા પદો તથા દોહરાઓ મારફતે પણ આ બધી વિદ્યાઓની વિદ્યાનો પ્રસાર થાય એ ખરેજ એક ચાહવા લાયક તથા લાભકારક બાબદ છે. એટલાજ કારણસર એક પારસી બંધુ ભાઇ બેહેરામજી પીરોજશા માદને ઘણોએક શ્રમ લઇ કબીરના દોહરાઓનો સંગ્રહ કરી, તેઓને લાયક રીતે ગોઠવી, એક સુંદર પુસ્તક મારફતે જાહેરમાં આણ્યા છે.

આ પુસ્તકનાં સાંકળ્યાં તરફ એક નજર ફેરતાંજ તેમાં કેટલી અગત્યની બાબદો સમાઇ ગઈ છે, તથા હર એક કીસમનાં વાંચનારને રૂચે એવું

કંઇ અને કંઈ શિક્ષણ તે મધેથી મળ્યા વિના રહેવાનું નથી, તે ઝટ માલમ પડી આવે છે ખુદા, માયા, કાળ એવાં મથાળાં હેઠલ આવેલા દોહરાઓમાં બ્રહ્મવિદ્યાનાં મુગ સિધાંતો કબીરજીના સુંદર શબ્દોમાં વાંચી દરએક જીજ્ઞાસુને જ્ઞાન સાથે આનંદ પ્રાપ્ત થશે એમાં જરાએ સંદેહ નથી. વળી Mysticism ના અભ્યાસીઓનાં જીગરો, જીવ તથા શિવની એકતાતા વિષેના કાવ્યો વાંચી તથા પ્રેમ વિરહ ઉપરનાં તેમનાં મધુર વચનો જાણી ખુશીના બહારમાં ખીલ્યા વિના રહેવાનાં નથી. મનવિદ્યાના અભ્યાસીને જેમ મનની બાબદ ઉપરના દોહરાઓ જ્ઞાન સાથે મોજ સંપાદન કરાવશે તેમ માણસનાં સુખ દુખ ઉપર મનન કરનારને કરણી તથા નસીબ ઉપરનાં કાવ્યો મનની શાંતી સાથ શિક્ષણ પુરૂ પાડશે, અને દરએક સુજ્ઞ વાંચનારને સમરણ—સંતસંગ—સખાવત—ધિરજ—સંતોષ-વિશ્વાસ શ્રમ—પ્રેમ—આપભોગ વિગેરે નિતીના સદગુણો વિશેની સુંદર સતરો તેમજ અજ્ઞાન હિંસા—અહંકાર—કપટ—નિંદા વિગેરે દુરગુણોની વિરૂદ્ધના સુભાષિત દોહરાઓ, અખંડ લાભ કર્યા વિના રહેવાના નથી; એ ઉપરાંત દરએક સજ્જન ગુરૂ તથા સતસંગ, પંડિતાઇ તથા સન્યાસ વિગેરેનાં કબીરજીનાં શિક્ષણોથી બોધ તથા જ્ઞાન પામી આનંદમય તેમજ ભક્તિયુક્ત થશે એ વાત પણ નિશંક જ છે.

ટુંકમાં, આ પુસ્તકમાં સમાયલી બાબદો કર્મ, જ્ઞાન તથા ભકિતના માર્ગોમાંનાં કોઇ પણ માર્ગ ઉપર ચાલનારાને જોઇતો ખોરાક પુરો પાડશે, વિદ્યાના પુંજારીને વિદ્યા આપશે, નિતીના ભક્તને નિતીના સબકો દેશે, સુખમાં સમાધાન સ્થાપવાને અને નમ્રતા ગ્રહન કરવાને, તેમજ દુઃખમાં ધીરજ ધરવાને અને મનને શાંત રાખવાને કીમતી મદદ કરશે, અને દરએક રીતે હર કોઇ મનુષ્યને લાભ તથા બોધ દેવા ઉપરાંત આનંદ પમાડશે આમ કહેવામાં અતિશયોક્તિ કરેલી ગણાશે નહીં.

કબીરજી એક અશોઇ!! માર્ગમાં આગલા વધેલા જીવ હતા, એક સાચા ભગત હતા, એક ખરા યોગી તથા સાલેક હતા, અને તેમનાં વચનોએ હીંદુસ્થાનના ઘણા વિભાગોમાં હજારો માણસોને શાંતી તથા રાહત બક્ષી છે અને હવે પછી પણ બક્ષશે. તેમના આવાં ઉપયોગી વચનો જલવાઇ રહે અને તેને કોઇક લાયક રીતે ગોઠવવામાં આવે એ ખરેખર ઇચ્છવા જોગ છે અને આ ઇચ્છા બાઇ માદનના પુસ્તકે પાર પાડી છે એ ખુશીની વાત છે.

શંકરાચાર્યે એક પ્રખ્યાત શ્લોકમાં બ્રહ્મવિદ્યાના મુળ તત્વોને નીચે પ્રમાણે જાહેર કર્યા છે.

શ્લોકાર્ધેન પ્રવક્ષ્યામિ યદુક્તં ગ્રંથં કોટિભીઃ
બહ્મસત્ય જગન્મિથ્યા જીવો બ્રહ્મૈવ નાપરઃ

"જે બાબદોને કરોડો ગ્રંથોમાં વિસ્તારવામાં આવી છે તે હું અરધા શ્લોકમાં દર્શાવીશ. બ્રહ્મ અથવા ખુદા સત્ય, અચલ છે, જગત અસત્ય, સદા બદલાતું છે, જીવ તથા ખુદા જુદા નથીં પણ એકજ છે"

એજ પ્રખ્યાત ફીલસુફે માણસને માટે સર્વોત્તમ ઉત્તમ કાર્ય શું છે તેનો બધાં શાસ્ત્રોમાંથી નીચે પ્રમાણે શ્લોકમાં કહાડયા છે.

આલોડ્ય સર્વ શાસ્ત્રાની વિચારયા નીચ પુનઃ પુનઃ
ઇદમ એકમ સુનીષ્પન્નમ, ધેયો નારાયણસ સદા.

"બધાં શાસ્ત્રો ઉપર વિચાર કર્યા પછી તથા તેઓ ઉપર વારંવાર મનન કરવે, આ સિધ્ધાંત સાબેત થાય છે, કે ખુદાનું સદા ધ્યાન કર્યા કરો."

આ અગત્યનાં સિદ્ધાંતોને તથા તેને માણસની જીંદગીમાં કેમ લાગુ પાડી શકાય તેને કબીરજીએ એમની રસીલી ભાષામાં બહુ અચ્છી રીતે વિસ્તાર્યાં છે, અને આ કબીર વાનીનું પુસ્તક જેબી કોઇ જ્યારેબી ઉંઘાડશે ત્યારે તેમાંથી તેને કાંઇ અને કાંઇ ઉમદા વિચાર, મીઠા, મધુર, માયાળુ વચનોમાં બહાર પાડેલા મલશે, અને તેને આનંદ, શાંતી તથા સુખ પમાડયા વિના રહેશે નહીં.

ફુરસદનો વખત ગાળવાને આ પુસ્તક એક ઉપયોગી સાધન પુરૂં પાડશે, ગાવનકારોને જોઇતા દોહરાઓનો એક સારો સંગ્રહ આ પુસ્તક રજુ કરશે, અને મોજ સાથે નીતી તથા ખુશાલી સાથે જ્ઞાન હરએક વાંચનારને સદા પુરૂં પાડશે.

જેહાંગીર જમશેદજી વીમાદલાલ.

———o———

# દીબાચો ૨૫૧૪૩

( પેહેલી આવૃતી-નો )

૧૯૦૫

——:o:——

ચહલ સાલે ઓમરે અઝીઝત ગુઝશ્ત,
મિઝાજે તો અઝ હાલે તેફલી ન ગશ્ત.

"તારી જીંદગીનાં ચાલીશ અમુલ્ય વરસો પસાર થઇ ગયા, પણ હજુર તારૂં નાદાનપણું ( અજ્ઞાનપણું ) ગયું નહિં."

શેખ સાદી.

---

પ્રિય વાચનાર, આ દુનિયામાં જન્મ લેવાનું શું કારણ છે, આપણી સરજત શી છે, તે જાણવાને માટે આપણને શું કરવું છે, વગેરે વગેરે અગત્યની બાબદો આપણે તપાસશું તો માલમ પડશે કે આપણે ભાગ્યેજ તે ઉપર લક્ષ આપતાં હોઇશું.

સાધારણ રીતે આપણ સઉ કોઇ આ સંસારી સુખ દુખો ભોગવવામાંજ જાણે જીંદગીની નેમ સમાઇ જતી હોય તેમ, બેખબરીમાં કામ લેતા જઇ, આપણી જીંદગીનું ગાડું ગબડાવીયા જઇએ છીએ, અને દૈવયોગે કોઇક શુભ સંજોગ એકાદ માનવીનાં સંબંધમાં જ્યારે ઉભો થાય છે, ત્યારે તે એવી માયાવીક હાલતમાંથી આ ઉપલી બેફીકરીની જીંદગીની ઉંઘમાંથી જાણે જાગૃત થાય છે અને ત્યારેજ તેને જીંદગીની ખરી નેમ વિષે કાંઇક ભાન થવા માંડે છે.

આવો એક શુભાગ્યવંત સંજોગ, મારી જીંદગીનાં છેલ્લાં (થોડાક) વરસની વાત ઉપર બનવા પામ્યો, કે જેને લીધેજ આ ચોપડીનું કામ થવા પામ્યું છે, અને તે મારૂં ન ધારેલું અચાનક **થીયોસોફીકલ સોસાયટી**

(Theosophical Society)ના સમાગમમાં આવવું થયું, અને મેં ત્યાં જે જોયું તે ઉપરથી મને શેખ સાદીનાં ઉપલા વચનો યાદ આવ્યાં અને મને લાગ્યું કે મારી જીંદગીનાં ૩૭) વરસ ખરેજ અજ્ઞાનપણામાં ગયાં હતાં.

આ કાંઇ થીયોસોફીનાં ગુણો ગાવાનો પ્રસંગ નથી, તેમજ મારી કાંઇ તેવી મતલબ પણ નથી, કારણ કે થીયોસોફીની ખુબીઓનું વર્ણન કરતાં પાનાનાં પાનાં લખાય તોય દાગ લાગે એમ નથી, અને તેને ઇનસાફ આપવાને મારા જેવા અદના મનુષ્યની શક્તિ છે જ નહિ. પરંતુ આટલું તો કહ્યા વિના મારાથી રહેવાતું નથી, કે "થીઓસોફી" એ મનુષ્યના અંધકારને દુર કરનાર, એ ખોદાને મળવાનાં માર્ગની ખરી ચાવી આપનાર એકલું અમુલ્ય સાધણ છે. વગર અભ્યાસે, વગર સમજે, અજ્ઞાનપણાંમાં અથવા કોઇનાં કહેવાથી તાસુબીથી દોરવાઇને થીઓસોફીને ગમે એટલી હિણવામાં, વખોડવામાં યા વગોવવામાં આવતી હોય, પણ તેના સંબંધમાં એટલું તો નક્કીજ છે, કે જેઓ થીયોસોફીનાં સાહિત્યનો ખુલ્લાં મનથી, વગર તાસુબીએ અભ્યાસ કરે છે, તેઓને તેમાંથી કાંઇક અજબ જ્ઞાનનો ભંડાર હાથ આવવા લાગે છે, અને તેથી તેઓને જીંદગીની નેમ, માણસ કયાંથી આવ્યો, કયાં જવાનો, અને તે માટે કરવા જોઇતા ઉપાયો વિષે કાંઇ સંતોષકારક ભાન થાય છે, અને ત્યારેજ પોતાની ખામીઓ જોતા થાય છે અને પોતાને જે કાંઇ ખરેખરૂં કરવું છે તેનો ભાસ આવે છે, અને એમ થવાથી તે માણસ દુનિયાને અથવા પોતાની આગળી પસાર થયલી જીંદગીને કાંઇક જુદીજ રીતે જોતો થાય છે

વાહરે **થીયોસોફી**! દુનિયાનાં કુલ ધર્મોની માતા **થીયોસોફી**! તારા પ્રતાપે કાંઇક હજારો માણસો રાહે પડી ગયા છે, ને લાખોનાં જીગરને તું રાહત આપી રહી છે.

આ ભલી સોસાયતીનાં સંબંધમાં આવવાથી કરીનેજ આ પુસ્તકમાં સમાયલા પદોની કાંઇક સમજ મેળવવાને હું શકિતવાન થયો છું, એટલે થીયોસોફીના અભ્યાસથી મારા ઉપર જે કંઇ રૂડી અસર થઈ છે તેનો આ પ્રસંગે જાહેરમાં સ્વિકાર કરવાને જો હું પછાત પડું તો ખરેજ મારી આદન ફરજ ચુકયે એમ કહેવા, માટે આ તકે મારાં જીગરની ઉપકારની એક અદનાં લાગણી દરશાવવાને રજા લઉં છું.

## કબીર વાણી પ્રગટ કરવાનો પ્રસંગ કેમ આવ્યો?

થીયાસોફીનાં અભ્યાસ પ્રતાપે આ રીતે મારાં મન ઉપર કાંઇકિ અજવાળું પડવા માંડ્યું ત્યાર કેડેજ, આજ ચાર વરસ ઉપર, મારા એક આગલા નિશાળના (જરથોસ્તી) મિત્ર (પણ ખરા ભક્તજણ) જેમનુ નામ જાહેરમાં મુકવાને મને ખુસી ઉપજતે, અને પણ તેમની મરજીને આધીન થઇ દલગીરી સાથે ખાનગી રાખ્યું છે, તેમની સાથે એક ઘરમાં આવી વસવાનો મારો પ્રસંગ થયો. એ ભાઇને હિંદુ-શાસ્ત્રનો તેમજ કબીરજીનાં શિક્ષણનો સારો અભયાસ હોવાથી હમો પુરસદે સાથે બેસતા ત્યારે તેઓ ઘણીક બોધ આપનારી વાર્તાઓ અને કથાઓ કહેતા, જેની સાથે પ્રસંગોપાત આ કબીરજીના દોહરા કહી સંભળાવતા. એ પદોએ મારીપર એટલી તો અસર કીધી કે, જયારે તે ભાઈ એ પદો બોલતા ત્યારે હું તેઓને ઉતારી લેતો, ને મારાં મનમાં તેઓને ઠસાવવાને હું મોજ માનતો. તે પછી જયારે હું મિત્ર મંડળમાં વાતે બેસતો ત્યારે સ્વભાવિક રીતે મારા મુખમાંથી તે માંહેલા પદો નીકળી જવા લાગ્યા, અને એ કબીરજીનાં પદોમાં કાંઈક એવો તો રસ છે, તેમાં જ્ઞાન અને ભકિતના માર્ગો એટલા તો સરસ રીતે ભેલાઇ ગયા છે, અને તેમાં સમાયલી ફીલસુફી ગમે એટલી ઉંડાણુ હોવા છતાં, તે આપણા જેવા સંસારી માણુસોનાં દીલમાં કાંઇક એવી તો અસર ઉપજાવે છે કે, જેઓ તે સાંભળે છે તેઓ, તે તરફ કાંઇક ઓર ભાવથી ખેંચાય છે એટલે મારા મિત્ર મંડળમાંના કેટલાકો તરફથી એ પદોનાં ઉતારાઓ વીશે માગણી થાય, એ તો દેખીતુંજ છે.

આ તેમણી માંગણીને પુગી વળવાને, ખાસ કરી મારા હમદીન જરથોસ્તી ભાઇ બેહેનો જેમને એવી બાબદ વાંચવાને બીજી તક હોતી નથી તેમના માટે એક સાધણુ પુરૂ પાડવા માટે એ પદો છપાવી બાહેર પાડવા કે કેમ તેના વિચારમાં હું હતો, તેવામાં "જામે જમશેદ"માં આ જાતની નસિહતરૂપી લીટીઓ તે પત્રના લખાણોને મથાળે છાપવાની ચાલુ થયલી ગોઠવણનો લાભ લેવા વિષે, મારૂં ધ્યાન એક મિત્રે ખેંચ્યું, અને જામેના અધિપતી આગળ તે વિચાર રજુ કરતાં તે તેમણે ખુશીથી ઉપાડી લઇ મને પોતાના ઉપકારી કીધો, અને પરીણામમાં આ પુસ્તક વાચક વર્ગની સેવામાં રજુ કરવાની મને જોગવાઇ મળી છે જે માટે હું પોતાને ખરેજ ભાગ્યશાળી ગણું છું, કારણકે કબીરજી કહે છે કે:—

જીવન જોબન રાજમદ, અવિચલ રહા ન કોય,
જા દિન જાય સત્સંગમે, જીવનકા ફલ સોય.

તેમ, આ પુસ્તકનું કામ હાથ પકડવા પાછળ મારો જે વખત ગયો છે તે મારે મનસે મારી જીંદગીની શુભ પળો છે; પરંતુ કયાં મારી અલ્પ શકિત ! અને કયાં આ મહાત્માની કબીરજીનુ જ્ઞાન ?

તેમજ આ (કબીરજીની) ભાષા ગુજરાતીથી કાંઇક દરજજે જુદી છે, જેને બ્રીજ ભાષા કહે છે, તેનો કાંઇ મારો ખાસ અભ્યાસ નથી. વળી આ પ્રકારના મારી પેહલીજ કોશેશ હોવાથી, એમાં ઘણીએક ખામીઓ જોવામાં આવે એ બનવાજોગ છે; જે માટે વાંચનાર વર્ગ પાસ કબીરજીનાં બોલોમા માગી લઇશ કે:—

જામે જીતની બુદ્ધ, તિતના વોહ કર બતાય,
વાંકો બુરા ન માંનિયે, બહોત કહાંસે લાય.

એટલે, જેટલી જેની યથા શકિત હોય તેટલું તે કરી બતાવે, તેને માટે હલકો વિચાર ન કરવો, પણ દરગુજરની નજરથી જોવું, કારણ કે વધુ તે ક્યાંથી લાવે ? માટે પ્રિય વાંચનાર, એમાં જે કાંઇ ગંભીર ભુલો નજર પડે તેઓની ઉપર રહેમ નજર કરી, તે ભુલો માટે મારૂ ધ્યાન ખેંચવાની મેહેરબાની કરવી, એટલે ઇશ્વરે ઇચ્છાથી એની બીજી આવૃતિ છપાવાને પ્રસંગ આવશે ત્યારે તે ભુલો તેમાં સુધારવાને બની શકશે.

આ ચોપડીના સંબંધમાં મારા મિત્રો તરફથી મને જે કાંઇ મદદ મળી છે, દાખલા તરીકે એની ભાષા અને શબ્દોની રચણા માટે મારા એક બુઝર્ગ ગ્રહસ્થ, જેવણ ઉત્તર હિંદુસ્તાનમાં રહેતા હતા, તેમની પાસથી ઘણીક કીમતી સુચનાઓ મળી હતી. તેમજ આ પદો માહેલા કેટલાક ગુહ્ય પદોનાં અર્થ વિષે મારા એક બીજા એકાંતવાસી મિત્ર, જેઓ પણ સ્વર્ગવાસી થયા છે અને જેમને થીયોસોફીનું ઉંડું જ્ઞાન હતું, તેમની સલાહ ઘણી કીમતી થઇ પડી હતી, તેમના તરફ આ તકે ઉપકારની મારી લાગણી દર્શાવ્યા વિના આગળ ચાલીશ નહિં; એવી રીતે ખુદાની મેહેરબાનીથી આ પુસ્તકનું કામ હાર પાડવાને બની શકયું છે, જે માટે કબીરજીના બોલોમાં કહું તો :—

મેરા મુજમે કછુ નહિ, જો કછુ હય સો તેરા;
તેરા તુજકો સોપતે, કયા લગેગા મેરા ?

જે કાંઈ છે તે તેનું છે, મારૂં એમાં કાંઇએ નથી, માટે જે કાંઈ (થયું) છે તે તેનાં ચરણે ધરૂં છું.

માહાત્મા કબીરજીની જીંદગીનો હેવાલ ચોપડીને છેડે આપેલો છે—તથા કબીરજીનું ચિત્ર જે શરૂઆતમાં આપ્યું છે તે માટે ભલા અંગ્રેજ પાદરી સાહેબ Rev. G. Westcott ની ચોપડીને આપણે આભારી છઇએ.

મોંઢેથી મેળવેલા ઉપરાંત કેટલાક પદો આ પુસ્તકમાં છે તે એક જુની કબીર દરપણ નામની કેતાબમાંથી લીધાં છે.

## કબીરજીનાં શિક્ષણનો અર્ક શું છે?

### કે માણસ તું ખોદાનોજ રસ્તો પકડ.

જેમ આપણા પવિત્ર ગાથામાં આપણા અષો રહેબર-સદ્‌ગુરૂ જરથોસ્ત્ર સહેબે કહ્યું છે કેઃ—

"અયવો પથાઓ યો અષહે: વિસ્પે અન્યેશામ અપથામ.

એટલે કે ખરો રસ્તો (ખુદાને મળવાનો) માત્ર એકજ છે અને તે રસ્તો અષોઇનો-બાકી બીજા બધા રસ્તાઓ ખોટા યાને ફોકટની જંજાળના છે. તેવીજ રીતે કબીરજી પણ કહે છે કેઃ—

કબીર, સ્મરન સાર હયે, ઓર સકળ જંજાળ;
આદી અંત સબ શોધીયા, 'દુજા દિસે કાલ-

વળી જેમ જરથોસ્તીઓની હોરમજદ યસ્તમાં, દાદાર અહુરમજદ કહે છે કે, જે કોઇ હરેક કાર્ય કરતાં, શું બેસતાં કે ઉઠતાં, ચાળતાં કે હાલતાં, મારૂં (ખુદાનું) નામ લીયે તેને કોઇબી જાતની અળવળ કે દુઃખ આવે નહિ; જે પ્રમાણે શ્રીગિતામાં ભગવાંન શ્રી કૃષ્ણા કહે છે કે, જે કોઇ હરેક કાર્ય કરતાં, તે મારૂં (ખુદાનું) કાર્ય છે એવું સમજે, યાને દરેક કાર્ય તે ઇશ્વરનુંજ કાર્ય છે એવું પાકું મનમાં સમજી આચરણ કરે તેને મુક્તિ મળે; યાને ઇશ્વરનાં દર્શણ થાય, તેવીજ રીતે કબીરજી પણ પોતાનાં સાદા સુંદર રીતે કહેલા પદોથી આપણને શીખવે છે.

સઘલાંનું મુળ ખુદામાં છે, અને ખુદાથી બીજું વધુ કાંઇએ નથી, એ માટે કબીરજી બહુજ ખાતરીપુર્વક કહે છે, ને તેથી હર ઘડીએ, દરેક બાબદમાં, આપણને ખુદાજ યાદ દેવાડે છે, અને તેથી તેઓ કહે છે કે,

**રામ જપે અનુરાગસે, સબ દુઃખ ડાલે ધોય,**
**વિશ્વાસે તો હરી મિલે, લોહા કંચન હોય.**

જે કોઇ ખુદાની જપ પુરતાં ધ્યાનથી કરે, તેનાં સઘળાં દુખો ખુદા ધોઇ નાખશે, અને ખુદાપર પુર્ણ વિશ્વાસ રાખી તેને મેળવવાની કોશેશ જે કોઇ કરશે તેને ખુદા મળશે, કારણ કે કબીરજી કહે છે કે,

**સબી રસાયન મેં કરી, હરિસા ઓર ન કોય,**
**રતી એક ઘટમેં સંચરે, સબ તન કંચન હોય.**

મેં બધું કિમીયું કરી જોયું, તો સેવટ મને ખુદાથી વધુ સરસ કાંઇ છે એવું જણાયું નહી. તેની (ખુદાની) એક રતીભી જેના હૈયાંમાં પેશી જશે તેનું શરીર સોના પેરે થઇ જશે યાને ખરૂં સોનું તેને હાથ આવી જશે.

ત્યારે આ દીબાચો ખતમ કરતાં આપણે અંતઃકરણ પુર્વક દુવા ગુજારીશું કે આ કબીરવાણીના પ્રતાપે વાંચનારાઓને કાંઇક નવું અજવાળું મળે, અને પોતાની દુનિયવી ફરજો બજાવવા સાથે, જે કાંઇ ખરૂં કર્ત્તવ્ય માણસનું છે તે જોતાં થઇ, પોતાની સરજતના મહાન છેડા માટે પરિશ્રમ ઉઠાવતા રહે, અને એકયતાના પરમઆનંદની મોજ મેળવવાને કાંઇક જલદી ભાગ્યશાળી થાય, તથા સ્તુ.

**એ. પી. માદન.**

———:o:———

# સાંકળિયું.




પૃષ્ટ.

મંગળાચરણ... ... ... ... ... ... ૨

ખુદા વિષે પદ નંબર ૧ થી ૬૬ ૫

ખુદા ક્યાં છે ?... ... ... ... ... ... ૭
ખુદા કાં નથી મળતો ... ... ... ... ... ૯
પવિત્ર મનને ઘર બેઠાં ખુદા મળે છે ... ... ... ૧૩
જ્યાં "હું" નથી ત્યાં ખુદા છે ... ... ... ... ૧૫
ખુદાનો બંદો કેમ થવાય .. ... ... ... ૧૭
ખુદા મળે તો બધું મળે ... ... ... ... ૧૯
ખુદાની વાત મોઢેથી કહી શકાતી નથી ... ... ... ૨૩
ખુદાને કબીરે કેમ જોયો... ... ... ... ... ૨૭

જીવ વિષે પદ ૬૭ થી ૧૦૩ ૩૦

જીવનું નીચલી દુનિયામાં આવવું... ... ... ... ૩૩
જીવનું ખુદાને ભુલી જવું... ... ... .. ... ૩૫
જીવે આવીને શું કીધું?... ... ... ... ... ૩૭
મનુષ્ય જન્મ શા માટે મલ્યો છે ? ... ... ... ૩૯
તારૂં કામ આજેજ કરી લે .. ... ... ... ... ૪૧

માયા વિષે પદ ૧૦૪ થી ૧૫૦ ૪૩

માયાનું રૂપ કેવું છે ?... ... ... ... ... ૪૫
માયાની ઠગબાજી ... ... ... ... ... ... ૪૭
માયાનાં બે પ્રકાર ... ... ... ... ... ... ૪૯
માયામાં પડેલી જીવની કહાંણી ... ... ... ... ૫૧
એ માયા કેમ છુટતી નથી... ... ... ... ... ૫૭
ખુદાનો આશરો લે તો માયા છુટે ... ... ... ૬૧

કાળ વિષે... પદ ૧૫૧ થી ૨૦૨ ૬૨

જગતમાં કાળનું ચાલી રહેલું જોર... ... ... ... ૬૫
શરીરનાં મરણ વિષે જીવને ચેતવણી ... ... ... ૬૭
દુન્યવી માલમતા હંમેશ રહેવાની નથી ... ... ... ૬૯
જીવવા કરતાં મરવું બહેતર છે ... ... ... ... ૭૩
જીવતાં જીવત મરવા વિષે ... ... ... ... ૭૫

સંસાર વિષે પદ ૨૦૩ થી ૨૨૫ ૭૬

સંસારમાં ખરૂં સુખ છેજ નહિ ... ... ... ૮૧

નામ સ્મરણ પદ ૨૨૬ થી ૨૮૩ ૮૬

નામ સ્મરણમાં બધું સમાઇ જાય છે ... ... ... ૮૯
ખુદાનાં નામની ઉતમ અસર ... ... ... ... ૯૧
ખુદા બાહેર નથી, તારી અંદરજ છે ... ... ... ૯૫
નામ સ્મરણ કેમ કરવું ? ... ... ... ... ૯૯
ખુદાને મલવાનો દરવાજો રાઇથી બારીક છે ... ... ૧૦૩
મનથીજ સ્મરણરૂપ થઇ જા ... ... ... ... ૧૦૫
સદગુરૂજ એ માર્ગ દેખાડી શકે... ... ... ... ૧૦૭

| | | |
|---|---|---|
| **ગુરૂ વિષે** | પદ ૨૮૪ થી ૩૨૪ | ૧૦૮ |
| સદગુરૂ મહિમા... ... ... ... ... ... | | ૧૧૧ |
| સદગુરૂની મોટાઇ ... ... ... ... ... | | ૧૧૩ |
| ગુરૂપર જાનફેશાની કરવાથી મલતું બેહદ સુખ ... ... | | ૧૧૫ |
| સદગુરૂ વિનાં પુનરજન્મનાં દુઃખો જતાં નથી ... ... | | ૧૧૭ |
| સદગુરૂની મદદથીજ ખુદાને પુગી શકાય છે ... ... | | ૧૧૯ |
| વેષધારી (ખોટા) ગુરૂ વિષે ... ... ... ... | | ૧૨૧ |
| **સતસંગ વિષે** | પદ ૩૨૫ થી ૩૮૬ | ૧૨૪ |
| સતસંગનાં અમુલ્ય લાભો ... ... ... ... | | ૧૨૭ |
| સાધુ પુરૂષથીજ જીંદગીનો ભેદ સમજાય છે ... ... | | ૧૩૩ |
| સંતસગથી જીવનું સાર્થક થાય છે ... ... ... | | ૧૩૫ |
| સાધુ પુરૂષનાં લક્ષણ કેવાં હોય? ... ... ... | | ૧૪૧ |
| બધાથી ખુદાનો ભગત (સાધુ) થવાતું નથી ... ... | | ૧૪૫ |
| સંત, તે આકારવાલો ખુદાજ છે ... ... ... | | ૧૪૯ |
| **સન્યાસી વિષે** | પદ ૩૮૭ થી ૪૦૪ | ૧૫૨ |
| મન, ઈંદ્રીઓ વશ કર્યા વિનાં સન્યાસી થવાતું નથી... ... | | ૧૫૫ |
| **મન વિષે** | પદ ૪૦૫ થી ૪૫૫ | ૧૬૧ |
| માણસની હાર કે જીત, એ સઉ મનતુંજ છે ... ... | | ૧૬૩ |
| મન સઉ કોઇને ગોલામ બનાવે છે... ... ... ... | | ૧૬૫ |
| મનથી શરીરપર થતી અસર ... ... ... ... | | ૧૬૭ |
| મનને કાબુમાં કેમ રાખવું ? ... ... ... ... | | ૧૭૧ |
| વિષયવાસનાં જાય તો મન શુધ્ધ થાય ... ... ... | | ૧૭૩ |
| મનને શુધ્ધ કેવી રીતે કરાય ? ... ... ... ... | | ૧૭૫ |
| મન શુધ્ધ થયું કે આપોઆપ ખુદા મલી જશે ... ... | | ૧૭૯ |

| | | |
|---|---|---|
| **શબ્દ (વાણી) વિષે** | પદ ૪૫૬ થી ૪૭૮ | ૧૮૨ |
| ગુપ્ત શબ્દ વિષે ... ... ... ... ... | | ૧૮૭ |
| **કરણી વિષે** | પદ ૪૭૯ થી ૫૦૮ | ૧૯૦ |
| જેવી કરણી તેવું ફળ ... ... ... ... | | ૧૯૩ |
| જેવી કરણી તેવી પાર ઉતરણી ... ... ... | | ૧૯૭ |
| નેક કરણીથીજ ખુદા મલે છે ... ... ... ... | | ૨૦૧ |
| **પંડીતાઈ** | પદ ૫૦૯ થી ૫૪૨ | ૨૦૨ |
| શાસ્ત્ર (માત્ર) ભણ્યાથી પંડીત થવાતું નથી ... ... | | ૨૦૩ |
| હૈયું પવિત્ર થયા વિના જીંદગીનું સાર્થક થતું નથી ... | | ૨૦૯ |
| ભણીગણી લાહેર થયલા તો ઘણા હોય છે પણ ઈંદ્રિ જીતેલ તો કોઇકજ હોય છે... ... ... ... ... | | ૨૧૧ |
| **અજ્ઞાની વિષે** | પદ ૫૪૩ થી ૫૫૩ | ૨૧૬ |
| અજ્ઞાનીને ખોટી ચીજોજ ગમે છે ... ... ... | | ૨૧૯ |
| **અસળ સ્વભાવ વિષે** | પદ ૫૫૪ થી ૫૯૮ | ૨૨૦ |
| જેનો જેવો સ્વભાવ તેવું તે કામ કરે... ... ... | | ૨૨૩ |
| જેનાં કામ તેજ કરે... ... ... ... ... | | ૨૩૧ |
| નાલાયકને લાયક વાત કહેવી નહિ ... ... ... | | ૨૩૫ |
| **સખાવત વિષે** | પદ ૫૯૯ થી ૬૨૫ | ૨૩૬ |
| માંગવા કરતાં આપવું બહેતર છે ... ... ... | | ૨૩૯ |
| સુખ આપવામાંજ છે, લેવામાં નથી ... ... ... | | ૨૪૧ |
| **માણસનો ખરો સણગાર** | પદ ૬૨૩ થી ૬૨૬ | ૨૪૨ |
| **ખરો ફકીર કોણ** | પદ ૬૨૪ થી ૬૨૬ | ૨૪૩ |
| **સંતોષ વિષે** | પદ ૬૨૭ થી ૬૩૧ | ૨૪૭ |

| | | |
|---|---|---|
| **ધિરજ વિષે** | પદ ૬૩૨ થી ૬૩૬ | ૨૪૯ |
| **ચિંતા વિષે** | પદ ૬૩૭ થી ૬૪૯ | ૨૫૦ |
| ચિંતા કરવાથી કાંઇ સુધરતું નથી ... ... ... | | ૨૫૧ |
| **વિશ્વાસ** | પદ ૬૫૦ થી ૬૫૯ | ૨૫૪ |
| ખુદાપર વિશ્વાસ રાખ. તે બધાનું પુરૂં કરે છે ... ... | | ૨૫૭ |
| **નસિબ વિષે** | પદ ૬૬૦ થી ૬૮૦ | |
| તારૂં નસીબ તુંએજ બનાવ્યું છે... ... ... ... | | ૨૬૧ |
| નસીબ સાથેજ હોય છે. તે બાહેરથી નથી આવતું... ... | | ૨૬૫ |
| **શ્રમ વિષે** | પદ ૬૮૧ થી ૬૮૪ | ૨૬૬ |
| **હિંસા ન કરવા વિષે** | પદ ૬૮૫ થી ૭૦૭ | ૨૬૮ |
| માસ કાંઇ માણુસનો ખોરાક નથી ... ... ... | | ૨૬૯ |
| બધા જીવ એકસરખા છે, માટે જીવ ના માર ... .. | | ૨૭૧ |
| જનાવરને કાપે છે ત્યારે તે શું કહે છે ? ... ... | | ૨૭૩ |
| જીભના સ્વાદને લીધે માણુસ દયાહીન બને છે ... ... | | ૨૭૫ |
| **અહંકાર વિષે** | પદ ૭૦૮ થી ૭૨૫ | ૨૭૬ |
| અહંકારથી માણુસ નીચે પડે છે... ... ... ... | | ૨૭૯ |
| મોટા માણુસો અહંકાર રાખતા નથી ... ... ... | | ૨૮૧ |
| જ્યાં "હુંપણું" નહિ ત્યાં ખુદા હોય ... ... ... | | ૨૮૩ |
| **વાદવિવાદ વિષે** | પદ ૭૨૬ થી ૭૩૯ | ૨૮૪ |
| વાદવિવાદ (તકરાર) કરવાનું છોડી દે ... ... ... | | ૨૮૭ |
| **નિંદા-કપટ વિષે** | પદ ૭૪૦ થી ૭૫૨ | ૨૯૦ |
| **નારી વિષે** | પદ ૭૫૩ થી ૭૮૦ | ૨૯૪ |
| પરનારીની સંગતથી થતા ગેરફાયદા ... ... ... | | ૨૯૯ |
| આત્માની નજરથી જોતાં નર કે નારી જેવું કાંઇ નથી ... | | ૩૦૧ |

**પ્રીત વિષે** · પદ ૭૮૧ થી ૭૯૮ ... ૩૦૪

સાચી અને જુઠી પ્રીત કેવી હોય ... ... ... ૩૦૭

દોસ્તી કોણની કરવી ? .. ... ... ... .. ૩૦૯

**પ્રેમ વિષે** પદ ૭૯૯ થી ૮૧૧ ૩૧૦

ખોદાઇ પ્રેમ ... ... ... ... ... ૩૧૧

શુધ્ધ પ્રેમ અંતકરણમાંજ હોય છે ... ... ... ૩૧૩

**આપભોગ વિષે** પદ ૮૧૨ થી ૮૩૭ ૩૧૭

ખરો શુરવિર કોણ ! ... ... ... ... ... ૩૧૯

આપભોગ કોણ આપે ... ... ... ... ૩૨૨

**બિરહા વિષે** પદ ૮૩૮ થી ૯૦૬ ૩૨૬

જીવપર સખ્તી કર્યા વિના ખુદાને પુગાતું નથી ... ... ૩૨૯

ખુદાને મળવા માટે કબિરની વિનતી .. ... ... ૩૩૩

ખુદાને મેળવનારની થવી જોઇતી હાલત ... ... ... ૩૩૫

ખુદાને મલ્યા પછીની હાલત ... ... ... ... ૩૩૭

ખુદા મલે ત્યારે કેવી હાલત હોય ... ... ... ૩૪૫

ખુદા મલ્યાની વાત સમજાવી શકાતી નથી... ... ... ૩૪૯

ખુદાને જીવ એકજ છે (બે જુદા નથી) ... ... ... ૩૫૧

ખુદાને કબીરે કેમ જોયો ... ... ... ... ૩૫૩

તે તત્વ (ખુદા)ને તું પોતેજ અનુભવ ... ... ... ૩૫૫

## કબીરજીના ત્રીસ (૩૦) જંત્રો 

| | |
|---|---|
| જંત્ર ૧ લુ — જગાઇયે કયા ? | પ્રેમ |
| ,, ૨ જુ — કિજીયે કયા ? | પુંજા |
| ,, ૩ જુ — પરખિયે કયા ? | શબ્દ |
| ,, ૪ થુ — કરીયે કયા ? | સતસંગ |
| ,, ૫ મુ — બોલીયે કયા ? | મિઠા |
| ,, ૬ ઠુ — બરાઇયે કયા ? | ઝગરા |
| ,, ૭ મુ — ખાઇયે કયા ? | ગમ |
| ,, ૮ મુ — પીજીયે કયા ? | તામસ |
| ,, ૯ મુ — છોડીયે કયા ? | અભિમાન |
| ,, ૧૦ મુ — ત્યાગિયે કયા ? | સબકછુ |
| ,, ૧૧ મુ — સુનીયે કયા ? | ગુણ |
| ,, ૧૨ મુ. — બાંધીયે કયા ? | ઇંદ્રિયાં |
| ,, ૧૩ મુ — મારીયે કયા ? | આશા |
| ,, ૧૪ મુ — રાખીયે કયા ? | ધર્મ |
| ,, ૧૫ મુ — ધરિયે કયા ? | ધિરજ |
| ,, ૧૬ મુ — ઠહેરાઇયે કયા ? | મન |
| ,, ૧૭ મુ — મિટાઇયે કયા ? | ભ્રમ |
| ,, ૧૮ મુ — બરા પુન કયા ? | દયા |
| ,, ૧૯ મુ — બરા પાપ કયા ? | હિંસા |
| ,, ૨૦ મુ — દિજીયે કયા ? | દાંન |
| ,, ૨૧ મુ — ખુશબોઇ કયા ? | જશ |
| ,, ૨૨ મુ — દુર્ગંધ કયા ? | અપજશ |
| ,, ૨૩ મુ — લખિયે કયા ? | (અપના) રૂપ |

| | | |
|---|---|---|
| જંત્ર ૨૪ મુ | — લિજીયે ક્યા ? | હરિનામ |
| ,, ૨૫ મુ | — દેખિયે ક્યા ? | આત્મરામ |
| , ૨૬ મુ | — પાઇયે ક્યા ? | સુખ |
| ,, ૨૭ મુ | — હોઇયે ક્યા ? | દાસ |
| ,, ૨૮ મુ | — હોની ક્યા ? | હોનેહાર |
| ,, ૨૯ મુ | — માનિયે ક્યા ? | સત |
| ,, ૩૦ મુ | — બિચારીયે ક્યા ? | તત્વ |





કબીરજીનાં (૨૫) ભજનો ... ... ૩૮૧

૧ કાયાનાં કર્તવ્ય વિષે જીવને ચેતવણી

૨ જીવને ચેતવણી.

૩ બચપણ જવાની-બુઢાપો ચાલી જાય છે તો ઇશ્વર સ્મરણ ક્યારે કરશે.

૪ પૈસાના ખેલ વિષે.

૫ પૈસાવાલાનાં બધાં સગાં થવા નીકલે છે.

૬ કાળ વિષે ચેતવણી.

૭ દેહના નાશ માટે ચેતવણી.

૮ સંસારમાં છેવટ દુઃખજ .

૯ બાહેરના દેખાવ કર્યાથી ઇશ્વર મલતો નથી.

૧૦ ધર્મશાસ્ત્ર ભણવાથીજ ખુદા મલી શકતો નથી.

૧૧ તારી વિષયવાસનાઓને મારી નાંખ.

૧૨ તારા મનને કાબુમાં લે તો તે ખુદાને મેળવી આપશે.

૧૩ દુનિયા બધી દુખી છે—મન જીત્યુ તેજ સુખી છે.

૧૪ જેના મનમાં ખુદા રહેલો હોય તેને ક્રીયાઓ કરી ને ન કરી.
૧૫ કાલે શું થશે તેની ખબર નથી.
૧૬ જગતના જુઠાપણાં વિષે.
૧૭ જમના હાથથી છુટવાની ચાવી.
૧૮ સંતપુરૂષની દોસ્તી કરી તારૂં કામ કરી લે.
૧૯ હે પરમાત્મા, મને તારા ચરણુનીજ બસ દરકાર છે.
૨૦ ખરૂં ધન તે ઇશ્વર છે.
૨૧ ખુદા તારી અંદરજ છે.
૨૨ આરસીમાં મોહોડું જોઇ હરખા નાં.
૨૩ દુન્યવી રાહ ને ખુદાઇ રાહ બે ઉલટા છે.
૨૪ ખુદાનો આશક થયો તો પછી સુવાનું કેવું ?
૨૫ કમળ જેવું મોઢું તે ખુદાનું ભજણ ગાવા માટે.

**કબીરજીની જીંદગીનું ટુંક વૃત્તાંત ... ... ૪૦૬**





# કબીર વાણી.

હમ કછુ પક્ષપાત નહિ રાખી,
સબ જીવન કે હિતકી ભાખી.

હું કોઇનીબી તરફેનદારી કરતો કે રાખતો નથી, પણ જે કાંઇ કહું છું તે સર્વેનાં ભલાને અર્થે; કોઇ એક ધર્મવાળાને માટે નહિ, પણ સઘળા ધર્મોનું ભલું ચાહીને કહું છું—કબીર.



સત્ કબીરકે બચનકો, પ્રગટ કરૂં અબ સોય;
જો વાકો નિજ વાંચહિ, બુદ્ધિ નિર્મલ હોય.

સત્ કબીરજીનાં વચનો, હવે હું પ્રગટ કરૂં છું; જે કોઇ વાંચશે ને મનન કરશે તેની બુદ્ધિ નિર્મળ થશે.—ધર્મદાસ.

ૐ

## મંગળાચરણ.

સર્વોપર સત્ પુરૂષ હય; સબકે જીવન આપ;
પ્રથમ વંદના તાહિકો, નાશ હોત સબ પાપ.

દ્વિતીય વંદના ગુરૂકો, કરત જ્ઞાન પ્રકાશ;
બિન ગુરૂ નાહિંન હોત હય, અંધકારકો નાશ.

ત્રતીય વંદના સબ સંતકો, ભવજલ તારનહાર;
ભકિત જ્ઞાન વૈરાગ દે, કરત બડો ઉપકાર.

પુરૂષરૂપી સદ્‌ગુરૂ હય, સદ્‌ગુરૂ રૂપી સંત,
ઈનકે પદ વંદન કિયે, આવે ભવકો અંત.

## નમસ્કાર.

સઉની ઉપર ખુદા છે, ને તે સઉનાં જીવોનો જીવ છે.—
પેહેલ્લો નમસ્કાર હું તેને કરૂં છું; કારણ કે તેનાં નામની બરકતથી આપણાં સર્વ પાપોનો નાશ થાય છે.

( ૨ ) બીજો નમસ્કાર હું સદ્‌ગુરૂને કરૂં છું, કારણ કે, આપણે ખરેખર કોણ છીએ, તે તેવણ આપણને સમજાવે છે. તેવણનાં વગર બીજાં કોઇથી આપણને એ સમજ પડતી નથી.

( ૩ ) ત્રીજો નમસ્કાર હું સાધુઓનાં વર્ગને કરૂં છું; કારણ કે તે આપણું ફરી ફરીથી જનમવાનું–મરવાનું મટાડે છે. તે આપણી ઇંદ્રિઓનાં શોખ મટાડે છે, તેઓને બદલે આપણને ખુદાનો શોખ લગાડે છે, તેથી આપણને ખુદાની મુલાકાત થાય છે, ને આપણને ખુદાની મુલાકાત થાય છે, તેથી એ સાધુઓનો વર્ગ આપણુ માણસ જાતની ઉપર મોટો ઉપકાર કરનાર ગણાય છે.

( ૪ ) ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂ, ખુદા પોતેજ છે. ફરક માત્ર એટલોજ, કે તે પોતાની નિરાકાર સ્થીતિ છોડીને આપણા માટે દેહમાં આવેલો હોય છે. એવો ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂ, સાધુઓનાં વર્ગમાંજ મળી આવે છે; માણસનાં બીજા બધા વર્ગોમાં તે હોતો નથી. માટે સાધુઓ જયાં જયાં ને જયારે જયારે નજરે પડે, ત્યાં ત્યાં ને ત્યારે ત્યારે આપણે તેઓને નમસ્કાર કરશું ને તેઓની બનતી સેવા ચાકરી કરશું; કાંય જે તેઓ વડેજ પુનર-જન્મનાં આપણાં દુઃખોનો અંત આવે છે.



## ખુદા વીષે.

(૧)

ધરતીકા કાગજ કરૂં, કલમ કરૂં વનરાય;
સાત સમુદ્રકી સાહિ કરૂં, હરિ ગુન લિખા ન જાય.

(૨)

ભારી કહું તો મેં ડરૂં, હલકા કહું તો જુઠ;
મેં કયા જાનું રામકો, નૈના કબહુ ના દીઠ.

(૩)

ઐસા કોઈ ના મિલા, ઘટમે અલખ લખાય;
બિન બાત્તિ બિન તેલ બિન,* જલતી જોત દિખાય.

(૪)

દેખા હય તો કિસે કહું, કહે કોન પતિયાય;
હરિ જૈસાકા તૈસા હય, હરખ હરખ ગુન ગાય.

(૫)

સાહેબ તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય;
જયું મેહદીકે પાતમે, લાલી લખી ન જાય.

(૬)

ખાલેક બિન ખાલી નહિ, સુઈ ધરનકો ઠોર;
આગે પિછે રામ હયે, રામ બિનાં નહિ ઔર.

(૧) આખી પૃથ્વિનાં જેટલું મોટું કાગજ બનાવું, સઘળાં જંગલોનાં લાકડાંની કલમ બનાવું, અને સાતે દરીયાનાં પાણીને સહી કરી નાંખું તોબી હરિ (ખુદા) નાં ગુણો લખી શકાય નહી. અર્થાત કે,—જે અપુર્ણું છે તેની મદદથી, ખુદા જે પુર્ણું છે, તેનું બ્યાન થઈ શકેજ કેમ?

(૨) ખુદા ભારી છે એમ કેહેતાં હું બીહુંછું—જો, હલકો છે કરી કહું, તો તે મશકરી કરવા જેવું યાને જુઠું કહ્યા બરાબર છે—કબીરજી કહે છે કે હું શું જાણું કે ખુદા કેવો છે, કારણ મારી આ ખાકી આંખોએ તેને કદી જોયો નથી—અર્થાત કે ખુદા આ આંખોએ દેખાતો નથી, પણ તેને અંતઃકરણમાંજ ઓળખવાનો છે.

(૩) એવો કોઇ મને મળ્યો નથી કે જે અલખ યાને બહારથી નહીં પિછાની શકાય તેવો જે ખુદા છે તેની આ શરીરમાંજ પિછાન કરાવી આપે, અને જે જોત, તેલ ને કાકડા વગર, હમેશાં જલતી રહી છે તે દેખાડે.

(૪) મેં ખુદાને જોયો છે તે કોણને કહું? અને જો કહું તો કોણ માનશે?—ખુદા તો એકનો એકજ યાને સદા એકસાન છે; માટે હું તો તેનાં હરખે હરખે ગુણ ગાવું છું, યાને તેની યાદમાં ચકચુર છું.

(૫) જેમ મેહેદીનાં ઝાડનાં પાદડાંમાં લાલી રહેલી છે, પણ બાહેરથી તે દેખી શકાતી નથી તેમ "ઓ સાહેબ" તારી સાહેબી સર્વ ઠેકાણે છે, યાને તું દરેક આકાર કે શરીરોમાં રહેલો છે, પણ બાહેરથી યાને આ ખાકી આંખોએ તું જોવાઈ શકાતો નથી.

(૬) એક સોય જેવી પણ નાંની ચીજ રહી શકે એટલી પણ જગ્યા ખુદા વગરની ખાલી રહેલી નથી, એવી રીતે ખુદા, આગળ પાછળ સર્વે ઠેકાણે ને સર્વ ચીજમાં રહેલો છે, ને તે સિવાય બીજું કાંઇ નથી.

(૭)

જયું નેનનમે પુતલી, યું ખાલેક ઘટ માહે.
ભુલા લોક ન જાન હિ, બાહેર ઢુંઢન જાયે.

(૮)

કસ્તુરી કુંડલ બસે, મૃગ ઢુંડે બન માહિ;
ઐસે ઘટ ઘટ **રામ** હય, (પર) દુનિયાં દેખે નાહિં.

(૯)

ઘટ બિન કહાં ન દેખીયે, રામ રહા ભરપૂર;
જિન જાનાં તિન પાસ હય, દુર કહા ઉન દૂર.

(૧૦)

બાહેર ભિત્તર રામ હય, નેનનકા અભિરામ;
જિત દેખું તિત **રામ** હય, **રામ** બિનાં નહિ ઠામ.

(૧૧)

જયું પથ્થરમે હય દેવતા, યું ઘટમે હય કિરતાર;
જો ચાહો દિદાર કો, તો ચકમક હોકે જોર.

(૧૨)

પાવક રૂપી રામ હય, સબ ઘટ રહા સમાય;
ચિત્ત ચકમક લાગે નહિં, ધુંવા બહિં બહિં જાય.

(૭) જેમ આંખોમાં પુતળી રહેલી છે, તેમ ખુદાબી આ શરીરમાંજ રહેલો છે, પણ ભુલા પડેલા યાને માયાની જાળમાં લપટાયલા લોકો જાણી શકતા નથી, તેથી તેઓ ખુદાને પોતાની બાહેરજ શોધવા જાય છે.

(૮) હરણની દુંટીમાં કસ્તુરી રહેલી છે ને તેની સુગંધ હરણને આવે છે પણ હરણને ખબર નથી કે કસ્તુરી જેવી સુગંધી ચીજ તેની પોતાનીજ અંદર રહેલી છે; તે તો વન્સપતિ સુંધી સુંધીને કસ્તુરીને પોતાની બાહેર જંગલમાંજ શોધતું ફરે છે, તેમજ ખુદાબી દરેક આકાર તથા દરેક શરીરમાં રહેલો છે પણ માણસનું ધ્યાંન બાહેર લાગેલું હોવાથી કોઇ ખુદાને જોઇ શકતું નથી.

(૯) શરીરનાં ભિત્તર સિવાય બીજે કયાંએ ખુદાને શોધવા ના જા; ત્યાંજ ખુદા ભરપુર રહેશે છે; જેણે તેને પાસે જાણ્યો તો ખુદા તેની પાસેજ છે, અને જે કહે કે ખુદા દુર છે તો તે માણસથી ખુદા જરૂર દુરજ છે—અને તે ખુદાથી દુરજ રહેશે.

(૧૦) બાહેર તેમજ અંદર ખુદા રહેલો છે અને એમ ખુદાને સર્વ ઠેકાણે જોવો, તેમાંજ આંખોની ખરી ખુશાલી રહેલી છે—કબીર કહે છે કે જ્યાંબી હું જોઉં છું ત્યાં મને તો ખુદાજ દેખાય છે અને ખુદા સિવાય કોઇ પણ જગ્યા બાકી નથી.

(૧૧) જેમ પથ્થરમાં અગ્નિ છુપાઇને રહેલો છે, તેમ ખુદાબી દરેક શરીર કે આકારમા ભરાઇને રહેલો છે અને તને ખુદાને જોવો હોય, તો જેમ ચકમકનો પથ્થર સાફ હોવાથી, તેને ઘસવાથી અગ્નિ પ્રગટ થઇ બાહેર દેખાય છે તેમ તારા શરીરને તથા મનને પવિત્ર કરે, તો તનેબી ખુદા દેખાય.

(૧૨) ખુદા અગ્નિરૂપ છે અને બધાંનાં શરીરોમાં રહેલો છે, પણ જેમ ચુલામાં પુરૂં બળતણ ન હોવાથી ધુંમાડો થયા કરી બળતું હોલવાઇ જઇ, અગ્નિનો પ્રકાષ થતો નથી, તેમ જ્યાં સુધી માણસનું ચિત્ત બાહેર ભમતું અટકીને ખુદા ઉપર પુરૂં લાગે નહિ ત્યાં સુધી ખુદા દેખાય નહિં.

(૧૩)

સાંઇ તેરા તુંજમે રહે, જયું પથ્થરમે આગ;
જોત સરૂપી રામ હય, ચિત્ત ચકમક હો લાગ.

(૧૪)

પરદેશા ખોજન ગયા, ઘર હિરાકી ખાંન;
કાચ મનિકા પારખુ, કયું આવે પહેછાંન?

(૧૫)

મેં જાનું હરિ દુર હય, હરિ હરૂદય માંહિ;
આડી ત્રાટી કપટકી, તાસે દીસત નાહિ,

(૧૬)

જાકો આડા અંતરા, તાકો દીસે ન કોય;
જાન બુજ જડ હો રહે, બલ તજ નિબલ હોય.

(૧૭)

ભટક મુવા ભેદી બિના, કોન બતાવે ધામ?
ચલતે ચલતે જુગ ભયો, પાવ કોસપર ગામ.

(૧૮)

બસત કહાં ઢુંડે કહાં, કિસ બિધ આવે હાથ;
કબીર! તબહિ પાઇયે, જબ ભેદી લિજે સાથ.

(૧૯)

જા કારન હમ ધુંડતે, ઓર કરતે આસ ઉમેદ;
સો તો અંતર ગત મિલા, ગુરૂ મુખ પાયા ભેદ.

( ૧૩ ) જેમ પથ્થરમાં અગ્નિ છુપાઇને રહેલો છે, તેમજ તારો ખુદાબી તારામાંજ રહેલો છે—જ્યારે તું તારૂં ચિત્ત સાફ કરશે ત્યારે તે જોત પ્રકાષીત થશે અને તુંજ પોતે ખુદાનો સ્વરૂપ યાને જોત છે એવું તને માલમ પડશે-

( ૧૪ ) પોતાનાં ઘરમાંજ હિરાની ખાંન હોવા છતાં પરદેશમાં શોધ કરવાને જાય, એવો જે ખોટા કાચનો પારખુ હોય તે ખરા હિરાને કેમ જાણી શકે ? ખુદા જેવો અમુલ્ય હિરો શરીરમાંજ હોવા છતાં, માણુસ તેને બાહેરજ શોધે તો ખુદા તેને ક્યાંથી મળે ?

( ૧૫ ) કબીર કહેછે કે હું એમજ સમજતો હતો કે ખુદા તો દુર ( આકાશપર ) હશે, પણ તેને ગ્નાંન થયું ત્યારે મેં જાણ્યું કે ખુદા તો મારી સાથેજ રહેલો છે, પણ મારા હૈયાંમાં વાંસ (કપટ)નો પડદો પડેલો તેથી મને ખુદા દેખાઇ શકાયો નાહ.—

( ૧૬ ) જેને માયાનો આડો અંતર પડેલો હોય તેને શું દેખાય ? જે જાણીબુજીને જડવાદી બને ત્યારે તેનું ખરૂં જોર છતાં તે નાંતવાન રહે એમાં શિ નવાઇ ? અર્થાંત, માણુસ આત્મા છે એમ નહિ માંને, અને જીંદગી માત્ર ઇંદ્રિઓની મોજ મજાહમાંજ રહેલી છે એવું માની આત્મગ્નાંન નહી મેળવે તો તેને ખુદા કયાંથી દેખાય !

( ૧૭ ) ભેદુ યાને ખુદાને જાણુનાર ગુરૂ વગર હું બાહેર ભટકી ભટકીને મરી ગયો પણ ખુદાનું ઠેકાણું મને કોઇએ બતાવ્યું નહિ અને એવી રીતે ખુદા બાહેરથીજ મલશે એમ માનતાં માનતાં કાંઇ જુગો ચાલી ગયા—જયારે ખુદાનું ગામ તો પા કોશઅંજ હતું, યાને ખુદા તો મારી સાથેજ હતા.

( ૧૮ ) ખુદા કયાં વસે ને હું તેને શોધું ક્યાં, તો પછી મને તે કેમ મળે ? જયારે મેં ભેદુ યાને ખુદાને જાણુનાર ગુરૂની સંગત કીધી યાને મને ગુરૂ મળ્યા ત્યારેજ ખુદાને મળવાનો માર્ગ મળ્યો.

( ૧૯ ) જે કારણુ માટે હું બાહેર શોધ કરતો હતો, અને મળવાની આશા ઉમેદ રાખતો હતો, તે તો મને મારી અંદર ( હૃદયમાં ) મળ્યો કે જેનો ભેદ મને ગુરૂ મળ્યા ત્યારેજ ખુલ્લો થયો.

(૨૦)

હિરા હરિકા નામ હય, હિરદે અંદર દેખ;
બાહેર ભિત્તર ભરી રહા, એસા અગમ અલેખ.

(૨૧)

બિષય પ્યારી પ્રીતડી, તબ હરિ અંતર નાહિ;
જબ હરિ અંતરમે બસે, બિષયસે પ્રીત નાહિ.

(૨૨)

ભકિત બિગાડી કામીયાં, ઇંદ્રિ કેરે સ્વાદ;
જન્મ ગમાયા ખાધમે, હિરા ખોયા હાથ.

(૨૩)

રામ હય તહાં કામ નહિં, કામ નહિં તહાં રામ;
દોનો એક જા કયું રહે, કામ રામ એક ઠામ?

( ૨૦ ) ખુદાનાં નામરૂપી એક હિરો, જે તારા હૈયામાં જડેલો છે, તેને તું તારાં હૈયામાં જઇને જો; જ્યારે તું તેને હૈયામાં જઇને જોશે ત્યારે તે તને અંદરથી દેખાશે ને બાહેરથી સર્વ ઠેકાણે દેખાશે, એવો તે છે, જેની હસ્તીનો ભેદ બાહેરથી નહિ વર્ણવી શકાય કે નહિં સમજી શકાય તેવો છે.

( ૨૧ ) જ્યાંસુધી ઈંદ્રિઓનાં વિષયો ઉપર પ્રીતી થયા કરે, યાને જ્યાંસુધી ઈંદ્રિઓનાં ભોગ ભોગવવાનું મન થયા કરે, ત્યાંસુધી અંતઃકરણમાં ખુદાનો વાસો નથી એમ જાણવું–પણ જ્યારે ખુદા હૈયામાં વસ્તો થાય–યાને ખુદા તરફજ મન લાગ્યા કરે ત્યારે વિષય વાસ્ના નથી યાને દુનિયાઇ ચીજો ઉપરની ભાવના જતી રહી છે એમ નકી જાણવું, અને ત્યારેજ ખુદા દેખાય.

( ૨૨ ) જેઓ ઇંદ્રિઓનાં સ્વાદની દરેક મોજ મજાહમાં રહીને નિરંતર ખાવા પીવા વગેરે દુનિયાઇ વિચારોમાંજ ચકચુર રહે છે, તેઓની ખુદા તરફની ભકિત જતી રહે છે, અને તેઓ ખરેજ હિરો હાથમાંથી ગુમાવી પોતાનો જન્મ બરબાદ કરે છે. અર્થાત, માત્ર ખાવા પીવાની મોજ અથવા ધન ભેગું કરવાને ખાતરજ આ જીંદગી છે, એમ જેઓ સમજે છે, અને બીજી ઉંચી નેમ વિષે જાણતા નથી, યા જાણવા છતાં તે ઉપર મન રાખતા નથી, તેઓ પોતાનો ભવ ફોકટ ગુમાવે છે, ને તેઓને ખુદા મળી શકતો નથી.

( ૨૩ ) જેનાં મનમાં ખુદા હોય તેને વિષય વાસના હોય નહીં, અને જેનાં મનમાં વિષય વાસના નથી તેને ખુદા દેખાય,–જેમ એક જગાની અંદર બે ચીજ એકી વેળા રહી શકતી નથી તેમ વિષય વાસના, અને ખુદાના દર્શન, બંન્ને એકી વેળા મનમાં રહી શકતા નથી–કારણ તેઓ પરસ્પર વિરૂધ્ધ છે, જ્યારે હૈયામાંથી વિષય વાસના દુર થાય, તેમજ તેના બધા વિચારો પણ મનમાંથી નિકળી જાય, ત્યારેજ ત્યાં ખુદાનો વાસો થઇ શકે.

(૨૪)

જૈસે માયા મન રમે, તૈસે રામ રમાય;
તારા મંડલ છાંડકે, જહાં કેશવ તહાં જાય.

(૨૫)

ચેતન ચૌકી બેઠ કર, મનમે રાખો ધીર;
નિર્ભય હોકે નિઃશંક ભજ, કેવલ કહે કબીર.

(૨૬)

સ્નેહ લાગી નિર્ભય ભયા, ભરમ ગયા સબ દૂર;
બનમે બનમે કહાં ઢુંડે, રામ યહાં ભરપૂર.

(૨૭)

સબહિ ભૂમિ બનારસી, સબ નિર ગંગા તોય;
જ્ઞાની આતમરામ હય, જો નિર્મળ ઘટ હોય?

(૨૮)

આપા ખોયે હરિ મિલે, હરિ મિલત સબ જાય;
અકથ કહાંની રામકી, કહે સો કોન પતિયાય?

(૨૪) જેમ દુનિયાંની માયામાં યાને મોજ મજાહના વિચારોમાં મન ચકચુર બની તેમાં લીન થઇ જાય છે તેમ જો મન, ખુદાનાં વિચારમાં લીન થઇ પોતાને ભુલી જાય; તો તે માણસ સુર્યમંડળ પણ છોડીને ત્યાં પહોંચી જાય કે જયાં ખુદા છે.

(૨૫) તારા મનનાં દરવાજા ઉપર ચોકી રાખી ધિરજથી બેસ, અને પછી જરાએ ભય યા શક રાખ્યા વિના તું કેવળ ખુદાનેજ મનમાં ભજ્યા કેર–અર્થાત, તારાં મનમાં બીજા વિચારો આવવા ના દે, અને ખુદા મલશે એવું નિશ્ચય ધારી મનમાં વમાસ્યા કરતો ખુદાની યાદમાં રોકાઇ જા.

(૨૬) જ્યારે તારા મનને ખુદાની લેહ લાગે, ત્યારે ખુદાનાં વમાસણમાં (વિચારમાં) રહેવાને લીધે, દુનિયાંની ફિકર ચિંતા ટળી જાય, ને ઇંદ્રિઓથી દેખાતા ખોટા દેખાવો–ભ્રમો બી મટી જાય, ને ખુદાં સર્વ ઠેકાણે ઘરબેઠાં દેખાયે એવું છે ત્યારે ખુદાને શોધવાને જંગલે જંગલ શા માટે જવું જોઇએ ?

(૨૭) જો મન પવિત્ર થાય તો, કાશી જવાની અને ગંગા નદીમાં નહાવાની કાંઇ જરૂર નથી. પવિત્ર મનનાં અને સાફ દીલનાં માણસને બધી જગા એકજ સરખી કાશી જેવી પવિત્ર છે–અને બધી નદીનાં પાણી ગંગા જેવાં પવિત્ર છે; જે પવિત્ર થયો છે, જેને જ્ઞાન થયું છે, તેનો આત્મા પોતેજ ખુદા છે.

(૨૮) "હું ફલાણો માણુસ છું" એવું ભાંન જતું રહે, ત્યારે ખુદા મળે; અને ખુદા મળે યારે આખી જેહાંન મળે નહીં થઇ જાય, ખુદાની એવી, નહિ કહી શકાય તેવી વાત છે, ને એવી વાત કરીએ તો કોણ માને ?

(૨૯)

કબીર! જબ એ જગ નહિ, તબ રહા એક ભગવાંન;
જીને વોહ દેખા નજરસે, સો રહા કોન મકાંન?

(૩૦)

હરિજન હરિ તો એક હય, જો આપા મિટ જાય;
જા ઘરમે આપા બસે, તો સાહેબ કહાં સમાય?

(૩૧)

તુ તું કરતા તું ભયા, તું માંહે મન સમાય;
તું માંહી મન મિલ રહા, અબ મન અંત ન જાય.

(૩૨)

તું તું કરતા તું ભયા, મુજમે રહી ન "હું"
વારી ફેરૂં નામ પર, જીત દેખું તિત "તુ".

(૩૩)

રામ, કબીરા એક હય, કહેન સુનનકો દોય;
દો કર જો જાનસી, જાકુ ગુરૂ મિલા ન હોય.

(૨૯) ઓ કબીર! જ્યારે મનમાંથી આ જગતની હસ્તીનો ખ્યાલ નિકળી જાય, ત્યારે માત્ર ભગવાન જ એકલો રહે—અને જે કોઇએ તેને તેવો જોયો તે પુરૂષ અમુક જગ્યાએજ રહેલો છે એમ કેમ કહેવાય? અર્થાત—જે માણસ પોતાનાં ધ્યાનમાંથી જગતની હરએક વસ્તુનો ખ્યાલ અને આકારોને કાઢી નાખે તો પછી તે એકલા ખુદાનેજ જોઈ શકે, અને ખુદા સર્વવ્યાપક હોવાથી તે જીવ પણ સર્વવ્યાપક થઈ જાય, ત્યારે તે માણસ અમુક જગ્યાએજ રહેલો છે એમ કદી કહેવાય નહિં.

(૩૦) ખુદાની યાદ કરતાં કરતાં, ધ્યાંન ખુદામાં એવું લાગી જાય કે ઇંદ્રિઓનાં વિષયોના વિચારો તો શું, પણ "હું ફલાણો માણસ છું" એવી પોતાની યાદ પણ મનમાંથી જતી રહે ત્યારે ખુદાને યાદ કરનાર અને ખુદા એકજ થઈ જાય—પણ જયાં પોતાની યાદ "હું પણું" યાને "હું છું" એવો ખ્યાલ મનમાં થયા કરે, ત્યારે તેમાં ખુદા કયાંથી રહી શકે, યાને ખુદા કેમ દેખાય?

(૩૧) "હું નથી" (પણ) "તું છે" એવું વિચાર્યા કરતાં યાને "ખુદા ખુદા" કરતાં મન એવું ખુદામાં સમાઇને રહેવા લાગે, કે પોતાનું "હુંપણું" રેહેજ નહિં, પણ મન ખુદારૂપ થઈ જાય, અને મન જ્યારે ખુદામાં મલી જઇને રહેતું થયું, કે પછી તે કદી છુટું વિખુટું પડવાનું નથી કારણ તે પોતાનાં સુખી છેડે પુગી ગયું, એટલે "હું જુદો છું" એવું ભાન ફરીને તેને થશેજ નહિં.

(૩૨) કબીરજી કહે છે કે "ખુદા ખુદા" કરતાં હું ખુદા થઇ ગયો ને મારામાં "મારાપણું" રહયું નથી. તારા નામ પરથી હું ઓવરાઇ (કુરબાંન) જાઉંછું કે તે જપવાથી હવે જ્યાં જ્યાં હું જોઉંછું અને જે જે હું જોઉંછું તે બધું "ખુદાજ" છે એમ દીસે છે.

(૩૩) ખુદા ને કબીર તો એકજ છે, માત્ર કહેવામાં અને સાંભળતાં "બે" છે યાને જુદા છે; કોઇ એમ જાણે કે કબીર અને ખુદા બે જુદા છે તેને ગુરૂ મળ્યો નથી, એવું સમજવું.

(૩૪)

નામ કબીરા હો રહા, કલજુગમે પ્રકાશ;
સબ સંતનકે કારને, નામ ધરાયા દાસ.

(૩૫)

કબીર, કુત્તા રામકા, મોતી નામ ધરાય;
ગલે બિચ ડોરી પ્રેમકી, જીત ખેંચે તિત જાય.

(૩૬)

દાસ કહાવન કઠન હય, મેં દાસનકો દાસ;
અબ તો એસા હો રહું, કે પાંઉ તલેકી ઘાસ.

(૩૭)

જો દેખા સો તિનમેં, ચોથા મિલે ન કોય;
ચોથેકું પ્રગટ કરે, હરિજન કહિએ સોય.

(૩૮)

જો એક ન જાનીયા, તો બહુ જાને કયા હોય;
એકે તે સબ હોત હય, સબસે એક ન હોય.

( ૩૪ ) આ કળીયુગમાં કબીરનું નામ પ્રકાશી રહ્યું છે, પરંતુ કબીરજી કહે છે કે, હું તો ખુદાનો નોકર છું અને સઘળા સંત લોકોને માટે યાને જેઓ ખુદાઇ રાહપર ચાલવાવાળા છે તેઓને ખાતરજ હું નામ રાખી ગયો છું.

( ૩૫ ) કબીર કહે છે કે, હું તો રામનો કુતરો (નોકર) છું —મારૂં નામ મોતી રાખ્યું છે—મારા ગલામાં ખુદાનાં પ્રેમની દોરી નાંખી છે, જેથી ખુદા જ્યાં મને ખેંચે ત્યાં હું જાઉં છું. અર્થાત–મેં મારૂં દીલ ખુદાને સંપુર્ણ અર્પણ કર્યું છે. અને મારી મરજી પ્રમાણે નહિ–પણ ખુદાની મરજી પ્રમાણે રહું છું અને કાર્યો કરૂં છું.

( ૩૬ ) પોતાને દાસ કહેવાડવું એટલે ખુદાનો બંદો થવું એ બહુ મુશકેલ છે; હું તો તેનાં બંદાઓનો બી નોકર છું અને હવેથી એવો થઇને રહું, કે તેઓના પગ હેઠળની ઘાસ બની જાઉ.

( ૩૭ ) જેમી મેં જોયું છે તે સત્વ, રજસ અને તમસ જે પ્રકૃતિનાં ત્રણ ગુણો છે–એ ત્રણમાંજ થતું દેખાય છે, અને એ ત્રણની પેલી મેરની જે ચોથી હાલત છે, તે હાલતનો કોઇ પણ માણસ મને મળ્યો નથી. એ ચોથી હાલતને જે પ્રગટ કરી શકે તેજ ખુદાનો ખરો ભગત છે. સારાંશકે દુનિયામા સઘળે ઠેકાણે "હુ" "તુ" અને "તે" એવા ત્રણ પ્રકારો જાહેર થઈ રહ્યા છે—એ ત્રણની પેલી મેર, યાને એ ત્રણેને એક કરી નાંખનારી જે ચોથી હાલત છે તેજ ખુદાની હાલત છે કે જ્યાં "હું" "તું" અને "તે" એવો જુદાઇનો પ્રકાર હસ્તી ભોગવતો નથી, અને જે કોઇ, તે હાલત પોતામાં પ્રગટ કરે તેનેજ હરિજન યાને આત્મજ્ઞાની કહેવો.

( ૩૮ ) તું તે એકને યાને ખુદાને નહિ જાણે તો બીજું બધું જાણવાથી શું થાય ? તે એકમાંથીજ આ સૃષ્ટિની બધી પેદાયશ બનીછે. તે એકમાંથીજ આ અનેક ઉત્પતિઓ થઇ છે. પણ તે બધાંથી એક થઈ શકાતું નથી.

(૩૯)

એક સાધે સબ સધે, સબ સાધે એક જાય;
જો તું સિંચે મૂલકો, ફલે ફૂલે અઘાય.

(૪૦)

સબ આયે ઇસ એકમે, ડાર પાત ફલ ફૂલ;
કબીર! પીછે ક્યા રહા, ગ્રહિ પકરા નિજ મૂલ?

(૪૧)

મેરા મુજમેં કછુ નહિ, જો કછુ હય સો તેરા,
તેરા તુજકો સોંપતે, ક્યા લગેગા મેરા.

(૪૨)

મેરા તો કોઇ હય નહિ, ઔર મેં કિસીકા નાહિં;
અંતર દ્રષ્ટ બિચારતાં, રામ બસે સબ માંહિં.

( ૩૯ ) જો તું એકને સાંધશે તો બધુંએ સંધાશે, પણ જો તું ( તે એક સિવાય ) બધાંને સાંધવા જશે તો તે એક જતો રેહેશે. ઝાડના મુળને પાણી સિંચશે ને તેને સાચવશે તો તેમાં ફળ ફુલ સર્વે આવી જશે —અર્થાત, જો તું ખુદાને પકડશે યાને ખુદાનેજ મળવાની ઇચ્છા રાખશે તો દુનિયવી માલમતા પોતાની મેળે આવી જશે.

( ૪૦ ) એ એકમાંજ બધુંએ આવી જાય છે, ડાળ, ડાંખળાં, પાતરાં, ફળ ને ફુલ સર્વે તેમાં આવી જાય છે. ત્યારે ઓ કબીર ! જે કોઇએ તે મુળનેજ પકડી રાખ્યું તેને બીજું કરવાનું યા મેળવવાનું બાકી શું રહ્યું ? જેને ખુદાજ મળ્યા તેને બીજું શું જોઇએ ?

( ૪૧ ) ઓ ખુદા ! મારી અંદર " મારૂં " યાને મારી જાતનું પોતાનું હોય એવું કાંઇ નથી; જે કાંઇ છે, તે બધું તારૂંજ છે; અને જે કાંઇ તારૂં છે, તે તુંને પાછું હવાલે કરૂં, તેથી મારૂં કાંઇબી જતું રહેતું નથી—

અર્થાત, મારી રચનામાં આ સ્થૂલ શરીર છે તે મારૂં નથી; કારણ કે, મરણ વખતે તે મારાથી છુટું પડી જાય છે; મારી રચનામાં " પ્રાણમયકોષ " યાને શરીરમાં રહેલો, દશ પ્રકારનાં કામ બજાવતો વાયુ છે તે પણ મારો નથી: કારણ કે, મરણ વખતે તે પણ મારાથી છુટો પડી જાય છે; મારી રચનામાં " મનોમયકોષ " યાને ઇંદ્રીઓની ગમતી ચીજોનો ખ્યાલ કર્યા કરતું જે ( મનનું ) નિચલું ભાંન છે તે પણ મારૂં નથી: કારણ કે, હું જ્યારે સ્વર્ગમાં જાઉં છું, ત્યારે તે પણ મારાથી છુટું પડી જાય છે; મારી રચનાંમાં " વિજ્ઞાનમય કોષ " અથવા મનની શક્તિઓ ને સદગુણો છે તે પણ મારાં નથી: કારણ કે, હું તુંને મળવા આવું છું, ત્યારે તે પણ બેમાલમ થઇ જાય છે; એ બધાંથી ઉપરવાળું તત્વ જે " આત્માં " અથવા " હું પોતે કહેવાઉં છું. " તે પણ મારો નથી: કાંય જે, જ્યારે હું " હું પોતે " થાઉં છું ત્યારે હું તો કાંઇ હોતો નથી, પણ " તુંજ " હોય છે.

( ૪૨ ) એઓમાંનું (ઉપર જણાવી ગયા તેઓમાંનું) કોઇ મારૂં નથી, ને હું એઓમાંનાં કોઇનો નથી; ખુદાઇ નજરે જોતાં ખુદાજ સઉમાં સઉ થઇને વસેલો દેખાય છે.

(૪૩)

કબીર! ખોજી રામકા, ગયા જો સકલ દ્વિપ,
રામ બસે ઘટ ભિત્તરા, જો આવે પ્રતિત.

(૪૪)

સબ ઘત ભિત્તર મેં બસું, મોકો મિલે ન કોય;
જો કરૂં સો મેં કરૂં, નામ બંદેકા હોય.

(૪૫)

સબ ઘટ મેરા સાઇયાં, ખાલી ઘટ નહિં કોય;
બલિહારી ઉસ ઘટકી, જા ઘટ પ્રગટ હોય

(૪૬)

ચોંસઠ દિવાં જોડ કર, ચઉદે ચંદા માંહીં,
તિસ ઘર કૈસા ચાંદના, જીસ ઘર ગોવિંદ નાહિં?

(૪૭)

કોઇ એક પાવે સંતજન, જા કે પાંચો હાથ;
જાકો પાંચો વશ નહિ, તાકો હરિ સંગ ન સાથ.

(૪૮)

કબીર! હદકે જીવકો, હિત કર મુંખ ના બોલ;
જો હદ લગા બેહદસે, તાસે અંતર ખોલ.

(૪૩) ઓ કબીર ! ખુદાને શોધવાવાળો માણસ, સઘળા દેશોમાં જાય છે, પણ જો તેને વિશ્વાસ હોય તો ખુદા તેનાં શરીરમાંજ રહેલો માલમ પડે.

(૪૪) ખુદા કહે છે કે, હું તો સર્વ આકારો ને શરીરોમાં રહેલો છું, પણ મને કોઇ ઓળખતા કે ભેટતા નથી; જે કાંઇ કરૂં છું યાને થાય છે તે હુંજ કરૂં છું, પણ માત્ર નામ માણસનું હોય છે, યાને લોકો કહે છે કે ફલાણું કાર્ય ફલાણે માણસે કીધું.

(૪૫) સર્વનાં શરીરમાં ખુદા છે, ને કોઈ બી શરીર તે વગર ખાલી નથી; પણ જે શરીરમાં ખુદા જાહેર થાય તે શરીરનીજ બલિહારી છે, યાને જીવવાની ખરી મોજ ત્યારેજ હોય છે.

(૪૬) ચોસઠ બત્તિઓ સાથે મેળવ્યે, અને ચઉદ ચંદ્રમાંઓનાં પ્રકાશ બી ત્યાં હોય, પણ જે ઘરમાં યાને શરીરમાં ખુદા નહિ પ્રગટ થયો હોય, ત્યાં ખરૂં ચાંદનું યાને અજવાળું કયાંથી હોઈ શકે ?

(૪૭) જેઓએ પોતાની પાંચે ઈંદ્રિઓને તાબે કરી છે તેઓમાંના કોઇ એક સાધુ પુરૂષને ખુદા મળે છે, પણ પાંચે ઇંદ્રિઓને જેણે વશ નથી કીધી, તેને ખુદાનો મેળાપ થઇ શકતો નથી.

(૪૮) અરે કબીર, જેની આશા ઉમેદ, હદવાલી આકારવાલી જેહાંનને લગતીજ હોય છે, તેનું ભલું ચાહીને તેને **નિરાકારનું** સાધન શિખવનો નાં, (પણ) જેની આશા ઉમેદ કોઇભી જાતનાં આકારો ધરાવ્યા વગરની અપરમપાર ખાલી જગામાં જઇને રેહવાની ઉપર લાગેલી છે, તેને, **નિરાકારને પોહોંચવાનું**, તારા મનમાં છુપું રાખેલું સાધન શિખવજે.

(૪૯)

હદમે રહે સો માનવિ, બેહદ રહે સો સાધ;
હદ બેહદ દોનો તજે, તાકા મતા અગાધ.

(૫૦)

હદ છાંડી બેહદ ગયા, અવર કિયા વિશ્રામ;
કબીરા જાસું મિલ રહા, સો કહીયે નિજ ઠામ.

(૫૧)

હદમે બેઠા કથત હય, બેહદકી ગમ નાહિં;
બેહદકી ગમ હોયગી, તબ કથનેકા કછુ નાહિં.

(૫૨)

દેખન સરીખી બાત હય, કહેન સરીખી નાહિં;
અસા અદભૂત સમજકે, સમજ રહે મન માંહિં.

(૪૯) સાધારણ માણસને આકારવાલી ચીજોનુંજ ભાંન હોય છે; અને સાધુને આકાર વગરની અપરમપાર ખાલી જગાનું ભાંન હોય છે, પણ જે કોઇ એ અપરમપાર ખાલી જગાનું ભાંન પણ નહિં રાખે તેનો તો મહિમાં અપરમપાર જ જાણવો, એટલે કે હદ અને બેહદની પાર ગયેલાનો તો કોઇ પારજ પામી શકે નહિં.

(૫૦) હદવાલી, આકારવાલી જેહાંન છોડીને હદ વગરની, આકાર વગરની ખાલી જગામાં જવું, અને એ પ્રમાણે રેહવા વસવાની બીજી જગા કરી લેવી, અને ત્યાં જે **સાહેબ** રહે છે તેના સાથે હું (કબીર) જેમ મળી ગયો છું, તેમ સાથે મળી જઇને રેહેવું, એ તો દરેકનું પોતાનુંજ કામ છે, એટલે કે તે પોતાથીજ અનુભવાય છે, બીજો કોઇ તે દેખાડી યા કહી શકે નહિ.

(૫૧) જેનું ભાંન હદવાલી, આકારવાળી જેહાંન સુધીનુંજ હોય છે, અને હદ વગરની, આકારો ધરાવ્યા વગરની, ખાલી જગામાં જે જીવી જાણતો નથી, તેજ પોતાનાં અજ્ઞાનપણામાં તે હાલતનું મોહોડેથી વર્ણન કરે છે, પણ જે ત્યાં જીવી જાણે છે, તે તો તે હાલતને મોહોડેથી બોલી નહીં શકાય એવી તરેહની સમજે છે, ને તેટલા માટે તેને વિશે તે કાંઇ બોલતો નથી.

(૫૨) નિરાકાર ખુદાને મળવાને લગતી એ વાત, આપણે પોતે જોઇએ તોજ સમજાય, અને બીજો કોઇ મોહોડેથી સમજાવે તો નહિંજ સમજાય, એવી અજાયબ જેવી છે; માટે તું એને અનુભવજે, ને તારો અનુભવ તારાજ મનમાં રાખજે, તે બીજા કોઇને કહેતો નાં.

(૫૩)

બિન ધરતિકા ગામ હય, બિન પંથકા દેશ;
બિન પિંડકા પુરૂષ હય, કહે કબીર ઉપદેશ.

(૫૪)

કબીર, ચલ જાય થા, પુછ લિયા એક નામ;
ચલતા ચલતા તહાં ગયા, જહાં ગામ નામ નહિ ઠામ.

(૫૫)

કૌતક દેખા દેહ બિન, રવિ સસિ બિન ઉજાસ;
સાહેબ સેવામે રહે, બેપરવા હિ દાસ.

(૫૬)

ધરતિ ગગન પવન નહિં, નહિં તુંબા નહિં તાર;
તબ હરિ કે હરિજન થા, કહે કબીર બિચાર.

(૫૩) મારૂં કબીરનું કેહેવાનું એ છે કે, આપણી આ જેહાંનની ચીજોની સરખામણીઓ વડે ખુદાને લગતી વાતો બોલી શકાતી નથી. દાખલા તરીકે, માણસો જ્યાં રેહેતાં હોય તે જગાને આપણે "ગામ" કહીએ, પણ પરમેશ્વર (જ્યાં) રહે છે તે જગાને માણસનાં રેહેઠાંણના સરખામણી કરીને "ગામ" કહેવાય નહિં: કાંયજે, જ્યાં પૃથ્વિજ નહિ, ત્યાં "ગામ" કેમ હોય ? આપણે એક દેશથી બીજે દેશ જઈએ ત્યારે તે, કોઇ રસ્તે થઇને જઇએ છીએ, પણ પરમેશ્વર (જ્યાં) રહે છે તેને માણસનાં રેહેઠાંણની સરખાંમણી કરીને "દેશ" કહીએ, તો તે દેશ જવાનો કાંઇ રસ્તો નથી. કોઇ એક માણસ છે, એવું આપણે કહીએ, ત્યારે તરત તેનું શરીર આપણા લક્ષમાં આવે છે; હવે એવીજ રીતે આપણે બોલવા જઇએ કે "પરમેશ્વર" છે, તો લોકો એમ સમજે કે તેને શરીર હશે, જ્યારે તેને શરીર તો છેજ નહિ.

(૫૪) હું ખુદાની રાહમાં ચાલ્યો જતો હતો, ચાલતાં ચાલતાં મેં એક જણ પાસેથી ખુદાનું નામ પુછી લીધું. પછી તે નામ જપતો જપતો આગલ ને આગલ ચાલ્યાં કીધો, ત્યારે આખરે હું ત્યાં જઇ પોહોંચ્યો, કે જ્યાં કોઇ ગામ નહિ મલે, કાંઇ રેહેવાનું નહિં મલે, ને કોઇનું નામ નિશાન નહિ મળે!

(૫૫) આ અજાયબ જેવો દેખાવ મેં શરીર વગર જોયો. મારી ઈંદ્રિઓ અને મન મળે નહિ થઇ ગયલાં હતાં, તેવી હાલતમાં મેં આ અજાયેબ જેવો દેખાવ જોયો. અને એ દેખાવ જોવાને માટે સુર્ય ચંદ્રનું અજવાળું પણ ત્યાં નહિ હતું; પછી હું નોકર પેરે સાહેબની સેવામાં રેહવા લાગ્યો, ને આ દુનિયાંન-સંર્વે કામો ને સર્વે વાતો વિશેની મારી ફીકર ચિંતા મટી ગઇ.

(૫૬) જ્યારે પૃથ્વિ, પવન, આસમાંન કાંઇ નહિ હતું ને તુંબડુ કે તેનો તાર કાંઇએ નહિ હતું, ત્યારે માત્ર ખુદા કે ખુદાનો ભગત તો હતોજ, એવું મારૂં કેહેવું છે; જે માટે તું વિચાર કર.

(૫૭)

દેખા એક અગમ ધની, મહિમાં કહી ન જાય;
તેજ પુંજ પ્રગટ ધની, મનમે રહા સમાય.

(૫૮)

દિપક દેખા જ્ઞાનકા, પેખા અપરમ દેવ;
ચાર વેદકો ગમ નહિ, તહાં કબીરા સેવ.

(૫૯)

વૈકુંન્થ ઉપર બસત હય, મેરા સાહેબ સોહે;
જાકે રૂપ ન રેખ હય, સો અંતર મિલ્યા મોહે.

(૬૦)

મેં થા, તબ હરિ નાહિં, અબ હરિ હય મેં નાહિં;
સકલ અંધેરા મિટ ગયા, દિપક દેખા માંહિં.

(૬૧)

કરતમ કરતા ના હતા, ના હતા હાટ ન પાટ,
જા દિન કબીરા રામજન, દેખા ઔઘટ ઘાટ.

(૫૭) મેં તે **સાહેબને** જોયો, જેને ઈંદ્રિઓ પોહોચી શકતી નથી ને તેનો મહિમા યાને મોટાઇની વાત મોહેડેથી કેહેવાઇજ શકાતી નથી, તે પ્રકાશનો જથ્થો હૃદયમાંજ સમાઇ રહયો, એટલે કે તે માત્ર અનુભવમાંજ રહેલો છે, યાને જે કોઇ અનુભવે તેજ જાણી શકે છે.

(૫૮) જેને જોવાથી સર્વે ચીજો ને વાતો જણાઇ જાય છે, તે દીવાને મેં દીઠો; અને તેને, જેના જેવો બીજો કોઇ નહિ એવા ખુદા તરીકે મેં પીછાન્યો, અને ચારે વેદો જેની વાત સમજાવી શકતા નથી, એવા તે સાહેબની સેવામાં હું ખડો રહ્યો.

(૫૯) વૈકુન્થની પેલીમેર, યાને જરથોસ્તીઓમાં જેને ગરોથમાંન કહે છે તેની પેલીમેર, જે રહે છે તે મારો **સાહેબ** છે, અને જેને આકાર, લીટી કે આકૃતિ કાંઇએ નથી, તે (ખુદા) મને મારામાંજ મળ્યો.

(૬૦) "હું ફલાણો માણસ છું," એવું જ્યાં સુધી મને દેખાતું હતું, ત્યાં સુધી મને ખુદા દેખાતો નહિં હતો. હમણાં મને **ખુદા** દેખાય છે ત્યારે "હું ફલાણો માણસ છું," એવું મને દેખાતું નથી; ખુદા રૂપી દીવો મારાં હૈયામાં મેં જોયો, ત્યારે મારે લગતી ને સારી જેહાંનને લગતી કોઇબી વાત વિષે મને અણજાણપણું રહ્યું નથી.

(૬૧) જ્યારે હું (કબીર) ખુદાનો સેવક થયો, ને જયારે હું અચળ પદને પામ્યો યાને કદી નાશ ન પામે એવા સ્થાંને પુગ્યો, ત્યારે હાટ અને પાટ તથા કર્તા અને કર્મ સઘળું મારાંમાંથી ચાલી ગયું. અર્થાત-જ્યારે કોઇ, આત્માની ભેટ કરે છે ત્યારે તેનો બહારનો સંસાર તથા કર્તા કર્મ સઘળું મળે નહિ થઇ જાય છે, એટલે કે જોનાર "હું" જુદો, ને જોવાની "ચીજ" બીજી સામે હોય એવું કશુંએ ત્યાં હોતું નથી.

(૬૨)

શુન ઇંદ્રિ સેહેજે ગઇ, સદ્ગુરૂ ભયે સહાય;
ઘટમેં બ્રહ્મ બિરાજ્યા, બક બક મરે બલાય.

(૬૩)

કબીર, હદકા ગુરૂ હય, બેહદકા ગુરૂ નાહિં;
બેહદ આપે ઉપજે, અનભવકે ઘર માંહિં.

(૬૪)

નિરાધાર સો સાર હય, નિરાકાર નિજ રૂપ;
નિશ્ચલ જાકો નામ હય, એસા તંત્વ અનૂપ.

(૬૫)

સુરતમે મૂરત બસે, મૂરતમે એક તત;
તા તત્ તત્ બિચારયા, તત્વ તત્ન સો તત્

(૬૬)

જો એ તત્વ બિચારકે, રાખે હૈયેમે સોય;
સોહ પ્રાંનિ સુખકો લહે, દુઃખ ન હરસે કોય.

(૬૨) ખુદાની સાથે ખરેખરો મેળાપ કરાવી શકે એવા ગુરૂએ જ્યારે મને મદદ કીધી ત્યારે, મારા સર્વ તમો ગુણો જતાં રહ્યા, સર્વ રજો ગુણો જતા રહ્યા, ને સર્વ સત્વ ગુણો પણ (થોડો વાર) મળે નહિં થઇ ગયા, તેથી મારી છએ ઇંદ્રિઓબી જતી રહી, ને એ બધું જે થઇ ગયું, તે જાણે મારી કાંઇ કોશેશથી નહિં થયું, પણ પોતાની મેળેજ થઇ ગયું. બધા ગુણો ને બધી ઇંદ્રિઓ જતી રહી, ને હૈયાંમાં ખુદાયજી બિરાજેલા દેખાયા; તેમણી સાથે રૂબરૂમાં મેળાપ થયો, ત્યારે હવે ખુદા આવા છે ને આવા નથી, એવો બકબકારો હું શું કામ કરૂં ?

(૬૩) કબીરજી કહે છે કે, હદ છોડાવવા માટેજ ગુરૂની જરૂર છે, પછી બેહદમાં ગુરૂની જરૂર રેહતી નથી; બેહદ પોતાની મેળેજ પોતાનાં આત્માનુભવથી પ્રાપ્ત થાય છે.

(૬૪) આ સંસાર આકારવાળો આપણને દેખાય છે, છતાં તે નાશવંત હોવાથી નિરાકાર જ છે, આ આપણું શરીર પણ તેવીજ રીતે નિરાકાર છે, જે હમેશાં રહેવાવાળું **તત્વ** છે તેજ તત્વ ખરૂં નામવાલું છે, અને તે તત્વની ઉપમા કંઇ આપી શકાય તેમ નથી, યાને તેને નામ નિશાણ છેજ નહિં.

(૬૫) શુદ્ધ ધ્યાંન અથવા સમાધિમાં જ ખુદાની ખરી મૂર્તિ દેખાય છે. એ મૂર્તિ એવી છે કે તેનું વાણીથી કંઇ વર્ણન કરી શકાતું નથી, તેથી તેને "**તત્**" નું નામ આપવામાં આવે છે. તે "**તત્**" નો વિચાર કરતાં અંતે એમ માલૂમ પડે છે કે આ આખા વિશ્વનું મુળ તત્વ તે "**તત**" જ છે, અને જે તત્વો દેખાય છે તે માત્ર તેજ "**તત્**" નાં રૂપાંતર છે.

(૬૬) એ તત્વ શું છે તેનો વિચાર કરી કરીને, તે તત્વને જે કોઇ પોતાનાં હૈયામાં અનુંભવે અને રાખે, તે માણસને સુખ જ મળે ને તે કોઇ પણ જાતનું દુઃખ જોય નહિ.




(૬૭)

બિન બીજકા વૃક્ષ હય, બિન ધરતી અંકુર;
બિન પાનીકા રંગ હય, તહાં જીવકા સુર.

(૬૮)

હમ વાસી વહાં દેશકે, જહાં ગાજ રહા બ્રહ્માન્ડ;
અનહદ બાજા બાજયા, અવિચલ જોત અખંડ.

(૬૯)

આયા એકહિ દેશસેં, ઉતરા એકહિ ઘાત;
બિચમેં દુબધા હો ગઇ, સો હો ગયે બારેબાટ.

(૭૦)

અમ વાસી વહાં દેશકે, જહાં જાતવરન કુલ નાહે:
શબ્દ મિલાવા હો રહા, પર દેહ મિલાવા નાહે.

( ૬૭ ) જ્યાં બીજ વગરનું ઝાડ છે, જ્યાં ધરતી વગર યાને ભોંય વગર પુંઠી નિકળેલો પીલો ઉગે છે, જ્યાં પાણી વગરનો રંગ છે, ત્યાં જીવનું મુળ છે અર્થાત, જીવ જ્યાંથી નિકળ્યો છે ત્યાં આકાર, રંગ કે જગા જેવું કાંઇ નથી, યાને જે સર્વનું મુળ (ખુદા), જેનું રૂપ, રંગ કે આકાર જેવું નથી તેમાંથી જીવનું પ્રગટ થવું હોય છે.

( ૬૮ ) જીવ ત્યાંનો રહેવાસી છે, કે જ્યાં "શબ્દ બ્રહ્મ" યાને સૃષ્ટિના જાહેર થવાની પેહલ્લી શરૂઆતની હાલત, જેને હિંદુ શાસ્ત્રમાં "શબ્દ બ્રહ્મ," અને જરથોસ્તી ધર્મશાસ્ત્રમાં "અહુનવર" કહ્યો છે, તેનો નાદ (અવાજ) થતો હોય છે, જ્યાં તે હદ વગરનું વાજું વાગ્યા કરે છે, અને જ્યાં નિરંતર (યાને એકસરખી રહેલી અખંડ) ને હમેશ બળતી જોત છે, તે જીવનું રહેઠાણ છે.

( ૬૯ ) તે એક દેશમાંથી યાને ખુદામાંથી બધા જીવો આવ્યા છે, અને એકજ ઠેકાંણે યાને આ સ્થૂલ (ખાકી) દુનિયામાં ઉતર્યો છે, પણ નિચે આવતાં વચ્ચમાં, યાને જુદા જુદા ભૂવનોમાંથી પસાર થતાં તેઓ ઉપર આપદા આવી પડી, ને તેથી તેઓ એક બીજાથી જુદા પડી, છુટા વિખુટા થઇ ગયા.

( ૭૦ ) આપણે (જીવો) અસલમાં તો, તે એકજ દેશનાં રેહવાસી છીએ કે જ્યાં જાત, વર્ણ, કે કુળ (ઉંચ યા હલકું ખાંનદાંન) જેવો તફાવત કાંઇએ નથી. ત્યાં તો માત્ર "શબ્દ" થીજ મેલાપ યાને એકત્ર થઇ શકાય છે. પણ આ સ્થૂલ શરીરથી ત્યાં મળાતું યાને એક થઇ શકાતું નથી. (એ સ્થિતીમાં માત્ર મહાત્માઓજ રહી શકે છે).

(૭૧)

ગેબી આયા ગેબસે, ઔર યહાં લગાઇ એબ;
ઉલટ સમાનાં ગેબમે, તો મિટ જાય સબ એબ.

(૭૨)

કબીર! જાત જાતકા પાહોના, જાત જાતમે જાય;
સાહેબ જાત અજાત હય, સો સબમે રહે સમાય.

(૭૩)

કરી કશમત જગતકી, રાજ રીત બંધાન;
સાચ્ચો કિયો તોહે સોંપકે, આપ છુપે કરી આંન.

(૭૪)

એક બુંદ તે સબ કિયા, નર નારિકા નામ;
સો તું અંતર ખોજ લે, સકલ બ્યાપક રામ.

(૭૫)

એક બુંદ તે સબ કિયા, એ દેહકા બિસ્તાર;
સો તું કયું બિસારયા, અંધે મુંઢ ગમાર?

( ૭૧ ) એ ગેબી યાને અણદીઠ જીવ, ખુદામાંથી નીકળ્યો છે પણ આ ખાકી દુનિયાંમાં આવવાને અને કાર્યો કરવાને માટે પોતાનાં ઉપર જુદા જુદા પદાર્થોના શરીરો ધારણ કર્યા છે, તેથી તેનાંમાં દુર્ગુણો ને ખામીઓ પેદા થઇ છે. એ જીવ, શરીર સાથે એટલો લપટાઇ ગયો છે, કે શરીરના સર્વ દોષો (અવગુણો) તેને લાગુ પડયા છે; તે વિષયો તરફ દોડે છે, ને વિષયોમાં તેનો લય થયા કરે છે; તેને બદલે જો તે જીવ ઉલટો દોડે—ખુદા તરફ દોડે યાને દીલ લગાડે, ને ખુદામાં તેનો લય થાય, તો તેની સર્વ એબો મટી જાય.

( ૭૨ ) શરીર ધારણ કીધા પછી જીવ પોતાનું પ્રગટીકરણ આગલ વધારવાને આ દુનિયામાં આવે છે ત્યારે જુદી જુદી જાત, વર્ણ ને કુળ નિચે કે ઉંચમાં, પોતાની આગલી કરણી મુજબ અવતરે છે, અને નર કે નારીના દેહ ધારણ કરે છે, પણ ખુદા તો અજાત છે યાને તેને જાત-વર્ણ કે નર-નારી જેવું કાંઇએ નથી, તેથી તે (ખુદા) જગતમાં સર્વ ઠેકાંણે અને સર્વ આકારો કે શરીરોમાં સમાઇ રહ્યા છે યાને હાજર છે.

( ૭૩ ) ખુદાએ જગતને પેદા કીધી, અને જગતને ચલાવવાના કાયદાઓ મુકરર કીધા, તે પછી તું (જીવ) ને વૃદ્ધિ કરવાને સારૂં, યાને તારૂં પ્રગટિકરણ આગલ ચલાવવાને, જગતને તારે હવાલે સોંપીને, તારી ઉપર પોતાનો સહાયો નાખ્યો અને પછી પોતે ખુદા તારી નજર આગલથી ગેબ થઇ ગયા.

( ૭૪ ) તે એક મુળ યાને ખુદા છે, જેમાંથી આ બધું થયું છે, અને નર-નારિ, એવા નામો બન્યાં છે, તે ખુદા જે સર્વવ્યાપક થઇને બધે રહ્યો છે, તેને તું તારા અંદર ( દેયાં ) માં શોધ.

(૭૫) તે એક મુળે યાને ખુદાએ, આ બધાં જગતનું વિસતાર્ણું કીધું છે; આ જગત છે તે ખુદાનું મોટું શરીર છે, અને આપણ સર્વ તે એક મોટા અંગના માત્ર ભાગો છઇએ, અને તેનાથીજ જીવીયે છીએ, યાને આપણી જીંદગીના આધારજ ખુદા છે, ત્યારે તને, ઓ આધળા, મુરખ અજ્ઞાની ! તું કાં વિસરી ગયો ?

(૭૬)

સબ ઘટ ભિત્તર રામ હય, ઐસા આપસો જાન;
આપ આપસે બંધીયા, આપે ભયા અજાન.

(૭૭)

પાંચ ધાતકા પિંજરા, સો તો અપના નાહિ;
અપના પિંજર તહાં બસે, અગમ અગોચર માંહિ.

(૭૮)

સગા હમારા રામજી, સહોદર હય પુની રામ;
ઔર સગા સબ સગમગા, કોઇ ન આવે કામ.

(૭૯)

ચલ ગયે સો ના મિલે, કિસકો પુછું બાત;
માત પિતા સુત બાંધવા, જુઠા સબ સંગત.

(૮૦)

ક્યા કિયા હમ આય કે, ક્યા કરેંગે જાય?
ઇતકે ભયે ન ઉતકે ભયે, ચલે સો મુલ ગમાય.

(૮૧)

કબીર ! યા તન જાત હય, શકે તો ઠોર લગાય;
કે સેવા કર સંતકી, કે ગોવિંદ ગુન ગાય.

(૭૬) સર્વ આકારો અને શરીરોમાં ખુદા છે એવું તું તારી મેળેજ જાણી લે; તું તારી મેળેજ પોતે બંધાઇ ગયો છે તેથી "તું પોતે કોણ છે ?" એ વાતથી તું અણજાણ થઇ ગયો છે, યાને તે તું ભુલી ગયો છે.

(૭૭) પંચ ભૂત યાને પાંચ મૂળ પદાર્થો, પૃથ્વિ, પાણી, અગ્નિ, હવા ને આકાશનું બનેલું આ શરીર, તે કાંઇ આપણું જાવેદાનનું યાને હમેશનું મકાંન નથી. આપણું શરીર એટલે આપણું ખરૂં પોતાપણું—ખરૂં સ્વરૂપ તો તે જગ્યા છે, જેને આ ઇંદ્રિઓથી પહોંચી શકાતું નથી, ને જોઇ–જાણી શકાતું નથી ત્યાં છે યાને ખુદામાં છે.

(૭૮) આપણો, (જીવનો) ખરો સગો ખુદાજ છે, આપણો ભાઇભાંડુ પણ ખુદાજ છે; બાકીના બીજાં કેહવાતાં બધાં સગા વહાલાંઓ માત્ર નામનાજ યાને પોતાના સ્વાર્થનાજ છે, કોઇ કંઇ કામ આવવાનું નથી.

(૭૯) જેઓને હું પુછું છું, તેઓ કહે છે કે હમારાં સગાવહાલાંઓ ચાલી ગયાં તે કોઇ પાછાં મળતાં નથી; માટે મા, બાપ, છોકરો ને ભઇ એ સઉ "મારાં છે," એમ સમજવું એ માત્ર ખોટો ખ્યાલ છે.

(૮૦) આપણે જીવે અહીયાં આવીને શું કીધું, અને મરણ પછી ત્યાં જઇને શું કરવાનાં હતા ? ન તો આપણે આ દુનિયાંના થયાં, કે નહિ પેલી દુનિયાંના થયા, અને એવી રીતે જેઓ ગયા, એટલે કે "હું કોણ છું" એ જાણ્યા વગર જેઓ ગયા તેઓએ પોતાના મુળને ગુમાવ્યો, યાને ખુદાને ગમાવ્યો.

(૮૧) એ કબીર ! આ તારૂં શરીર તો ચાલ્યું જવાનું, માટે જ્યાંવેર તે હાથમાં છે ત્યાં વેર તું સાધુ સંતની સેવા કર, અને ખુદાનાં ગુણ ગાઈ તેને પિછાણવાને યત્ન કર.

(૮૨)

કહાં જાય કહાં ઉપને, કહાં બરાયે લાડ?
ન જાનું કિસ રૂખ તલે, જાય પડેંગે હાડ.

(૮૩)

આજ કાલ દીન પંચમે, જંગલ હોગી બાસ;
ઉપર લોક હિ ફિરેંગે, ઢોર ચરેંગે ઘાસ.

(૮૪)

રામ નામ જાન્યો નંહિ, કિયા ન હરિસેં હેત;
તાસે જનુની ભારે મુઇ, પથ્થર પડયા પેત.

(૮૫)

હરિકી ભકિત બિનાં, ધિક્ક જીવન સંસાર;
ધુંવા કેરા ધોલરા, જાત ન લાગે વાર.

(૮૬)

રામ બિસારયો બાવરા, અચરંજ કિનો ચેહુ:
ધન જોબન ચલ જાયગા, અંત હોયગી ખેહ.

(૮૭)

મનખા જનમ તોકુ દીયો, ભજવે કો હરિ નામ,
કાહે કબીર ચેત્યો નહિં, લાગો ઓર હિ કામ?

(૮૮)

મનુષ્ય જન્મ તોકોં દિયો, ભજવેકો ગોવંદ;
તું અપને કરને આપકો, કહાં બંધાયે ફંદ?

(૮૯)

મનુષ્ય જનમ તો દુર્લભ હય, નહિં વારમ વાર;
તરવર તે ફૂલ ગિર પડો, બહોર ન લાગે ડાર.

(૮૨) તું શા સારૂં એટલો બધો લાડ તારાં શરીરને લડાવે છે? કેવાં ઝાડની નિચે તેનાં હાડકાં જઇને પડશે તે પણ તું જાણતો નથી!

(૮૩) આજે નહિ તો પાંચ દિવસ પછી પણ, તું જંગલનો રેહવાસી થવાનો, ને તારૂં શરીર જ્યાં રાખ્યું હશે તે જગા ઉપરથી લોકો ફર હર કરશે, અને ઢોરો ચારો ચરશે.

(૮૪) ખુદાનું નામ શું છે તે તેં જાણ્યું નહિ, ને ખુદા સાથે તારૂં દીલ લગાડયું નહિ, તો તારી માતાને પેટે તું પથ્થરજ પેદા પડેલો ગણાય, અને તે બિચારીએ તારો ભાર ફોકટ જ ઉપાડેલો કેહેવાય.

(૮૫) ખુદાની ભક્તિ કર્યા વિનાં સંસારમા તારા જીવવાને ધિક્કાર જ છે; એ સંસારને ધુંવાડાના ગોટાની પેઠે ચાલ્યો જતાં વાર નથી લાગવાની.

(૮૬) જેને તું "મારૂં ધન," "મારી જુવાની," એમ કરી કહે છે તેઓ તો અંતે નાશ પામવાના, ત્યારે કબીરજી કહેછે કે મને મોટી અજા યબી લાગેછે તું ખુદાને કેમ ભુલી ગયો છે?

(૮૭) માણસનો જન્મ તુને આપ્યો તે ખુદાને ભજવાને માટેજ, તે વાત તેં કેમ યાદ રાખી નહિં, ને બીજાં બીજાં કામોમાં લાગી ગયો?

(૮૮) માણુસનો અવતાર તને મળ્યો, તે ખુદાને ભજવાને અને પિછાણવા માટે, ત્યારે તું તે નથી કરતો ને બીજાં બીજાં ફંદોમાં પડી, તારા પોતાનાં હાથે તું કાંય બંધાઇ જાય છે?

(૮૯) જેમ ઝાડ પરથી એક ફળ નિચે તુટી પડીયું તે ફરીથી ડાંખ-લીને વળગી શકતું નથી, તેમજ માણુસનો અવતાર બી મેળવવાનો એટલો મુશકેલ છે કે તે ફરીથી મળતો નથી.

(૯૦)

કાહે સોવે નિંદભર, જાગી જપ મોરાર;
એક દિન ઐસો સોવેંગો, લાંબે પાંઉ પસાર.

(૯૧)

કબીર! કેવલ નામકે, જબ લગ દિવે બાત;
તેલ ઘટા બાતી બુજી, તબ સોવે દિન રાત.

(૯૨)

મન તું કૈસા બાવરા; તેરી શુદ્ધ કયું ખોય?
મોંત આયે સિરપેં ખડા, ધલતે બેર ન હોય.

(૯૩)

મન અપના સમજાઈ લે, આયા ગાફેલ હોય;
બિન સમજે ઉઠ જાયગા, ફોકટ ફેરા તોય.

(૯૪)

મનખા જનમ પાય કે, ભજીયો ન રઘુપતિ રાય;
તેલી કેરા બેલ જયું, ફિર ફિર ફેરા ખાય.

(૯૫)

જગ સારા દરિદ્ર ભયા, ધનવંત ભયા ન કોય;
ધનવંત સોહિ જાનીયે, રામ પદાર્થ હોય.

(૯૦) એવો દુલર્ભ (ભાગ્યવંત) માણુસનો અવતાર મળ્યા પછી તું ઘણાં ઘણાં કલાકો શાંને ઉઘાય છે? તું જગાય એટલું જાગ, ને જાગતો રહીને ખુદાની જપ અને એટલી કર; હમણાં સુવાની શું જરૂર છે? એક દીવસ સુવાનો તો આવવાનો છેજ ત્યારે લાંબા પગ કરીને સુઇજ રેહેજેની?

(૯૧) હું કબીર કેહવાઉ છું, તે જ્યાં સુધી આ દીવો બળતો રહેલો છે ત્યાં સુધી જ; એકવાર તે દીવા માંહેલું તેલ ઘટયું ને બત્તિ બુજાઇ ગઇ, ત્યારે તો પછી રાત ને દિવસ સુઈ રેહેવાનું છેજ.

(૯૨) અરે માણુસ, તારૂં મન કેવું દાંધું ખાધું છે? તારી સુદ્ધિ તેં કેમ ખોઈ દીધી છે? મોંહો આવીને તારાં માથાં ઉપર ભમે છે ને તને મરતાં પલનો વાર લાગવાનો નથી!

(૯૩) જન્મ લીધા પ્રછી તું સમજી શકતો નથી કે "હું કોણુ છું?" અને સમજ્યા વગર તું ગુજરી જશે તો તારૂં જનમવું ફોકટ જશે. માટે મનને સમજાવી-સમજાવીને તારા કાબૂમાં લે, કે "હું કોણુ છું" તે તને સમજાય.

(૯૪) માણુસનો જન્મ પામીને, જો તું ખુદાને નહિ ભજે, તો ઘાંચીનાં બલદની પેઠે પાછા પાછા જન્મ-મરણુનાં ફેરા તને ખાવા પડશે. અર્થાત-ઘાંચીનો બલદ, જેમ અંધારાંમાં ગોળ ગોળ ફરી ફરી, જ્યાંનો ત્યાંજ રહે છે તેમ માણુસ, જ્યાં સુધી ખુદા તરફ દીલ લગાડી પોતાનું ખરૂં સાર્થક કરતો નથી, ત્યાંસુધી તેને અનેક વાર આ ખાકી દુનિયામાં આવી જનમવા-મરવાનાં દુઃખો વેઠવાં પડે છે.

(૯૫) જેહાંનનાં બધાં લોકો નિર્ધનજ છે, ધનવાંન કોઈ થયું નથી. ધનવાંન તેને જાણીએ કે, જેને ખુદા નામની ચીજ હાથ લાગી હોય.

(૯૬)

રામ નામકી લૂટ હય, લૂટ શકે તો લૂટ
પિછેકો પસ્તાય ગો, જબ તન જાયગો છુટ.

(૯૭)

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
અવસર બિતો જાય તે, ફિર કરોગે કબ?

(૯૮)

કાલ કહે મેં કાલ કરૂં, આગે વિસમી કાલ;
દો કાલકે બિચ કાલ હય, શકે તો આજ સંભાલ.

(૯૯)

આજ કહે હરિ કાલ ભજું, કાલ કહે ફિર કાલ;
આજ કાલકે કરતેહિ, અવસર જાતી ચાલ.

(૧૦૦)

કબીર! અપને પેહેરે જાગીયે, ના પર રહીએ સોય,
ના જાનું છિન એકમે, કિસકા પેહરા હોય?

(૧૦૧)

હરિ હરિ કર હુશયાર રહે, કુડી ગેલ નિવાર;
જો પેંડે ચલનાં તુંજે, સોહિ પંથ સંભાર.

(૧૦૨)

દિન ગમાયા દુનિયામે, દુનિયા ચલી ન સાથ:
પાંચ કુહાડા મારિયા, ગાફેલ અપને હાથ.

(૧૦૩)

કબીર! ગુજરી બિખકી, સૌદા લિયા બિકાય;
ખોટી બાંધી ગાંઠરી, અબ કછુ લિયાં ન જાય.

(૯૬) ખુદાના નામની લૂટ લાગી છે, તારાથી લૂટાતું હોય તેટલું લૂટ, નહિંતો પછી જ્યારે મરણ આવશે ત્યારે, ઓ માણસ, તને પસ્તાવો થશે, કે મારાથી કાંઈ બન્યું નહિં.

(૯૭) જે કામ તું કાલે કરવાનો હોય, તે આજે જ કરી લે, અને આજે કરવાનો હોય તે હમણાંજ કરી લે; તક જતી રહ્યા પછી કેમ કરશે?

(૯૮) કાલેબી કેહશે કે હું કાલે કરીશ, અને એવી વીશ કાલો (દીવસો) નિકળી જશે, પણ એ " આજ ને કાલ " ની વચ્ચે, જે કાળ છે તેનો વિચાર કર, ને બની શકે તો આજેજ કામ કરી નાંખ.

(૯૯) આજે તું કહે છે કે કાલે હરિની જપ કરીશ; કાલે બી તું એમજ મનસે કેહશે કે આવતી કાલે (તો જરૂર) કરીશ; એમ " આજે-કાલે " કરતાં કરતાં વખત તો વહી જશે ને તારી તક તારા હાથમાંથી જતી રહેશે.

(૧૦૦) માટે હું કર્મીર કહું છું કે આ તારી તક છે તેટલાં જાગૃત રહી તારૂં કામ કરી લે, ને સુઈ ના રહે. એક પળમાં શું થશે તે તું જાણતો નથી?

(૧૦૧) ખુદા ખુદા કરતો તું જાગૃત રેહ. બીજું બધું નિવારી મુક, જે ઠેકાણે તને પહોંચવાનું છે, તેનોજ રસ્તો તું પકડી રાખ.

(૧૦૨) તારા દીવસો, દુનિયવી ખટપટમાંજ રોકી દુનિયાંની ચીજો ભેગી કરવાને તારો અમુલ્ય વખત ગુમાવ્યો, પણ તે ચીજો તો તારી સાથે આવી નહિ; એવી રીતે, ઓ ગાફેલ માણસ, તેં તારા પગમાં કોહાડી મારી.

(૧૦૩) ઓ કબીર! બજારનો ઝેહેરી સોદો તું એ વેચાતો લીધો અને એવી ખોટી માલમતા ભેગી કીધી તો તે સાથે હવે કેમ લઇ જવાય?



## માયા.

(૧૦૪)

હરિકી ભક્તિ કર, તજ માયાકી ચોજ,
ઔર ઔર ન પાઇયે, મનખા જનમકી મોજ.

(૧૦૫)

કબીર ! માયા પાપની, હરિસેં કરે હરામ;
મુખ કુડિયાલી કુમતકી, કહેને ન દે રામ.

(૧૦૬)

મેં જાનું હરિકો મિલું, મોં મનમેં બડિ આસ;
હરિ બિચ પાડે આંતરા, માયા બડિ પિચાસ.

(૧૦૭)

માયા માથે શિંગડા, લંબા નવ નવ હાથ;
આગે મારે શિંગડા, પિછે મારે લાત.

(૧૦૮)

માયા તરવર ત્રિવિધકી, શોક દુઃખ સંતાપ;
શિતલતા સ્વપને નહિં, ફલ ફીકો તન તાપ.

( ૧ ) **માયા એટલે** જે વસ્તુ ભુત, ભવિષ્ય, વર્તમાન આદી ત્રણ કાળમાં છેજ નહિ તેને છે **એમ માનવી** તે **માયા.**

( ૨ ) ઈંદ્રિઓને ગમતી ચીજો, સુખ આપનારી છે, ને તે સુખ ખરૂં છે યાને હંમેશાં ટકનારૂં છે એમ માનવું તે **માયા**—

( ૩ ) જીવની આસપાસ ધહેરા નાંખી, તેનું (આત્મસ્વરૂપ) પોતાનું ખરૂં સ્વરૂપ જોતાં અટકાવ કરે છે, તે **માયા.**

( ૧૦૪ ) માયાની ખોટી ચીજોની ઇચ્છા તું મુકી દે, ને ખુદાની સેવા કર, કારણ કે મનુષ્યના અવતાર રૂપી મજાહ ફરી ફરીથી મળતી નથી; તે મેળવવાને બહુ મુશકેલી પડે છે.

( ૧૦૫ ) ઓ કબીર! આ જગતની અંદર રહેલી માયા એવી તો પાપી છે કે તે માણુસને ઇશ્વર તરફ નિમકહરામ બનાવે છે; એ કાળાં મોહડાંની એવી ખરાબ મનની છે કે, લોકોને ખુદાંનું નામ લેવા દેતીજ નથી.

( ૧૦૬ ) (કબીર કહે છે કે) હું જાણું કે હું ખુદાને મળું, ને તે માટે મનમાં મોટી આશા રાખતો, પણ માયા એવી ભુતની કે હું ખુદાપર ધ્યાંન લગાડવા જાઉં જાઉં ને તે વચ્ચે આવી, આડો અંતર કર્યા કરે.

(૧૦૭) માયાને માથે નવ નવ હાથ જેટલાં લાંબાં શિગડાં છે; તેનાં સામી ગયા તો શિગડાં મારે, ને પછવાડે લાગા તો લાત જાડે, એમ બેઉ તરફથી માણુસને તે મારે છે.

(૧૦૮) માયા, એક ત્રણ ડાળીનું ઝાડ છે, જેમાં દલગીરી, દુઃખ અને બળાપો, એ ત્રણ અવગુણો ભરેલા છે; તે ઝાડથી માણુસને સ્વપ્નામાં બી, યાને કદીબી શાંતિ મળતી નથી; તેનાં ફળ સ્વાદ વગરનાં છે ને શરીરને દુઃખજ ઉત્પન્ન કરે છે.

(૧૦૯)

કબીર! માયા મોહિની, માંગી મિલે ન હાથ;
મન ઉતાર જુઠી કરે, તબ લગ ડોલે સાથ.

(૧૧૦)

કબીર! માયા સાંપની, જનતાહિકો ખાય;
ઐસા મિલા ન ગારૂડી, પકડ પિંઠારે બાય.

(૧૧૧)

માયાકા સુખ ચાર દિન, ગ્રહે કહાં ગમાર?
સુપને પાયા રાજ ધન, જાત ન લાગે વાર.

(૧૧૨)

કરક પડા મેદાનમેં, કુકર મિલે લખ કોટ;
દાવા કર કર લડ મુંવે, અંત ચલે સબ છોડ.

(૧૧૩)

હસ્તી ચઢ કર જો ફિરે, ઉપર ચમર ચઢાય,
લોક કહે સુખ ભોગવેં, રહે તો દોજખ માંય.

(૧૧૪)

રામહિ થોરા જાનકે, દુનિયા આગે દિન;
વોહ રંકકો રાજા કહે, માયા કે આધિન.

(૧૧૫)

માયા ઐસી સંકની, સામી મારે શોધ;
આપન તો રીતે રહે, દે ઔરનકો બોધ.

(૧૦૯) ઓ ફકીર! એ માયા ઘણીજ મોહ પમાડનારી યાને લલચાવનારી છે, તેને માંગવાથી યાને શોધવા જતાં તે હાથ આવતી નથી; મન દુનિયાંમાંથી ઉતરી જાય ને દુનિયાં બધી જુદી દેખાય, છતાં માયા તો સાથેની સાથેજ રહે છે, તે કાંઇ માણસને છોડતી નથી.

(૧૧૦) જેમ સર્પની માંદા પોતાનાં જનેલાં બચ્ચાંને ખાઇ જાય છે, તેવી માયા સાંપન છે; પણ એવો કોઇ ગારૂડી નથી મળ્યો કે જે, એ (માયા) સાંપનને પકડીને મારી હઠાડે.

(૧૧૧) સ્વપનામાં મેળવેલું રાજ ને ધન, પાછું જતાં રહેતાં વાર લાગતી નથી, તેવું માયાનું સુખ ચાર દિવસજ હોય છે, તેવાં સુખને ઓ મુરખ માણસ, તું શા માટે પકડે છે?

(૧૧૨) મેદાનમાં હાડકાં પડેલાં હોય તે ઉપર જેમ લાખો ને કરોડો કુતરાઓ આવા મળે છે, ને "તે મારૂં છે" એવો દાવો કરી એક બીજા સાથે લડીને માર્યાં જાય છે, તેમ માણસો, આ દુનિયાંની માયા રૂપી ચીજો માટે, દુ:ખ ને રંજ ઉઠાવી, અંતે તેઓને છોડીને ચાલતા થાય છે.

(૧૧૩) હાથી ઉપર બેસી, છત્રપતિ થઇને જેઓ ફરે છે યાને જેઓ રાજા યા બાદશાહ જેવા છે, તેઓ માટે લોકો કહેછે કે તેઓ સુખ ભોગવે છે, પણ તેઓ બિચારાઓ ખરેખર દોજખમાં રહે છે યાને તેઓને શું શું દુ:ખો છે તે કોઇ જાણતાં નથી.

(૧૧૪) ખુદા વિષે થોડું કંઇ જાણી, દુનિયાંને માથું નમાવીને જેઓ ચાલે છે યાને દુનિયાની રીતેજ રહેછે, તેઓજ પેલા (હાથીપર બેસીને ફરનારા) બિચારા કંગાલને, રાજા કહે છે: એ સઉ માયાને આધિન હોવાથીજ થાય છે.

(૧૧૫) માયા એવી શંખતી છે, કે જે કોઇ એમ સમજે છે કે આ બધું માયામય છે તેને બી સાંમો ફસાવે છે; જગત માયા છે યાને મિઠયા છે એમ તેઓ બીજાઓને બોધ કરે છે, પણ પોતે તો માયાની રીતેજ રહે છે યાને માયાને આધિન હોય છે, એ સઉ માયાની ઠગબાજી છે.

(૧૧૬)

સંસારીસે પ્રીતડી, સરે ન એકો કામ;
દુબધામે દોનો ગયે, માયા મિલી ન રામ.

(૧૧૭)

માયા કો માયા મિલે, લંબી કરકે પાંખ;
નિર્ગુનકી ચિને નહિં, ફુટી ચારો આંખ.

(૧૧૮)

ગુરૂકો ચેલા બિખ દે, જો ગાંઠી હોય દામ;
પુત પિતાકો મારસી, યેહ માયાકે કામ.

(૧૧૯)

જો માયા સંતો તજી, મુંઢ તાહિ લલચાય;
નર ખાય કર ડારે તો, સ્વાંન સ્વાદ લે ખાય.

(૧૨૦)

માયા હુય દો પ્રકારકી, જો કોઇ જાને ખાય;
એક મિલાવે રામકો, એક નર્ક લે જાય.

(૧૧૬) આ દુનિયાનાં સંસાર સાથે પ્રીત લગાડવાથી, યાને સંસારની અંદરજ બધું મન પોરવેલું રાખવાથી, માણસનું એકે કામ સફળ થતું નથી; નથી માયા મળતી કે નથી ખુદા મળતો, બેઉ ચાલ્યાં જાય છે યાને બંન્ને તરફથી માણસ બેનસિબ રહે છે.

(૧૧૭) માયાની ઇચ્છા રાખનાર સાથે માયા લાંબી પાંખ કરીને એવી મળી જાય છે, કે પેલા માણસની જાણે ચારો આંખો (મન, હૈયું ને બે આંખો ) ફુટી જાય છે, તેથી તેને, બીજું કાંઇ નિર્ગુણ તત્વ જગતમ રહેલું છે યાને ખુદા છે, એવું કશું સુજ પડતું નથી.

(૧૧૮) પૈસો મેળવવાના લોભથી ચેલો પોતાના ગુરૂને ઝેહેર આપે છે, ને દીકરો બાપને મારી નાંખે છે એ સઉ માયાનું કામ છે, યાને અણુઘટતાં કાર્ય કરીને સુખ મળશે એવું માણુસ સમજે છે, તે માયા છે.

(૧૧૯) જે માયાને સાધુપુરૂષોએ છોડી દીધી તેને, મુર્ખ માણસો લલચાઇને પકડે છે; જેમ માણસ ખાઇ રહ્યા પછી બાકી રહેલું એઠું બાહેર રસ્તામાં ફેંકી દે, તેને કુતરાંઓ સ્વાદથી ઉપાડી લે છે, તેમ સાધુપુરૂષોએ છોડી દીધેલી ( વિષયોની ) ચીજોને, મુર્ખ લોકો ખુશીથી ઉંચકી લે છે.

( ૧૨૦ ) માયાના બે પ્રકાર છે, અને તે જે કોઇ સમજે, તે માયાને ખાઇ શકે; એક પ્રકાર યાને માયાનો જે ઉંચ પ્રકાર છે તે માણુસને ખુદાની મુલાકાત કરાવે છે, જ્યારે બીજો ( નીચલો ) પ્રકાર તેને નર્કમાં લઇ જાય છે યાને દુઃખમાં નાંખે છે.

(૧૨૧)

ઉંચે ડાલી પ્રેમકી, હરિજન બેઠા ખાય;
નિચે બેઠી વાઘની, ગિર પડે સો ખાય.

(૧૨૨)

માયા દાસી સંતકી, સાકુંન્થકી શિર તાજ;
સાકુંન્થકી શિર માનની, સંતો સેહતી લાજ.

(૧૨૩)

કબીર! માયા ડાકની, સબ કોઇકો ખાય;
દાંત ઉપાડે પાપની, જો સંતો નેડી જાય.

(૧૨૪)

એક હરિ એક માનિની, એક ભગત એક દાસ;
દેખો માયા ક્યા કિયા, ભિન્નભિન્ન કિયા પ્રકાસ.

( ૧૨૧ ) પ્રેમની ડાળી જે ઉંચે છે તે હરિજન જ બેસીને ખાઇ શકે છે, જ્યારે નિચે બેઠેલી વાઘણુ, જે કાંઇ ઉપરથી પડે છે તેટલુંજ ખાઇ જાણે છે. સારાંશ કે હરિજન પોતાનું મન ઉંચ પ્રકારની માયામાં રાખે છે, યાને ખુદાને મળવાની ઇચ્છા કરે છે, ત્યારે સાધારણ માણસો નિચલા પ્રકારની માયામાં પડયા રહી, ઇંદ્રિઓના વિષયોનુંજ સુખ મેળવવાની ઇચ્છા કર્યા કરે છે.

( ૧૨૨ ) માયા, સાધુપુરૂષની દાસી થઇ રહે છે, પણ અજ્ઞાનીનાં માથાંનું તાજ બને છે; મુરખ માણસની તે માનિતી સ્ત્રિ જેવી હોય છે, પણ સાધુસંતો પાસે આવતાં તેણી લજવાય છે.

( ૧૨૩ ) ઓ કબીર! એ માયા એવી ડાકણુ છે કે તે બધાંને ખાઇ જાય છે, પણ સંતપુરૂષો જેઓનું મન ઇશ્વર તરફજ લાગેલું હોયછે તેઓને માયા લલચાવી શકતી નથી.

( ૧૨૪ ) એક માયા ખુદાની છે, એક માયા સ્ત્રીની છે; જે ખુદા તરફ જાય છે, તે ભગત થાય છે, જે સ્ત્રી તરફ યાને ઇંદ્રિઓનાં વિષયો તરફ ખેંચાય છે તે ચાકર બને છે, એવા એવા અનેક પ્રકારના માયાના ખેલોછે, તે તમે જુવો.

(૧૨૫)

માયા દીપક નર પતંગ, ભ્રમે ભ્રમી પડંત;
કહે કબીર ગુરૂ જ્ઞાનસે, એકાદા ઉબરંત.

(૧૨૫) માયા યાને ઈંદ્રિઓને ગમતી ચીજો, તે દીવો છે, ને તેઓની ઉપર ઝીપલાં માર્યાં કરતો માણુસ, તે પતંગિયું છે. ઈંદ્રિઓના વિષયો વડે સુખ પામવાનાં વેહેમથી ઉપજતાં શરીર સંસારનાં દુઃખોમાં, માણુસ જાત હમેશાં ડુબેલી હોય છે, અને તેઓમાંના ઘણાએકના જીવ બી નાશ પામી જવાનાં ભયમાં પડેલા હોય છે. એ દુઃખમાંથી ને ભયમાંથી, જ્યારે માણુસને સદગુરૂની મુલાકાત થાય છે, ને ગુરૂએ આપેલાં જ્ઞાનથી કોઇ એકાદને ખુદાની મુલાકાત થાય છે ત્યારેજ તે બચવા પામે છે.

અર્થાત—પતંગિયાંને એવો વેહેમ લાગેલો હોય છે, કે હું દીવાને જઇને મળું તોજ મને સુખ થાય, ને નંહિ તો નહિ થાય; તે માણુસને એવો વેહેમ લાગેલો હોય છે કે, મારી ઈંદ્રિઆને ગમતી ચીજો મને મળે ને મળ્યા કરતી રહે, તોજ મને સુખ થાય, ને નહિં તો નહિં થાય. સુખ પામવાનાં વેહેમથી પતંગિયું દીવા તરફ જાય, ને તેની ગરમીથી પીડાય, ને ગરમીથી પીડાય તોપણ પાછું નહિં હઠે, ને બળતાંને મળવાજ જાય ને એમ કરતાં દાઝી જઇને મરી જાય.

માણુસબી એવુંજ કરે ને એવુંજ પામે; પોતાની કોઇ એક ઇંદ્રિને ગમતી, કોઇ એક ચીજ, તે પેહેલી વાર ભોગવે, ત્યારે તે બેહદ સુખ પામે. બીજીવાર ભોગવે ત્યારે સુખ જરા ઓછું થાય, ને સાથે જરાક દુખ આવી

જાય; ત્રીજીવાર ભોગવે, ત્યારે સુખ જરા વધારે ઓછું થાય, ને દુઃખ જરા વધારે ઉપજી આવે; એમ કરતાં કરતાં, અંતે એવું થઇ જાય કે પેલો ભોગ તો પુરો ભોગવાય, પણ સુખ જરાએ નહિં થાય, ને દુઃખજ બધું થાય. દુઃખ શરીરનું ઉપજે, ને સંસારનું ઉપજે, ને એક નહિં પણ અનેક દુઃખો ઉપજે, ને દરેક અસલ દુઃખમાંથી બીજાં અનેક નવાં ઉપજે; એમ બીજાં ને બીજાં દુઃખો ઉપજ્યાંજ જાય; અને દુઃખનો સીલસીલો એટલો લાંબો જાય કે અમુક દુઃખ, કિયું સુખ ભોગવવા જતાં ઉપજેલાં માઠાં પરિણામોમાંનું એક માઠું પરિણામ છે તેટલું બી નહિં દેખાય. એથી ઉલટું, કોઇ એક ઇંદ્રિને લગતું કોઇ અમુક સુખ માણુસ ભોગવ ભોગવ કરે, તેથી શરીરના ને સંસારનાં જે જે દુઃખો થાય, તે બધાં જોઇને તે માણુસ હેબતાઇ જાય, ને ફરી પેલું સુખ ભોગવવાનું છોડી દે, તો તે બચી જાય; નહિ તો માર્યો જાય. કારણ કે, દુર્ગુણો સંખ્યામાં ને બળમાં વધ્યાં જાય, જ્યારે સદગુણો સંખ્યામાં ને બળમાં ઘટયાં જાય, ને મનની શક્તિઓબી ઘટતી જાય; એમ કરતાં કરતાં એક વખત એવો આવે, કે જ્યારે મનના સર્વ સદગુણો ને શકિતઓ જતી રહે, ને એવું જયારે થાય ત્યારે તે માણુસનો **જીવ મરી ગયલો** કહેવાય.

એ પ્રમાણે **ઇંદ્રિઓના** જેટલા જેટલા **વિષયો** છે, તેટલા તેટલા જાણે કે **દીવા** છે, અને **માણુસ** જાણે કે **પતંગિયું** છે. માણુસ એ વિષયો ભોગવવા જાય, તેથી તેને શરીર, સંસાર, ને મનનાં દુઃખો થાય, **અથવા** તેનાં શરીર સંસાર, ને જીવ માર્યાં જાય; એ વાત જ્યારે ગુરૂ મળે, ત્યારે માણુસને સમજ પડે છે.

(૧૨૬)

કબીર! માયા પાપની, લોભે લુભાયા લોગ;
પુરી કાહુ ન ભોગવે, વાંકો એહિ વિયોગ.

(૧૨૭)

તૃષ્નાં સિંચે ના ઘટે, દિન દિન બઢતે જાય;
જવાસાકા રૂખ જયું, ઘને મેઘ કમલાય.

(૧૨૮)

કામી અમૃત ન ભાવહિ, બિખ્યા લિની શોધ;
જનમ ગમાયા ખાધમેં, ભાવે ત્યું પરમોધ.

(૧૨૯)

એક કનક અરૂ કામિની, બિખ્યા ફલકુ પાય,
દેખતહિસેં બિખ ચઢે, ખાય તે મર જાય.

(૧૨૬) ઓ કબીર ! એ પાપી માયાના લોભથી લોકો લલચાઈને ઠગાઇ જાય છે, એને કોઇએ પુરી ભોગવી શક્યું નથી, ને કદીબી કોઈ ભોગવી શકશે નહિં, એવી એની જુદાઇની વાત છે. અર્થાંત--દુનિયવી માલમતા મેળવવા છતાં, માણુસને ખરૂં સુખ તો મળતું નથી, જે ઇચ્છાથી એક ચીજ મેળવવાને યા અમુક ભોગ ભોગવવાને માણુસે શ્રમ ઉઠાવ્યો તે મળ્યાથી તેની તૃષ્ના મટતી નથી, એટલે તે બીજી ચીજ માટે ઇચ્છા કરે છે, અને એમ અનેક જાતની ઇચ્છા કરી તેમાંથી સુખ મળશે એવું માને છે, એવી રીતે માયાની ઠગબાજીમાં તે સપડાયા કરે છે, પણ ખરૂં સુખ તેને હાથ આવતું નથી.

(૧૨૭) જેમ જવાસાનું ઝાડ, ઘણા વરસાદનાં પાણીથી કરમાઈ જાય છે, તેમ ઘણું પાણી પાવાથી, માણુસની તૃષ્ણા એટલે ઇંદ્રિઓનાં વિષય ભોગવવાની, અથવા પૈસો ટકો ભેગો કરવાની ઇચ્છા કાંઇ ઘટતી નથી, પણ જેમ જેમ માણુસ ઈંદ્રિઓના વિષયો ભોગવ ભોગવ કરે છે તેમ તેમ તે વિષેની ઇચ્છા ઘટવાને બદલે દિવસે દિવસે વધતી જાય છે.

(૧૨૮) જે કામી પુરૂષ છે યાને જેનું મન ઈંદ્રિઓના વિષયોમાંજ ભમતું હોય છે, તેને અમૃત ગમતું નથી યાને ખરી હંમેશની ટકનારી જે ચીજ છે તે ઉપર તેનું દીલ થતું નથી. તે તો નિરંતર ઈંદ્રિઓનાં નવા નવા વિષયોની શોધમાંજ હોય છે અને તેઓને, મન ગમે તેમ ભોગવવાને એટલો તો ચકચુર રહે છે કે તેમાંજ તે પોતાનો જન્મ બરબાદ કરે છે.

(૧૨૯) એક પૈસો, ને બીજું સ્ત્રી, એ બે વિષયોની પુંઠે જનાર ઝેહરી ફળજ પામે છે, એ બે મહા માયારૂપી વિષયો છે કે જેઓને માત્ર જોવાથી માણુસને ઝેહેર ચઢે છે યાને તેની વૃતિ ફેરવાઇ જાય છે, અને જેઓ તે વિષયો ભોગવ ભોગવ કર્યા કરે છે તેઓ તો નાશજ પામે છે.

(૧૩૦)

સાંધે ઇંદ્રિય પ્રબલકુ, જેઇસેં ઉઠે ઉપાધ;
મન રાજા બહેંકાવતે, પાંચો બડે અસાધ.

(૧૩૧)

માયા માયા સબ કોઇ કહે, માયા લખે ન કોય;
જો મનસે ના ઉતરે, માયા કહિયે સોય.

(૧૩૨)

માયા છોરન સબ કોઇ કહે, માયા છોરી ન જાય;
છોરનકી જો બાત કરે, તો બહોત તમાચા ખાય.

(૧૩૦) ઈંદ્રિઓને વિષયો પુરા પાડવાથી, તેઓ બહુ બળવાન થઈ જાય છે, અને માણસને દુઃખ ઉપજાવે છે: મન જે ઈંદ્રિઓનો રાજા છે, તે ઈંદ્રિઓને બેહેકાવે છે જેથી તેઓ ઘણી બેખદ બની જાય છે, માટે કબીરજી કહે છે કે, એ ઈંદ્રિઓને તું તારા તાબામાં રાખ.

હિંદુશાસ્ત્રમાં કહ્યું છે કે, માણસનું **શરીર**, તે એક **ગાડી** છે; તેને જોડેલા **ઘોડાઓ**, તે પાંચ **ઇંદ્રિઓ** છે; તે ગાડીનો ચલાવનાર, તે **મન** છે, અને ગાડીમાં બેઠેલો ધણી, તે **જીવ** યાને ખરો માણસ છે. ગાડીને ચલાવનાર ઘોડાઓને કાબુમાં નથી રાખતો, ત્યારે ઘોડાઓ મસ્તીખોર બની, ગાડીને ગમે ત્યાં ઘસડી લઇ જઈ તેને તેમજ ગાડીમાં બેઠેલા માણસને નુકશાનમાં નાંખે છે, તેવીજ હાલત આ શરીરમાં બેઠેલા જીવની છે.

વિષયોના ભોગ ભોગવવાનાં, મનની અંદર થતા વિચારો ને કલ્પણાઓથી, ઈંદ્રિઓ ઉડ ઉડ થયા કરે છે, ને તેઓ શરીરને તે વિષયો તરફ ખેંચી જાય છે, ને જેમ ગાડીને ઘોડાઓ નુકશાનમાં લાવી મુકે છે, તેમ આ ઇંદ્રિઓ છુટી રેહવાથી, જીવને અને આખા શરીરને, આફતમાં ને દુઃખમાં લાવી નાંખે છે. તેથી જ્યાંસુધી માણસ પોતાના મન ઉપર કાબુ રાખી ઇંદ્રિઓને રોક રોક કર્યા કરતો નથી,ત્યાંસુધી તેને દુઃખ આવ્યાજકરે છે.

(૧૩૧) જગત મિથ્યા છે, અને આ બધું માયા જ છે, એવું સઉ કોઇ બોલે છે ખરા, પણ માયા શું છે તે કોઇ જાણતું નથી; જે કાંઇ મનમાંથી નહિં જાય, તેને માયા કેહેવી. અર્થાત-કાર્ય કરવાનું છોડી દીધું હોય યાને અમૂક વિષય ભોગવવાનું મુકી દીધું હોય છતાં તે ચીજોનાં વિચારો ને કલ્પણાંઓ મનમાંથી નહિં જાય, ત્યારે જાણવું કે આપણે માયામાંજ રહેલા છઇએ.

(૧૩૨) માયા છોડી દેો, એવું સઉ કોઈ કહે છે, પણ એમ કાંઇ માયા છુટતી નથી; માયા છોડવાને માટે માત્ર મોહાડાંની વાતો જેઓ કર્યા કરે છે, તેઓ માયાના હાથના વધારે તમાચા ખાય છે.

(૧૩૩)

મન મતે માયા તજી, યું કર નિકસા બહાર,
લાગી રહી જાની નહિં, ભટકી ભયોં ખુંવાર.

(૧૩૪)

માયા તજી તો ક્યા ભયા, માન તજા નાહું જાય,
માને બડે મૂનીવર ગલે, માન સબનકો ખાય.

(૧૩૫)

માન દિયો મન હરખ્યો, અપમાને તન છીન;
કહે કબીર તબ જાનીએ, માયામે લૌલીન.

(૧૩૬)

માન તજા તો કયા ભયા, મનકા મતા ન જાય;
સંત બચન માને નહિં, તાકો હરિ ન સોંહાય.

(૧૩૭)

માયા છાયા એક હય, જાને બિરલા કોય;
ભાગે તાકે પિછે પરે, સનમુખ આગે હોય.

(૧૩૮)

માયા સમી ન મોહિની, મન સમા નહિં ચોર;
હરિજન સમા ન પારખુ, કોઇ ન દીસે ઓર.

(૧૩૩) મેં માયા છોડી દીધી છે એવું મનથી માની લઇ, જે કોઈ સંસાર છોડીને એકાંતવાસમાં જાય છે, તેને માયા તો સાથે લાગેલીજ હોય છે, અને એ વાત તે સમજતો ન હોવાથી, વગર ફોકટનો ભટકીને ખુવાર થાય છે.

(૧૩૪) માયા છોડી દીધી, યાને ઈંદ્રિઓનાં વિષયો ભોગવવાનું છોડી દીધું હોય, તો શું થયું ? માનનો વિચાર યાને "હું મોટો છું" એવો ખ્યાલ તો છોડયો નથી ? માન એવી ચીજ છે કે તેનાંથી મોટા મુનીઓ પણ ગળી જાય છે, એ માન સર્વ કોઇને ખાઇ જાય છે.

(૧૩૫) માન મળે ત્યારે મન હરખાઈ જાય, ને અપમાન થાય ત્યારે શરીર બધું નિકળી પડે યાને માણુસને ગુસ્સો આવે ત્યારે, કબીરજી કહે છે કે એમ જાણવું જે તે માણુસ માયામાં તદ્દન લીન છે.

(૧૩૬) માન છોડી દીધું યાને બાહેરથી મોટાઇ દેખાડવાનું મુકી દીધું, તેથી શું થાય ? મનની અંદર છુપઈ રહેલો મોટાઇનો ખ્યાલ તો દુર થયો નથી ? મનની અંદર મોટાઈ રહેવાથી માણુસો, સાધુપુરૂષનાં ગુહ્ય વચનો માનતા નથી અને તેઓનું મન, ઇશ્વરની ઉંચ માયા તરફ નથી, પણ દુનિયવી માયામાંજ રમતું હોય છે, અર્થાંત,—તેઓ હજુર માયાના ગુલામ છે.

(૧૩૭) માયા ને છાયા એકજ છે; માણુસનો ઓળો જયારે તે ચાલે છે યા દોડે છે ત્યારે આગલ યા પાછલ, પણ માણુસની સાથેનો સાથેજ રહે છે તેમ, માયા ઓળાની માફક માણુસ સાથે રહેલા છે, એ વાતનો ભેદ કોઇ વિરલો પુરૂષજ જાણે છે.

(૧૩૮) માયાનાં જેવી મોહની, યાને લલચાવનાર વસ્તુ, બીજી એકે નથી, ને મનના જેવો ચોર બીજો કોઇ નથી, એ બે વાતને સમજનાર, હરિજન સિવાય બીજો કોઇ દેખાતો નથી. (હરિજન એટલે, જેને પોતાનું તન, મન ઇશ્વરને અર્પણ કીધું છે અને જે નિરંતર લોક-કલ્યાંણ અર્થેજ જીંદગી અર્પણ કરેલી તે. )

(૧૩૯)

માયાસે કો મત મિલો, સબ બહેંલા હૈ બાંય.
નારદ સા મૂની ગલા, તો કહાં ભરોસા તાય ?

(૧૪૦)

સાંકલ હું તે સબ હય, ગ્રેહ માયા સંસાર;
સો ક્યું છુટે બાપરે, જો બાંધે કિરતાર ?

(૧૪૧)

છોરે બિન છુટે નહિં, છોરન હારા રામ;
જીવ જતન બહોતહિ કરે, પર સરે ન એકો કામ.

(૧૪૨)

કબીર ! માયા મોહિની, જૈસી મિઠી ખાંડ;
સદગુરૂ કૃપા ભઇ, નંહિ તો કરતી ભાંડ.

(૧૪૩)

ભલા ભયા જો ગુરૂ મિલા, નંહિ તો હોતી હાંન;
દિપક જોત પતંગ જયું, પડતા પુરી જાંન.

(૧૩૯) માયાને કોઇ મળતાં નાં, યાને માયાની જે ચીજો હોય તેને નિવારી મુકો, કારણ કે, નારદ જેવો મોટો રૂષી તેનાંથી ઠગાઇને દુઃખમાં આવી પડયો તો પછી સાધારણ માણસનો શું ભરોસો?

(૧૪૦) આ માયાને સંસારને સાથે બાંધવાવાળી જે સાંકળ છે, તે માણસનું "**હું અને મારૂ**" એવું જે "**હું પણું**" લાગેલું છે તે છે, અને એ"હું પણુ" જીવને ખુદા તરફથીજ મળેલું હોવાથી, તેમાંથી તે કેમ છુટો થઈ શકે?

(૧૪૧) જયાં સુધી માણુસ પોતે છોડતો નથી, ત્યાંસુધી માયા છુટતી નથી, અને તે છોડાવનાર ખુદાજ છે, તે સિવાય માણુસ ગમે એવું કરે પણ કાંઇ વળતું નથી. અર્થાત-જગત બધી જ **માયા** છે, અને એ માયારૂપી યંત્રને લીધે આખું જગત ચાલે છે, પણ જે કોઈ યંત્રની અમુક કળ અથવા દોરી તેના કર્તાનાં અથવા ચલાવનારના હાથમાં હોય છે, તેથી તે જેમ જેમ તે કળને મરડે અથવા દોરીને ખેંચે, તેમ તેમ તે યંત્ર ચાલે છે, તેવી રીત આ **માયા યંત્રની** દોરી જગકર્તા ઇશ્વરના હાથમાં છે અને તે પોતાની ઇચ્છાથી જેમ ચલાવવા ઇચ્છે છે તેમ તે ચાલે છે, અર્થાત—માયા ઇશ્વરને આધીન છે ત્યારે જે વસ્તુ જેને આધિન હોય તેની કૃપા મેળવવી, જેથી તેની આજ્ઞામાં રહેલી વસ્તુ આપણને બાધ્ર કરી શકે નહિં, માટે કબીરજીનું કેહવું એ છે કે તું ઇશ્વર તરફ મન લગાડી તેની કૃપા મેળવ, કે માયાંમાંથી આપોઆપ છુટી શકાશે.

(૧૪૨) ઓ કબીર! એ માયાની મોહેની એવી છે કે સાકરનાં જેવી મિઠી લાગે છે તેથી કોઇને છોડવાને ગમતું નથી; પણ મારી ઉપર શ્રી સદ્ગુરૂની મેહેરબાની થઈ, ને તેવને જ્ઞાન આપી મને સમજાવ્યો તેથી હું બચ્યો, નહિં તો એ માયા મન બી પોતાની જાળમાં ફસાવી નાંખતે.

(૧૪૩) સારૂં થયું કે મને ગુરૂ મળ્યા, નહિં તો જેમ પતંગિયું બતીને જોઈને તેનાંથી લલચાઇને, તે પર બેસવા જતાં પોતાનો જાંન ગમાવે છે, તેમ હું (કબીર) બી આ દુનિયાની માયા પર મોહેલો રેહતે, ને નાશ પામી જતે.

(૧૪૪)

કબીર! માયા ડાકની, ખાયા સબ સંસાર;
ખાઇ ન શકે કબીરકોં, જાકે રામ આધાર.

(૧૪૫)

કબીર! જુગકી કયા કહું, ભવજલ ડુબે દાસ,
પાર બ્રહ્મ પતિ છાંડકે, કરે દુનિકી આસ.

(૧૪૬)

કબીર, એ સંસારકો, સમજાવું કઈ બાર;
પુંછજ પકડે ભેંસકો, ઉતરા ચાહે પાર

(૧૪૭)

જો તું પરા હય ફંદમે, નિકસેગા કયું અંધ?
માયા મદ તોકું ચઢ, મત ભુલે મત મંદ.

(૧૪૮)

માયા બડિ હય ડાકની, કરે કાલકી ચોંટ;
કોઇ એક હરિજન ઉબરા, પાર બ્રહ્મકી ઓટ.

(૧૪૯)

કબીર! કાયા પાહોની, હંસ બટાઉ માંહે;
ન જાનું કબ જાયગી, મોહે ભરોસા નાંહે.

(૧૫૦)

કહત સુનત જુગ જાત હય, બિષે ન સુંજે કાલ;
કબીર કહે રે પ્રાંનિયા, સાહેબ નામ સંભાલ.

(૧૪૪) ઓ કબીર! એ ડાંકણી માયા સંસારનાં બધાં લોકોને ખાઇ ગઇ છે, પણ જે કોઇ કબીરની માફક ખુદા પરજ આધાર રાખે, યાને જે માણસ ઇશ્વરને શરણે જાય. તેને માયા કદીબી ખાઇ શકતી નથી.

(૧૪૫) ઓ કબીર આ કલજુગની શું વાત કેહું? સર્વે કોઇ એ માયાના મહાસાગરમાં ડુબી જાય છે; ખરો પરબ્રહ્મ યાને ઈશ્વર જે કુલ જગતનો ધણી છે તેને છોડીને, દુનીયાની આશા રાખે તે કેમ બચી શકે?

(૧૪૬) હું (કબીર) આ સંસારનાં લોકોને કંઇ કંઈ વખત સમજાવુંછું, કે તમો ભેંસનું પુછડું પકડીને પાર ઉતરવા માંગો તે કેમ બની શકે.

(૧૪૭) હે આંધળાં માણસ, તું માયાનાં વિષયોમાં ફસાયલો છે, તેમાંથી હવે તું કેમ નિકળી શકશે? કારણ કે તુંને માયાનો મદ (કેફ) ચઢેલો છે, અને તું બુધ્ધિહીન થઈ ગયો છે?

(૧૪૮) માયા એવી મોટી ડાકણ છે કે તે બધાને કાળનાં હાથમાં સપડાવ્યા કરે છે, જેના સપાતામાંથી કોઈ એક હરિજન જેને ખુદાને આસરો પકડયો તેજ બચવા પામે છે.

(૧૪૯) ઓ કબીર! આ કાયા યાને શરીર તો એક પરાણી યાને મેહમાન છે, ને ખરૂં કાર્ય કરનાર જીવ તેની અંદર છે; એ શરીર કયારે જતું રહેશે તેનો મને ભરોસો નથી.

(૧૫૦) કેહતાં ને સાંભળતાં કંઇ જુગો ચાલી જાય છે પણ માણુસ ઈંદ્રિઓનાં વિષયોમાં યાને માયાની કેફમાં પડયો રેહવાથી, તેને સુંજતું નથી કે મારાં માથાં ઉપર કાળ (મોત) ઉભેલો છે, માટે ઓ જીવ! હું કબીર, તુંને કાળ વિષે કહું છું તો સમજીને હવે ખુદાનું નામજ સાચવી રાખવાની કોશેશ કર.




(૧૫૧)

મુસા ડરપે કાલસું, કઠન કાલકા જોર;
સ્વર્ગ ભુ પાતાલમે, જહાં જાવે તહાં ઘોર.

(૧૫૨)

ફાગન આવત દેખકે, મન ઝુંરે બનરાય;
જીન ડાલી હમ ક્રિડા કિયા, સોહિ ન્યારે જાય.

(૧૫૩)

પાત ઝરંતા દેખકે, હસતિ કુંપલિયાં;
હમ ચલે તુમ ચાલીયો, ધિરી બાપલિયાં.

(૧૫૪)

પાત ઝરંતા યું કહે, સુન તરવર બનરાય;
અબકે બિછુરે કહાં મિલેંગે, દૂર પડેંગે જાય?

(૧૫૫)

ફિર તરવરબી યું કહે, સુનો પાત એક બાત;
સાઈયાં ઐસા સરજીયા, એક આવત એક જાત.

(૧૫૬)

માલી આવત દેખકે, કલીયોં કરી પુકાર;
ફૂલ ફૂલ તુમ ચુંન લહો, કાલ હમારી બાર.

(૧૫૭)

ચક્કિ ફિરતી દેખકે, દિયા કબીરા રોય;
દો પુંઠ બિચ આયકે, સાબેત ગયા ન કોય.

(૧૫૧) કાળ યાને જમનું જોર એટલું તો સખ્ત છે કે તેનાથી મુસા પેગમબર જેવા પણ ધ્રુજે છે; સ્વર્ગ, પૃથ્વિ ને પાતાળ, જ્યાં બી જુવો ત્યાં એનો દોર રહેલો છે, યાને આ ત્રણ નિચલી દુનિયામાં, સઘળું નાશ કરવાનું કામ કાળને હાથ રેહેલું છે.

(૧૫૨) ફાગણ રૂતુને આવતાં જોઇને ઝાડ, જે જંગલનો રાજા કહેવાય છે, તે મનમાં બળાપો કરે છે કે, જે ડાળીઓ મેં મેહનત કરીને બનાવી, તે મારાં બધાં વહાલાંઓ હવે જતાં રહેવાના!

(૧૫૩) પાતરાંને નિચે પડતાં જોઇને ડાળી હસવા લાગે છે ત્યારે પાતરાં કહે છે કે બેન, હમે તો ચાલ્યાં, તું જરા થોભ, તારી વારી આવશે ને તુંનેબી ચાલવું પડશે.

(૧૫૪) પાતરાંઓ ઝાડપરથી ઝરી પડતાં એમ બોલે છે કે, ઓ વનના રાજા, તારાથી હમો છુટાં થઇએ છીએ, તે પાછાં કયાં સાથે મળશું? હમે તારાથી દુર પડી જશું.

(૧૫૫) ત્યારે ઝાડ એમ જવાબ આપે છે કે ઓ પાતરાં, તું મારી એક વાત સાંભળ; ખુદાએ એવું સરજયું છે કે એક આવે ને એક જાય.

(૧૫૬) માળીને આવતાં જોઇને ઝાડની કળીઓ પોકાર કરે છે કે ઓ માળી, આજે ખિલેલાં ફૂલોને તું તોડી લઇ જા, કાલે હમારી વારી આવશે.

(૧૫૭) એવી રીતે, આ કાળનાં ચક્રને બધે ફરતું જોઇને, કબીરજી રડવા લાગ્યા ને કહયું કે જેમ ઘંટીના બે પડની વચ્ચે અનાજનાં જે દાણા આવે છે તેમાંનો કોઇબી દાણો આખો રહી જતો નથી, તેમ આ કાળનાં સપાટામાંથી કોઇબી સલામત જવા પામતું નથી.

(૧૫૮)

આરે પારે જો રહા, જીના પીસે સોય;
ખુંટ પકડકે જો રહે, તાકો પીસ શકે ન કોય.

(૧૫૯)

કાલ સિરાને આ ખડા, જાગ પ્યારે મિત.
રામ સ્નેહિ બાવરા, તું કયું સોય નચિંત?

(૧૬૦)

માટી કેરા પુતલા, માણુસ ધર્યા નામ;
દિન દો ચાર કારને, ફિર ફિર રોકે ઠામ.

(૧૬૧)

ખડ ખડ બોલી ઠિકરી, ઘડ ઘડ ગયે કુંભાર;
રાવન સરખે ચલ ગયે, જો લંકાકે સરદાર.

(૧૬૨)

ધમ્મન ધમતિ રહે ગઇ, બુજ ગયે અંગાર;
એહરન ઠબકા રહે ગયા, જબ ઉઠ ચલા લોહાર.

(૧૬૩)

કાચી કાયા મન અસ્થિર, થિર થિર કામ કરંત;
જયું જયું નર નિધડક ફિરે, ત્યું ત્યું કાલ હસંત.

(૧૫૮) એ ઘંટીના બે પડની વચ્ચે જે દાણા આવે છે તેઓ બધા દળાઇને બારીક આટો થઇ જાય છે, પણ જે કોઇક દાણો ઘંટીનાં ખીલને પકડીને બેઠો હોય, તેને તે ઘંટી પીસી શકતી નથી; અર્થાત—આ જગતના ચક્રાવામાં રહેલા યાને માયામાં રમી રહેલા માણસો બધાં **કાળને** હાથ માર્યા જાય છે, પણ જે કોઈ તેના મધ્યબિંદુમાં રહે છે યાને ખુદાને પકડીને બેસે છે તેને **કાળ** કદીઓ મારી શકતો નથી.

(૧૫૯) તારા તકિયા આગળ **જમ** આવીને ઉભો રહેલો છે, માટે તું જાગૃત થા! તારે તો ખુદાને મળવું છે ત્યારે ઓ ગભરાયલા માણસ, તું કાંય એવો નચિંત થઇને સુતોચ ?

(૧૬૦) જેવું માટીનું બનાવેલું પુતળું હોય છે, તેવું આ શરીર માત્ર પુતળું છે, કે જે, માણસનું અમૂક નામ ધારણ કરે છે, અને એ પુતળુંજ છે કે જે થોડાક દિવસનાં કાંઇક કાર્ય માટે, અમૂક અવતાર લઇને, વારમવાર આ ધરતિપર આવીને, અમૂક જગ્યા રોકે છે.

(૧૬૧) એ માટીની દિકરી (શરીર) હસી હસીને કહે છે કે એવાં એવાં વાસણો તો ઘણાએ કુંભારો ઘડીને ચાલતા થયા છે, રાવન જેવો લંકાનો રાજા, તેબી છોડીને ચાલી ગયો.

(૧૬૨) ભઠ્ઠીમાંનો અગ્નિ બુઝાઈ જાય છે ત્યારે ધમ્મણ ચાલતી બંધ પડે છે, અને જ્યારે લુહાર ધમ્મણ મુંકીને ચાલતો થાય છે, ત્યારે એહરણ ઉપર ઠમકો પડવાનું કામ બંધ પડે છે તેમજ, જીવ શરીર છોડીને ચાલતો થયો કે તે શરીર નકામું થઈ પડે છે.

(૧૬૩) આ શરીર કાચું છે, મન ભમતું છે યાને હરપલે તે કંઇ ને કંઇ બાહેરની ચીજો તરફજ દોડતું હોય છે, જેથી માણસનું, (ખુદાને પીછાણવાનું) કામ ઘણુંજ ધીમું ધીમું ચાલે છે, પણ જેમ જેમ તે માટે માણસ નફકરો થઇ ફરે છે, તેમ તેમ **કાળ** તેને માટે હસે છે, યાને **કાળનાં** હાથમાં સેહલાઇથી તે સપડાયા કરે છે.

(૧૬૪)

કાલ હમારે સંગ રહે, કૈસી જતનકી આસ,
દિન દશ રામ સંભાર લે, જબલગ પિંજર પાસ.

(૧૬૫)

પાવ પલક્કી ખબર નહિં, કરે કાલકો સાજ,
કાલ આચાનક ઝડપેંગા જ્યું તીતરકો બાજ.

(૧૬૬)

કબીર! ગાફેલ કયું ફિરે, કયું સોતા ઘનઘોર.
તેરે સિરાને જમ ખડા, જયું અંધિયારે ચોર.

(૧૬૭)

કબીર! જો દિન આજ હય, સો દિન નાહિં કાલ;
ચેત શકે તો ચેત લે, મીચ પડી હય ખ્યાલ.

(૧૬૮)

યા અવસર ચેત્યો નહિ, ચુકયો મોટી ઘાત;
માટી મિલન કુંભારકી, બહોત સહેગો લાત.

(૧૬૯)

દરદ ન લેવે જાતકો, મુવા ન રાખે કોય;
સગા ઉસીકો કીજીયે, જો નેત નિભાવું હોય.

(૧૭૦)

મનખા જનમ પામકે, જબલગ ભજ્યો ન રામ;
જૈસે કુવા જલ બિન બન્યો, તોકો નહિં કામ,

(૧૬૪) કાળ આપણી સાથે જ રહેલો છે યાને મરણ તો નીપજવાનું છેજ, ત્યારે શરીર હમેશાં જળવાઇ રહેશે એવી આશા તે કેવી કરવી? માટે હું કબીર તુંને કહું છું કે એ શરીર તારી પાસે છે તેટલાં તું ખુદાને યાદ કરી, તારૂં કામ કરી લે.

(૧૬૫) પા ઘડીની પણ ખબર નથી કે શું થશે? ત્યારે આવતી કાલે શું પેહરીશ, શું ખાઇશ, તેની તૈયારી શાની કરવા બેઠો છે? જેમ બાજ બક્ષિ તિતરનો શીકાર કરે છે તેમ અચણુજ કાળ આવીને તુંને પકડી લઇ જશે, તેની કાંઇ ખબર છે?

(૧૬૬) એ કબીર! તું ગાફેલ જેવો કાંય ફર્યા કરે છે, ને ભર ઉંઘમાં કાંય પડયો રહે છે? જેમ ચોર અંધારામાં ઉભો રહે છે, તેમ જમ પણ તારા તકિયાની પાછલ છુપાઇને ઉભો રહેલો છે!

(૧૬૭) એ કબીર! જે તક આજે હોય તે કાલે નથી મળવાની, માટે તું જો સમજુ હોય તો ચેતીને તે તકનો લાભ આજે જ લઇ લે, કારણ કે કાલ ને આજની વચ્ચે મોત ઉભું રહેલું છે.

(૧૬૮) હમણાં તક મળી ત્યારે તું નહિં ચેતી જાય, યાને મનુષ્ય જાતિમાં તુંને જન્મ મળ્યો, તે જન્મનો તેં લાભ લીધો નહિં, તો એમ જાણ કે તું શરીયામ રસ્તો ચુકી ગયો, અને તેથી કુંભારની માટીની પેરે તુંને ઘણોક માર ખાવો પડશે.

(૧૬૯) તારૂં પોતાનું દુઃખ કોઈ લેવાનું નથી, ને મરણ પછી તારાં શરીરને ઘરમાં બી કોઇ રાખવાનું નથી, માટે તું એવો સગો કરી રાખ કે જે તારી સાથે રહી, તુંને હમેશા નિભાવી લે.

(૧૭૦) પાણી વિનાનો કુવો જેમ નકામો હોય છે, તેમ મનુષ્ય જાતિમાં લીધેલો જન્મ, ખુદાની ભકિત કર્યા વિના નકામોજ છે.

(૧૭૧)

જુઠે સુખકો સુખ કહે, માનત હય મન મોદ;
જગત ચબેના કાલકા, કછુ મુખમે કછુ ગોદ.

(૧૭૨)

જો દેખા સો વિનાશ હિ, નામ ધર્યા સો જાય;
કબીર, ઐસા તત્વ ગ્રહો, જો સદ્‌ગુરૂ દિયે બતાય.

(૧૭૩)

કબીર ! આયા હય સો જાયગા, રાજા રંક ફકીર;
કોઇ સિંહાસન ચઢ ચલે, કોઇ બંધ જાત જંજીર.

(૧૭૪)

સંગી હમારે ચલ ગયે, હમબી જાને હાર;
કાગજમે કછુ બાકી હય, તાસે લાગી બાર.

(૧૭૫)

કબીરા ! થોડા જીવના, માંડા બહોત મંડાન;
સબહિ છોડકે ચલ ગયે, રાજા રંક સુલતાન.

(૧૭૬)

કાહે ચુંનાવે મેડિયાં, કરતે દોડા દોડ ?
ચિઠી આઈ રામકી, ગયે પલકમે છોડ.

(૧૭૭)

જીન ઘર નૌબત બાજતી, હોતે છબીશ રાગ;
સો ઘરહિ ખાલી પડે, બેઠન લાગે કાગ.

(૧૭૧) ખોટાં સુખોને, ખરૂં સુખ છે એવું તું માની, તેમાં રાજી રાજી રહે છે, પણ એ કાંઇ તારૂં નથી, કારણકે આ આખું જગત, કાળનો માત્ર ખોરાક છે, કે જેનો કેટલોક ભાગ તેનાં (કાળનાં) મોહડામાં ચવાતો હોય છે, ને બાકીનો ભાગ તેનાં ખોળામાં પડેલો હોય છે.

(૧૭૨) જે આંખે દેખાતી ચીજો છે તે બધી નાશ પામવાની, જેનું નામ તેનો નાશ છેજ; માટે હું કબીર તને કહું છું કે, જે તત્વ તારા સદગુરૂએ તને દેખાડી આપ્યું હોય, તે (ખરા) તત્વને જ તું પકડી રાખ.

(૧૭૩) એ કબીરા! રાજા, રંક કે ફકીર જેઓ આવ્યા છે યાને જન્મયા છે તે બધાં મરવાનાં, કોઈ રાજગાદી ભોગવીને, તો કોઇ બંધિખાનું ભોગવીને અથવા દરિદ્રતા ભોગવીને, પણ સઉ કોઈ જવાનું.

(૧૭૪) મારા સગાં સ્નેહિઓ જતાં રહયાં છે ને મનેબી જવું છે, પણ જન્મોત્રિમાં લખ્યું છે કે થોડીક વાર બાકી છે, તેથી ઢીલ થઇ છે.

(૧૭૫) એ કબીર! એટલું થોડું જીવવાનું છે ત્યારે એટલો બધો પસારો શાનો માંડી બેઠોચ? રાજા, ફકીર, કે બાદશાહ સઉ કોઇ, અહિયાંજ સઘળું છોડીને ચાલ્યા ગયા છે.

(૧૭૬) શા માટે, મોટી મોટી હવેલીઓ બંધાવે છે, ને એટલી દોડા દોડી કરી રહયો છે? એક પલકવારમાં ખુદાનો પેગામ આયો, તો એ બધું છોડીને તુંને તુરત ચાલતું થવું પડશે.

(૧૭૭) જે ઘરમાં નગારાં વાગતાં હતાં, ને છત્રીસ જાતનાં રાગો ગવાતા હતા, તે ઘરોબી ખાલી થઇ ગયાં છે, ને હવે ત્યાં કાગડાઓ આવીને બેસવા લાગા છે.

(૧૭૮)

જીન ઘર નાબત બાજતી, મંગલ બાંધે દ્વાર;
એક હરિકે નામ બિન, ગયા જનમ સબ હાર.

(૧૭૯)

ક્યા કરીયે ક્યા જોડીયે, થોડે જીવનકે કાજ;
છાંડી છાંડી સબ જાત હય, દેહ ગેહ ધન રાજ.

(૧૮૦)

એક દિન અયસા હોયગા, કોઇ કીસીકા નાહિ;
ઘરકી નારી કોણ કહે, તનકી નારી નાહિ.

(૧૮૧)

જાગો લોકો મત સોવો, ન કરો નિંદસે પ્યાર
જૈસો સ્વપનો રયનકો, એસો એ સંસાર.

(૧૮૨)

ઉંચા ચઢ પુકારીયા, બુમત મારી બહોત;
ચેતનહારા ચેતીયો, સિરપે આઇ મોત.

(૧૮૩)

સબ કોઇ મર જાત હય, કાલ જાલકી પાસ.
રામ નામ પુકારતાં, કોઇક ઉબરા દાસ.

(૧૮૪)

એક બુંદકે કારને, રોતા સબ સંસાર.
અનેક બુંદ ખાલી ગયે, તિનકા કોન બિચાર ?

(૧૭૮) જેનાં ઘરમાં નગારાં વાગતાં હતાં, ને બારણે તોરણો બંધાતી હતી, યાને જ્યાં બધો દુનિયવી ઠાઠમાઠ હતો, પણ જ્યાં ખુદાનું (એક) નામ લેવાનું ન હતું, તે ઘરનાં લોકો પોતાનો જન્મ બરબાદ કરી ગયા છે.

(૧૭૯) થોડા દીવસની જીંદગી માટે, કાં પછાડા મારી પેલું કરૂં, પેલું મેળવું, ફલાણી સગાઇ કરૂં, વગેરે કરી રહયો છે। સઘળું આંજ છોડી, ધન દોલત, રાજપાટ વગેરે મુકી સર્વ ચાલ્યાં ગયાં છે.

(૧૮૦) એક દીવસ તારો એવો આવશે કે જ્યારે કોઇ તારૂં થવાનું નથી, તારાં શરીરની નાડી પણ (ચાલતી બંધ થશે) રહેશે નહિ તો પછી મારી બાયડી પણ કયાં કેહવા જવાનો છે, મતલબ કે જ્યાં આ દેહનોજ અંત આવ્યો ત્યાં કોઇ પણ મનુષ્ય કે ચીજ આપણને કામ લાગતાં નથી.

(૧૮૧) માટે હું કબીર, તમોને ચેતવું છું, કે તમો જાગૃત થાવો ને એશ આરામની ઉંઘમાં પડી ના રહો; કારણકે આ સંસાર તો માત્ર રાતનાં એક સ્વપના જેવો છે, કે જેને આવીને જતાં રહેતાં વાર લાગતી નથી.

(૧૮૨) હું ઉંચે ઉભો રહી, યાને બધાં સાંભળે તેમ કહું છું, કે તમારાં માંથાં ઉપર મોત ભમ્યા કરે છે, માટે તેનો કાંઇ વિચાર કરો, ને સમજીને ચેતી જાવો.

(૧૮૩) એ કાળની જાળમાં સપડાઇને સઉ કોઇ નાશ પામે છે, જે કોઇ માત્ર ખુદાનોજ આશરો લીયે છે, તેજ (તેનો) બંદો સલામત બચી જાય છે.

(૧૮૪) એક ટીપાંને ખાતર, દુનિયાંના લોકો રડવા બેસે છે, પણ એવાં તો અનેક ટીપાંઓ યાને અનેક જન્મો ખાલી ગયા યાને વગર ફોકટનાં ગયાં, તેનો કોણ વિચાર કરે છે?

(૧૮૫)

મરતે મરતે જુગ મુવા, અવસર મુવા ન હોય;
દાસ કબીરા યું મુવા, બહોર ન મરના હોય.

(૧૮૬)

જો મરનેસે જગ ડરે, સો મેરે મન આનંદ;
કબ મરિયે કબ ભેટીયે, પુરન પરમાનંદ.

(૧૮૭)

મરૂં મરૂં સબ કોઇ કહે, મેરી મરે બલાય;
મરના થા સો મર ચુકા, અબ કોન મરેહિ જાય?

(૧૮૮)

મન મુવા માયા મુઈ, સંશય મુવા શરીર;
અવિનાશી તો ના મરે, તું કયું મરે કબીર?

(૧૮૯)

જીવત સેં મરનો ભલો, જો મર જાને કોય;
મરને પહેલે જો મરેં, કુલ ઉજીયારા હોય.

(૧૯૦)

મરતે મરતે જુગ મુવા, સુત બિત દારા જોય;
રામ કબીરા યું મુવા, એક બરાબર હોય.

(૧૯૧)

ના મુવા ના મર ગયા, નહિં આવે નહિં જાય;
એ ચરિત્ર કરતારકા, ઉપજે ઔર સમાય.

(૧૮૫) મરતાં મરતાં કાંઇ જુગો ચાલી ગયા છે, પણ વખત કાંઇ મરતો નથી; પણ હું કબીર, જે ખુદાનો બંદો થયો છું તે એવી રીતે મરી ગયો છું કે મને ફરીને મરવાનું રહ્યું નથી.

(૧૮૬) જે મરવાથી લોકોને બીક લાગે છે તે મારે મનથી તો આનંદ છે, અને હું તો વાટ જોઉછું કે કયારે મરૂં કે પરમાત્માંને ભેટું.

(૧૮૭) દુનિયામાં સઉ કોઈ કહે છે કે હું તો મરૂં છું પણ કબીરની બલાએ મરતી નથી, કારણકે જે સઘળું મરવાનું હતું તે મરી ગયું, ત્યારે બાકી રહયું શું કે તે મરી જાય!

(૧૮૮) મન મરી ગયું, માયા મરી ગઇ, ને મારા શરીરનાં વેહેમો હતા, તેઓબી મરી ગયા, એવી રીતે જે કાંઈ મરવું જોઇએ તે સર્વ મરી ગયું; પણ જે **અવિનાશી** છે યાને જીવ કે જેનો નાશ નથી અને જે ખરેખરનો "હું છે" ને કેમ મરી જાય?

(૧૮૯) જીવવા કરતાં મરવું બેહેતર છે, પણ તે કેમ મરવું એ જે કોઇ જાણતો હોય ત્યારેજ, અને તે રીતે જે કોઇ, મરણ આગમજ મરે, તેને સઘળું અજવાળું થઈ જાય.

(૧૯૦) મરતાં મરતાં જુગો મરી ગયા; સ્ત્રિ પોતાનાં છોકરાને અને ભરથારને મરણ પામતો જુવે છે, પણ હું કબીર એવી રીતે મરી ગયો છું, કે હું ખુદા સાથે એક થઈ ગયો છું.

(૧૯૧) આત્માં જે પોતે ખરો માણસ છે, તે કાંઇ મરતો નથી, ને તે કદીબી મરણ પામતો નથી; તે આવતો બી નથી ને જતો એ નથી, પણ તેનું ચરિત્ર એવું છે કે તે જાહેર થઇને પાછો પોતામાં જ સમાઇ જાય છે.

(૧૯૨)

જોય મરે સો જીવ હય, રમતા રામ ન હોય,
જન્મ મરનસેં ન્યારા હય, સાહેબ મેરા સોય.

(૧૯૩)

હરિ મરિ હે, તો હમ હું મરિ હું,
હરિ ન મરિ હે, તો હમ કાહે મરિ હું ?

(૧૯૪)

જબ તક આસ શરીરકી, નિર્ભય ભયા ન જાય,
કાયા માયા મન તજે, ચૌપટ રહા બજાય,

(૧૯૫)

અજહુ તેરા સબ મિટે, જો જુગ માને હાર,
ઘરમે ઝગડા હોત હય, સો ઘર જારહિ ડાર.

(૧૯૬)

અજહુ તેરા સબ મિટે, જો મન રાખે ઠોર,
ગમ હો તે સબ છોર દે, અગમ પંથકુ દોર.

(૧૯૭)

મેં મેરા ઘર જાલ્યા, લિયા પલિતા હાથ;
જો ઘર જાલો આપના, તો ચલો હમારે સાથ.

(૧૯૨) જે કાંઇ મરે છે તે જીવ યાને માણુસનું નીચલું ભાંન છે, પણ આત્માં કાંઈ મરતો નથી; તે તો જન્મ—મરણુની પેલી મેર છે યાને તેને મરણુ યા જન્મ જેવું કાંઇ નથી.

(૧૯૩) જો ખુદા મરતો હોય તો પછી હું (કબીર) બી મરવાનો, પણ જો ખુદાને મરણુ જેવું હોયજ નહિ યાને તેને નાશ નથી, તો પછી હું કેમ મરૂં યાને મારો નાશ કેમ થાય? અર્થાત, ખુદા હમેશગીનો છે, ને માણુસનો આત્માં તેનોજ ભાગ છે, ત્યારે તે પણ અમર હોવાથી તેને મરણુ જેવું કશું નથી.

(૧૯૪) જ્યાંસુધી શરીરનું મમત્વ છે, યાને શરીર તે "હું છું" એવો ખ્યાલ રહે છે, ત્યાંસુધી કોઇ પણ માણુસ નિભંય થઇ શકતો નથી, યાને કાળનાં ભયમાંથી છુટો થતો નથી; જ્યારે મનમાંથી શરીર વિષેની ઇંનતેજારી અને જગતની માયાનો વિચાર છુટી જાય, ત્યારે તે માણુસને માટે સઘળાં બજારો યાને રસ્તાઓ ખુલ્લા થાય છે, અને પછી તેને કોઇ પણ જાતનો ડર રહેતો નથી.

(૧૯૫) જો તું એમ સમજે કે આ સંસારમાં મળતી ફતેહો તો બધી હાર જ છે, તો તારી જંજાળોનો છેડો આજેજ આવી જાય; માટે આ તારાં ઘર (શરીર) માં જે મારામારી ચાલી રહી છે, તારી ઇંદ્રિઓની ખેંચતાણુ થયા કરે છે, તેને તું બાળી નાખ.

(૧૯૬) જો તું તારાં મનને સમજાવી સમજાવીને કાબુમાં રાખે, ને તેને શાંત કરે તો તારી બધી જંજાળો આજેજ મટી જાય, માટે જે જે હદવાળી (નાશવંત) ચીજો છે તે બધી મુંકી દે, ને જે બેહદનો રસ્તો યાને ખુદાને મળવાનો મિનોઈ માર્ગ છે તેનેજ તું પકડી રાખ.

(૧૯૭) કબીરજી કહે છે કે, મેં મારૂં ઘર બાળી નાખ્યું ને તેમ કરીને કાળને મારા હાથમાં લીધો તેમ તું જો તારૂં ઘર બાળી નાખતો હોય,, તો મારી સાથે ચાલ, યાને તું બી મારી માફક નિભંય થઈ જશે.

(૧૯૮)

ઘર જાલે ઘર ઉગરે, ઘર રાખે ઘર જાય;
એક અચંબા દેખિયા, મડા કાલકો ખાય.

(૧૯૯)

કબીર! મસ્તક દેખ કર, મત ધરો બિશ્વાસ;
કબહુ જાગે ભુત હોય, કરે પિંડકો નાસ.

(૨૦૦)

મસ્તક તો તબ જાનીયે, આપા ધરે ઉઠાય;
સહેજ સુંન્યમે ઘર કરે, તાકો કાલ ન ખાય.

(૨૦૧)

સુલી ઉપર ઘર કરે, બિષ કરે અહાર;
તિનકો કાલ કયા કરે! જો આઠે પહોર હુશિયાર?

(૨૦૨)

સહેજ સુન્યમેં પાઇયે, જહાં મરજી વહાં મન;
કબીર ચુન ચુન લે ગયા, ભીતર રામ રતન.

(૧૯૮) જે કોઈ ઘર બાળે, તેનું ઘર બચી જાય; ને જે ઘર રાખે તેનું ઘર જતું રહે; એવું અજાયબ જેવું મેં જોયું છે કે, મુવેલો હોય તે કાળને ખાઈ જાય છે. અર્થાત-માણસનું ઘર તે તેનું નિચલું ભાંન યાને "હુંપણું" છે જે તેને દુનિયવી ચીજો સાથે જોડેલું રાખે છે, એ નિચલાં ભાંનને જે કોઇ બાળી નાખે યાને તે મળે નહિ થઈ જાય એવું કરે, ત્યારે તે માણસ ખરાં ઉંચાં ભાંનમાં રહી શકે, ને ઇશ્વરને પોહોંચી શકે, ત્યારે તે કાળને જીતી શકે.

(૧૯૯) માણસને સાધારણ રીતે મરણ પામેલો જોઇને, તું એમ ધારતો ના કે, તે માણસ ખરેખર મરી ગયો છે; કારણ કે તે ઘણીકવાર જાગૃત થઇને, પિંડનો નાશ કરી નાંખે છે. (પિંડ એટલે મરણની ક્રિયાઓ થતી વેળા ત્યાં રાખેલો ખોરાક.)

(૨૦૦) જ્યારે માણસનું "હુંપણું" નિકળી જાય, ત્યારે જાણવું કે તે ખરેખર મરણ પામ્યો છે; જેનું મન સુન્યની હાલતમાં રહી શકે, યાને જેનાં મનમાંથી ઇંદ્રિઓનાં વિષયોનાં વિચારો, આકારો, ખ્યાલો બધા જતા રહ્યા હોય, તેમજ તેનું નીચલું ભાંન પણ જતું રહે, ત્યારે તે પેલી ઉંચ (ઇશ્વરી) ભાનમાં જઈ શકેછે ને ત્યારે તેને કાળ ખાઈ શકતો નથી.

(૨૦૧) જે કોઈ પોતાનું રહેઠાણ સુળી પરજ રાખે, યાને જે મોતથી જરાએ ડરતો નથી, જે ઝેર ખાઇને જીવતો હોય, એટલે કે દુન્યવી મોજ-મજાહ તજીને જે ખોદાના માર્ગ ઉપર કષ્ટ, આખો દિવસ ઉઠાવા હુશીયાર રહેશે તેને પછી કાળ તે શું કરી શકે?

(૨૦૨) મન જ્યારે સુન્યમાં રહેતું થયું યાને જ્યારે વિચાર કરતું બંધ થયું, ત્યારે માણસ જ્યાં ગમે ત્યાં જઈ શકે છે, ત્યારે તે જાણે છે કે આ શરીર તે "હું નથી." કબીરજી કહે છે કે મેં મારાં મનને, દુનિયાની બધી ચીજોમાંથી તેરવી કાઢીને એવું બનાવ્યું છે, કે તે હવે ખુદામાંજ જઇને રહે છે.

(૨૦૩)

પુલ થે સો ગિર પડે, ચરન કમલસેં દૂર;
કળીચોકી ગત અગમ હય, તો તે રામ હજુર.

(૨૦૪)

પાંચ ઇંદ્રિ છઠા મન, સત સંગત સુચંત.,
કહે કબીર જમ કયા કરે, જો સાતો ગાંઠ નિચંત.

(૨૦૫)

જલતી આઇ વાહલી, બરખન લાગા અંગાર,.
ઉઠ કબીરા દોર જા, દાઝત હય સંસાર.

(૨૦૬)

સંસાર સારા સબ દુઃખી, ખાવે ઓર રોવે.,
દાસ કબીરા સુ઼ં દુઃખી, ગાવે ઓર રોવે.

(૨૦૭)

સુખિયા ઢુંડત મેં ફિરૂ, સુખિયા મિલે ન કોય.,
જે કે આગે દુઃખ કહુ઼ં, સો પહેલા ઉઠે રોય.

(૨૦૮)

જે કો આગે એક કહું, સો કહે એકબિસ.,
એકહિસે મેં દાઝયા, તો કહાં કાઢુ઼ં બિસ.

(૨૦૩) જ્યારે ફુલ બાહેરથી તદન ખીલીને પાકું થાય છે, ત્યારે તે કમળનાં પગ આગળથી યાને પોતાનાં મુળથી દુર થઇ જાય છે, પણ કળીઓનું ખીલવું બેમાલુમ હોય છે યાને તેઓ અંદરથી ખીલે છે, અને તેથી તેઓ ખુદાની પાસેજ હોય છે. અર્થાત, દુનિયવી ચીજોમાં મોટાઇ છે એવું માની, જેઓ બાહેરથી (ફુલઇને) મોટા થાય છે તેઓ ખુદાથી દુરજ થતા જાય છે, પણ કળીઓની પેઠે જેઓ અંદરથી ખીળતા જાય છે યાને જેઓ પોતાનું અંતઃકરણ શુધ્ધ કરતા જાય છે તેઓ ખુદાની વધુ નજદીક રહેતા થાય છે.

(૨૦૪) જ્યારે પાંચે ઇંદ્રિઓ અને મન નિરંતર **સત્યને** જ પકડી બેસે, યાને ઇંદ્રિઓનાં વિષયો શોધતી બંધ પડે, અને મન દુનિયવી વિચારો કરતું અટકે, અને એવી રીતે જેનાં બાહેર જવાના રસ્તા બંધ પડયા, તે માણસને **જમ** શું કરવાનો હતો ?

(૨૦૫) બળતું વાદળ આવ્યું છે ને તે માંહેથી અગ્નિનો વરસાદ પડવા લાગો છે, જેથી સંસારનાં બધાં લોકો દાઝી મરે છે, માટે ઓ કબીર ! તું ઉઠ, ને તેઓની મદદે દોડી જા.

(૨૦૬) સંસારનાં બધાં લોકો એક બાજુએ ખાય છે, પીયે છે, ને બીજી ગમ રડતાં જાય છે, જેથી હું કબીર (ખુદાનો દાસ) દુઃખી થાઉં છું ને ખુદાની ભકિત કરી માંગુ છું કે તેઓનાં દુઃખનું નિવારણ થાય.

(૨૦૭) કોઇક સુખીયો મળે એવું હું શોધતો ફરૂં છું, પણ મને તો કોઇ સુખી હોય એવો માણુસ મળતો નથી. કારણ કે જેની પાસે દુઃખની વાત કરૂં છું, કે તે પહેલાં પોતાનું દુ;ખ રડવા બેસે છે.

(૨૦૮) જેને એક દુઃખની વાત કહું છું, તો તે પોતાનાં એકવિશ યાને અનેક દુ;ખો મને કહી સમજાવે છે, પણ જયારે એક દુઃખથી, કબીરજી કહે છે કે, હું એટલો દાઝી ગયો, તો તેનાં અનેક દુઃખો કેમ કાઢું ?

(૨૦૯)

આસુર સુખ ન રૈન સુખ, ન સુખ ધુંપ ન છાંય;
કે સુખ શરણે રામકે, કે સુખ સંતો માંય.

(૨૧૦)

સ્વર્ગ મૃત્યુ પાતાલમે, પૂર તિન સુખ નાંય;
સુખ સાહેબકે ભજનમે, ઓર સંતનકે માંય.

(૨૧૧)

સંપત્ત દેખ નવ હરખિયે, બિપત્ત દેખ મત રોય;
સંપત્ત હય તહાં બિપત્ત હય, કર્તા કરે સો હોય.

(૨૧૨)

લક્ષ્મી કહે મૈં નિત નવી, કિસકી ન પૂરી આસ.,
કિતને સિંહાસન ચઢ ચલે, કિતને ગયે નિરાસ.

(૨૧૩)

સંપત તો હરિ મિલન, બિપત્ત રામ બિયોગ.,
સંપત્ત બિપત્ત રામ કહા, આંન કહે સબ લોગ.

(૨૧૪)

હમ જાને થે ખાયગે, બહુત જમા કિયો માલ.,
જ્યુંકા ત્યું રહે ગયા, પકડ ગયા બે કાલ.

(૨૦૯) આ સંસારમાં તો નથી દિવસે સુખ, કે નથી રાત્રે; નથી સુખ તડકામાં કે નથી છાંયડે, સુખ કેઠે મળતું નથી; સુખ ખરૂં, ખુદાને તન મન અર્પણ કરવામાં હોય છે, કે સાધુસંત પુરૂષોનાં સમાગમમાં સુખ મળે છે.

(૨૧૦) સ્વર્ગ, પાતાલ, અને મૃત્યુલોક યાને આપણી આ ખાકી દુનિયા, એ ત્રણુંમાં પુરૂં સુખ નથી મળતું; ખરૂં સુખ ખુદાનું ભજણુ કરવામાં છે, કે સાધુ પુરૂષોમાં રહેલું છે.

(૨૧૧) ધન દોલત જોઇને તું ના હરખા, અને દરિદ્રતા યાને ગરીબાઇ જોઇને તું વિલાપ ના કર; કારણ કે જ્યાં દુનિયવી સંપતિઓ છે ત્યાં બી દુઃખ હાજર છે જ, કારણ કે એ બધું ખોદાની મરજી પ્રમાણે યાને તેનાં કાયદા મુજબ થયા કરતું હોય છે.

( ૨૧૨ ) લક્ષ્મી ( દેવી ) કહે છે કે, હું તો રોજ નવીજ કહેવાઉં છું, મારેથી કોઇની બી આશા પૂરેપૂરી બર લાવી શકાતી નથી, કારણકે હું હમેશા પાસે રહી શકતી નથી; ઘણાં લોકોએ મારેથી રાજગાદી મેળવી છે, પણ આખરે તે છોડીને ચાલ્યા ગયાં છે, ને ઘણાંકો બિચારા નિરાશ થઇને મરણ પામ્યા છે.

( ૨૧૩ ) કબીરજી કહે છે કે, ખરી સંપત્તિ, તે ખુદાને મળવામાં છે, ને ખરૂં દુઃખ તેનાથી દુર રેહવામાંજ છે, મારી (કબીરની ) સંપત્તિ અને વિપતી ખુદાજ છે, યાને સુખ-દુઃખ, હું તો ખોદામાંજ રહેલું સમજું છું, જ્યારે દુનિયાનાં લોકો કોઇ બીજી ચીજોમાં સુખ-દુઃખ રહેલાં છે એવું માને છે.

( ૨૧૪ ) મેં તો જાણ્યું કે ઘણી સરખી માલમતા એકઠી કરીશ તે પછી બેઠો બેઠો ખાઇશ પણ કાળે આવીને મને તો પકડી લીધો એટલે તે બધું જેમનું તેમ રહી ગયું—

(૨૧૫)

ધન ઐસા સાંચિયે, જો ધન આગે હોય;
મુંઢ માંથે ગાંઠરી, જાત ન દેખા કોય.

(૨૧૬)

સુખકે માંથે સિલ પડો, હરિ હીરદેસે જાય;
બલિહારી આ દુઃખકી, કે પલ પલ રામ સંભરાય.

(૨૧૭)

સુખી સુખી સબ કોઇ કહે, સુખમે જાનત નાય;
સુખી સ્વરૂપ આત્મ અમર, જો જાને સુખ પાય.

(૨૧૮)

કબીર ! તલબ ન છોડીયે, જબ લગ ઘટમે પ્રાંન;
કોઈક દિન શ્રી રામકો, ભનક પડેંગી કાંન.

(૨૧૯)

કબીર ! તલબ ન છોડીયે, નિશ્ચય લિજે નામ;
મનખ મજુરી દેત તો, કયું કર રાખે રામ ?

(૨૨૦)

અનહોની પ્રભુ કર શકે, હોનાર મિટ જાય;
કબીર, ઇન સંસારમે, રામભજણુ સુખ હોય.

( ૨૧૫ ) માટે કબીરજી કહે છે કે, તું એવું ધન (નેકી–નીતી ) મેળવ કે જે હમેશાં સચવાઇ રહે ને જે તારી આગળ આગળ ચાલતું રહે, કારણ કે દુનિયવી માલમતાની ગાંસડી કોઇ મુરખ માંથે ઉપાડીને ગયો હોય એવું કોઇએ દીઠું નથી.

(૨૧૬) દુન્યવી સુખ ઉપર ઢાંકણ વાળો, કાંયજે તેથી માણસનાં હૈયામાંથી ખોદા જતો રહે છે, એટલે કે ખુદાને બદલે તેનાં હૈયાંમાં પૈસાનોજ વાસો રહે છે, તેથી કબીરજી કહે છે માણસને દુઃખજ આવેલું ભલું કે ત્યારેજ તે પળેપળ ખુદાને યાદ કરતો થાય છે.

(૨૧૭) સઉ કોઈ કહે છે કે હું સુખી છું, પણ ખરૂં સુખ તો હું ત્યાં જોતો નથી. ખરૂં સુખ તો તે માણસજ ભોગવે કે જે પોતાના આત્માનું સ્વરૂપ ઓળખતો હોય યાને "હું (ખરેખર) કોણ છું" એ સમજતો હોય.

(૨૧૮) ઓ કબીર! જ્યાંસુધી તારા શરીરમાં પ્રાણ રહેલો હોય ત્યાં સુધી તે (માલેક) ની યાદ હરગીજ છોડતો ના, કારણ કે તેમ કર્યાથી કોઈ દીવસે તારો અવાજ ખુદાના કાનમાં પડી જશે.

(૨૧૯) ઓ કબીર! તેની યાદ કદી ના ભુલતો, પણ હરદમ લિયા કરજે, કાંયજે, માણસ તેના મજુરને બદલો આપે, તો ખુદા કેમ તારી મહેનતનો બદલો નહિ આપે ?

( ૨૨૦ ) જે કાંઇ ( આપણે ધારીયે કે ) બનવાકાલ નથી તે ખુદા કરી શકે; અને જે કાંઇ ( દુઃખ આફત ) બનવાકાળ છે એમ આપણે ડરતા હોઇએ, તે ખુદા મિટાવી શકે છે, તેથી હું કબીર કહું છું કે ખુદાની યાદ રાખવાથીજ આ સંસાર સુખદાય થશે.

(૨૨૧)

સબી રસાયન મેં કરી, હરિસા ઓર ન કોય;
રતી એક ઘટમેં સંચરે, સબ તન કંચન હોય.

(૨૨૨)

કહેતા હું કહે જાત હું, સુનતા હય સબ કોય;
રામ કહે ભલ હોયગી, નહિં તો ભલા ન હોય.

(૨૨૩)

કહે કબીર પુકારકે, એ લેવો વ્યવહાર;
રામ નામ જાને બિનાં, બુડી મુવા સંસાર.

(૨૨૪)

ભુપ દુખી અબધુ દુખી, દુખી રંક બિપરીત:
કહે કબીર એ સબ દુખી, દુખી સંત મન જીત.

(૨૨૫)

સુમરનસે સુખ હોત હયે, સુમરનસે દુઃખ જાય;
કહે કબીર સુમરન કિયે, સ્વામી માંહિ સમાય.



(૨૨૧) મેં બધી જાતનાં રસાયણ કરી જોયાં, ઈંદ્રિઓનાં વિષયો તપાસ્યા, સંસારી દરેક બાબદ કરી જોઈ, અને એવી રીતે દુનિયાંની હરેક ચીજ મેં બારીકીથી તપાસી તો મને માલમ પડયું કે ખુદા જેવું બીજું કાંઇ નથી; એક રતીભાર બી જો ખુદા દીલમાં જાય તો તે માણસ બધો સોનાનો થઇ જાય, તેને બધુ સુખ મળી જાય.

(૨૨૨) માટે હું જે કહું છું ને જે શિક્ષણ મુંકી જાઉ છું તે તમો સઉ કોઈ ધ્યાનથી સાંભળજો; તે એ છે કે **ખુદાનું નામ લેવાથીજ કલ્યાણ થશે**, નહિતો કદી ભલું થવાનું નથી, યાને દુનિયવી ચીજોથી ખરૂં સુખ હાંસલ થવાનું નથી.

(૨૨૩) હું, કબીર, પોકાર કરી સોને ચેતવું છું તે વાત જરૂર યાદ રાખજો કે, ખુદાનું નામ શું છે તે જે કોઈ જાણે નહિ તે સંસારમાં દુખીજ મરવાનો.

(૨૨૪) રાજા પણ દુખી ને રૈયત પણ દુખી અને એવી રીતે ગરીબ-તવંગર સૌ એકસરખાં દુખીજ હોય છે, માત્ર જેણે પોતાનાં મનને જીત્યું તેજ માણસ ખરો સુખી છે.

(૨૨૫) ખુદાનું સ્મરણ કરવાથીજ માણસને સુખ પ્રાપ્ત થાય છે, અને સ્મરણથીજ તેનું દુઃખ દુર થઇ જાય છે; અને હું કબીર કહું છું કે સ્મરણ કરવાથીજ ખુદાનો વાસો આપણામાં થાય છે, યાને ખુદાને મળી શકાય છે.



## નામ-સ્મરણ.

(૨૨૬)

કબીર, સુમરન સાર હય, ઓર સકલ જંજાલ;
આદી અંત સબ શોધીયા, દુજા દીસે કાલ.

(૨૨૭)

કબીર ! નિજ સુખ રામે હય, દુજા દુઃખ અપાર;
મનસા બાચા કર્મનાં, નિશ્ચય સુમરન સાર.

(૨૨૮)

રામ નામકે લેત હિ, હોત પાપકા નાશ;
જૈસી ચન્ગિ અગ્નકી, પડી પુલાને ઘાસ.

(૨૨૯)

નામ જો રતી એક હય, ઓર પાપ જો રતી હજાર;
એક રતી ઘટ સંચરે, જાર કરે સબ છાર.

(૨૩૦)

રામ નામકી ઔષધિ, સદગુરૂ દિયે બતાય;
ઔષધ ખાઇ પચી રહે, તાકે બેદન જાય.

(૨૨૬) કબીરજી કહે છે કે, ખુદાનું નામ નિરંતર યાદ કર્યા કરવું, તેમાંજ માણસને ફાયદો છે. એ સિવાયનાં બીજાં બધાં કામો કરવાં, તે ફોકટની મેહેનત છે; કારણકે, તેવણ કહે છે કે, બીજાં કામોની શરૂઆતથી છેક છેડા સુધી યાને પરિણામો સુધી મેં તપાસ કીધી, તો મને માલમ પડયું છે કે તેઓ નાશવંત છે યાને હંમેશ ટકનારાં નથી. ખુદાનું (નામ) સ્મરણ આપણું ફરી ફરીને જનમવા-મરવાનું નિવારે છે, બાકી બીજાં બધાં કામો નવાં કારણો ઉપજાવી માણસને પાછા જંજાળમાં નાંખનારાં છે.

(૨૨૭) રામ (ખુદા) ને મળવામાંજ આપણને ખરૂં સુખ છે, અને ઇંદ્રિઓથી ભોગવાતું હરકોઇ સુખ મેળવવામાં આપણને અંતે બેસુમાર દુઃખ છે. જગતની સલામતી અને આબાદાંનીમાં કાંઇ નુકશાન ન થાય, એવા પવિત્ર વિચાર, વાચા અને કાર્ય કરવા સાથેજ, ખુદાની યાદ નિરંતર કરવી તેજ ખરેખરૂં સ્મરણ છે.

(૨૨૮) જેમ એક અગ્નિની જીણી ચિન્ગારી સુકાં ઘાસમાં પડે તો તેને બાળી નાંખે છે, તેમજ રામનું નાનું જેવું નામ આપણાં સઘળાં પાપોના નાશ કરી નાંખે છે.

(૨૨૯) રામનું નામ જોકે એક રતી ભાર જેવું નાનું જણાય છે, અને પાપો જો હજારો રતી જેટલાં હોય, તે છતાં એક રતી જેટલું એ બિનવજન નામ, જેનાં હૈયાંમાં પસરી ગયું, અને જેને તે નામ નિરંતર યાદ આવ્યા કરે તો તેનાં સર્વ પાપોને બાળી જાળી નાખશે સારાંશ કે રામ વાસના યાને ખુદાને મળવાની ઇચ્છા, બીજી સર્વ વિષય વાસનાઓને મારી હટાડે છે.

(૨૩૦) ખુદાનું નામ યાદ કરવાની દવા છે તે સદ્ગુરૂ જ બતાવશે, અને તે દવા ખાવાથી જેને પચી ગઇ, તો તેનાં સર્વ દુઃખો મટી જશે. સારાંશ કે, ખોદાનું નામ યાદ કરવાની રીતો ઘણી ઘણી છે, તેમાંની લાગુ પડતી કોઇ એક, ખુદાની ભેટ કરાવી જાણનાર ગુરૂ, ચેલાનો અમૂક અધિકાર જોઇને, ચેલાને શીખવે, ને તે રીતે નામ લેવામાં ચેલો પ્રવિણ થાય તો તેની સર્વ વેદનાંઓ જતી રહે; યાને સચિંત અને ક્રિયામાંન કર્મો નાશ પામવાને લીધે તેઓ તરફથી આવનારી વેદનાંઓ આવે નહિં, અને પ્રારબ્ધ કર્મો તરફથી આવનારી વેદનાંઓ, તેનાં શરીર સંસાર પરજ લાગુ પડે, પણ તેનાં મનને દુઃખવી નહિં શકે.

(૨૩૧)

સબ મંત્રકા બીજ હય, રામ નામ તત્‌સાર;
જે કો જન હિરદેં ધરેં, સો જન ઉતરે પાર.

(૨૩૨)

રામ કહો મન વશ કરો, એહિ બડા હય અર્થ;
કાહેકો પઢ પઢ મરો, કોટહિ જ્ઞાન ગ્રહન્થ?

(૨૩૩)

જીને નામ લિયા ઉને સબ કિયા, સબ શાસ્ત્રકા ભેદ.
બિના નામ નર્કે ગયે, પઢ પઢ ચારો બેદ.

(૨૩૧) રામનું નામ, બધાં મંત્રોનું બીજ છે, જેમાંથી બધાં મંત્રો નિકળ્યાં છે; અને તેથી, જે કોઇ એ નામને નિરંતર હૈયાંમાં પકડી રાખે, તે પેલી પાર ઉતરી જાય. સારાંશ કે ખુદાનાં નામમાંથી જ સર્વ મંત્રો અને ભણતર ઉપજાવેલાં છે, ત્યારે તે નામને જ જે કોઇ પકડી રાખે તો તેનાંથી બધાં મંત્રોનાં ફળો ઉપજાવી શકાય. એવું એ, અદભૂત અસરો ઉપજાવનારૂં નામ, જેનાં મનમાં પોતાની મેળે નિરંતર યાદ આવ્યા કરતું થઇ જાય, તે ફરી ફરીથી જન્મ મરણ આપનારા આ ભવસાગરને પેલે પાર પોહોંચી જાય.

(૨૩૨) શાસ્ત્રનાં અસંખ્ય ગ્રંથો (માત્ર મોહડેથી) શીખી શીખીને અમથા કાંય હેરાંન થાઓ છો? "રામ રામ" (ખુદા ખુદા) બોલ્યા કરો; વમાસ્યા (વિચાર્યા) કરો, અને મનમાં ઈંદ્રિઓની મોજ મજાહનાં વિચારો, લાગણીઓ, ઇચ્છાઓ, ગુસ્સાઓ તથા આકારો ઉપજવા ના દેઓ; ધમશાસ્ત્રની મુળ મતલબ-સઉથી મોટી મતલબ એજ છે.

(૨૩૩) જેણે ખુદાનાં નામની જપ (સ્મરણ) કીધી તેને સઘળું જોઇતું કીધું, તથા તે સઘળાં શાસ્ત્રોનાં ભેદ પામ્યો. પણ એ ખુદાનું નામ જપવા વિનાં ફકટ ચારો વેદ ભણ્યા કીધા, તેઓ આખરે નર્કે ગયા છે. સારાંશ કે જે ખુદાનાં નામની જપ કર્યા કરે, તેણે ધર્મની બધી ક્રિયાઓ કીધેલી ગણાય; તેણે ધર્મની બધી આજ્ઞાઓ પાળેલી ગણાય, તેને ધર્મને લગતાં બધાં શાસ્ત્રો આવડી જાય, ને તેઓનાં છુપા ભેદો બી તે પામી જાય. એથી ઉલટું કરે, એટલે કે જે કોઇ ખુદાનાં નામની જપ કરે નહિ, ને શાસ્ત્ર માત્ર જ ભણ્યાં કરે, ને તે શાસ્ત્રો (ચાર વેદો) બી શિખી જાય, તો પણ ઘણીવાર નર્કે જાય; કારણ કે, ધર્મ શાસ્ત્રનો ફકટ મોહડેનો અભ્યાસ કરવાથી, મન વશ થતું નથી, અને મનની વાસનાઓ અનામત રહી જવાથી પાપો કરાય છે, અને પાપથી નર્કનું દુઃખ ખમવું પડે છે.

(૨૩૪)

એકહિ શબ્દમે સબહિ કહા, સબહિ અર્થ બિચાર;
ભજીયે કેવલ રામકો, તજીયે બિષયહિ બિકાર.

(૨૩૫)

કબીર! હરિકે નામસે, કોટ બિંઘન ટલ જાય;
રાઈ સમાન બસુદરા, કૈટેક કાષ્ટ જલાય.

(૨૩૬)

સુખમે સુમરન ના કરે, દુઃખમે કરે સબ કોય;
સુખમે જો સુમરન કરે, તો દુઃખ કહાં કે હોય?

(૨૩૭)

સુખમે સુમરન ના કરે, દુઃખમે કરે જો યાદ;
કહે કબીર તા દાસકી કોન સુને ફરિયાદ?

(૨૩૮)

બિપત્ત ભલી હરિ નામ લેત, કાયા કસોટી દુઃખ
રામ બિનાં કિસ કામકી, માયા સંપત્ત સુખ?

( ૨૩૪ ) તને એક વાત કહી, તેમાં શાસ્ત્રની બધી વાતો આવી ગઇ, બધી મતલબ સમાઇ ગઇ, ને બધા વિચારો આવી ગયા, તે, એ વાત છે જે માત્ર ખુદાનું ભજન કર્યા કરવું અને એ ભજનની સાથે સાથે, ઈંદ્રિઓની મજાહો તજીને રહેવું–પૂરે પૂરી તજીને રહેવું.

( ૨૩૫ ) રાઇનાં જેટલી અગ્નિની ઝીણી ચિંન્ગારી, જેટલાં લાકડાંનો જથ્થો હોય, તેટલાં બધાંને બાળી નાખે છે, તેજ રીતે હરિનાં નામથી, યાને ખુદાનાં નામની જપ વડે, કરોડો વિધનો એટલે ( પાપો અને તેથી આવતાં દુઃખો ) સર્વ મટી જશે. સારાંશ કે, ખુદાનાં નામમાં, મનને લગાડયાથી તે પાપો કરતું અટકે છે અને ધિમે ધિમે તેનાં બધા દુર્ગુણો નિકળી જઇ મન પવિત્ર થઇ જાય છે.

(૨૩૬) સુખમાં ખુદાની યાદ કોઈ કરતું નથી, ને દુઃખમાં સઉ તેને યાદ કરે છે, પણ લોકો જો સુખમાં તેને યાદ કરતાં હતે, ને તેની આજ્ઞા, જે ધર્મશાસ્ત્રમાં અપાઇ છે તે મુજબ ચાલવાં હતે, તો તેઓને દુઃખ આવતેજ કયાંથી?

(૨૩૭) સુખમાં ખુદાને યાદ ન કરે, અને દુઃખમાં તેની મદદ માગે, એવા અરજદારની અરજ કોણ સાંભળે? સારાંશ કે, આપણી સુખી હાલતમાં, ખુદાને ભુલી જઇ, બીજાંને નુકસાન થાય એવા કામો કરીએ, તો કુદરતનાં કર્મનાં કાયદા મુજબ વળતાં દુઃખો આપણને આવે તો, તે આપણને ભોગવવાંજ પડે.

(૨૩૮) જ્યારે દુઃખ આવી પડે છે ત્યારેજ શરીરની કસોટી યાને પરિક્ષા થાય છે. અને માણસને દુઃખજ ભલું છે, કારણ કે ત્યારેજ તે ખુદાને હરપળે "ઓ ખુદા ખુદા" કરીને યાદ કરે છે. ખુદા નહિં મળે, ને તેને બદલે દુનિયાની બધી સંપત્તિઓ ને સુખો મળે, તેઓ માણસને અંતે શું કામ આવવાનાં છે?

(૨૩૯)
હરિ સુમરન કોઢી ભલા, ગલી ગલી પડે ચામ;
કંચન દેહ જલાય દે, જો નહિં ભજે હરિ નામ.

(૨૪૦)
જા ઘર સંત ના સેવિયા, હરિકો સુમરન નાહે;
સો ઘર મરહટ સરિખા, ભુત બસોં તા માંહે.

(૨૪૧)
રામ નામ તો રતન હય, જીવ જતન કરી રાખ;
જબ પડેગી સંકટી, તબ રાખે રઘુનાથ.

(૨૪૨)
જબ જાગે તબ રામ જપ, સોવત રામ સંભાર;
ઉઠત બેઠત આત્મા, ચાલતહિ રામ ચિતાર.

(૨૪૩)
જીતને તારે ગગનમે હો, ઇતને શત્રુ હોય;
કૃપા હય શ્રીરામકી, તો બાલ ન બાંકો હોય.

(૨૪૪)
જો કોઈ સુમરન અંગકો, પાઠ કરે મન લાય;
ભક્તિ જ્ઞાન મન ઉપજે, કહે કબીર સમજાય.

(૨૩૯) શરીરને દુઃખ થઇને તેનું ચામરૂં નિકળી પડતું હોય છતાં જો ખુદાની યાદ થઇ શકતી હોય તો તે ભલું, પણ શરીર સુનાં—રૂપાંમાં લોટતું હોય, ને તેનાં તેમ લોટવાથી જો ખુદાની યાદ બની આવતી ન હોય, તો એવાં તારાં સોનાં જેવા દેહને બાળી નાંખ યાને તે નાશ પાંમી જાય તો ઘણું સારૂં — સારાંશ કે તવંગરી સાથે ખુદાની વિસરફ્રામ રહે, તે કરતાં શરીર કંગાલ હોવા છતાં, ખુદાની યાદ મનમાં રહે, તે વધુ પસંદ કરવાજોગ છે.

(૨૪૦) જે ઘરમાં સંતો યાને ખુદાને યાદ પિછાણનાર સાધુ પુરૂષોની સેવા કરવામાં આવતી નથી અને જ્યાં ખુદાની યાદ થતી નથી, તે ઘરો સમસાંણ સરખાં જ છે અને ત્યાં ભુત–પલીતનોજ વાસો હોય છે.

(૨૪૧) રામ નામ તો એક હિરો યાને અમુલ્ય રતન છે, તેને તું તારા જીવની પેઠે સાચવીને રાખ, કે જે વખતે તને દુઃખ આવી પડે ત્યારે, ખુદા તને બચાવી લે.

(૨૪૨) ઉંઘમાંથી જાગૃત થતાં જ રામનું નામ લે, સુતી વેળાએ પણ ખુદાને યાદ કરીને જ સુઈ જા; અને એવી રીતે ઉઠતાં, બેસતાં, યાને હરેક કામો કરતી વેળાએ, તેનું (ખુદાનું) જ નામ તારા મનમાં ચિંતાર્યા કર, યાને તારૂ મન ખુદામાંજ ગુઠાયલું રાખ.

(૨૪૩) આસમાન પર જેટલા તારા છે, તેટલા બી જો તારા શત્રુઓ હોય, પણ જો તારાં મનમાં ખુદા હોય તો તેનાં જોરે, તારા એક બાળને પણ કોઇ ઇજા કરી શકનાર નથી.

(૨૪૪) જે કોઈ સ્મરણ કરવાનાં મંત્રો મોહડે કરી તે ઉપર મનન કરે, તો, હું કબીર કહું છું કે ખુદાની ભક્તિ કેમ કરવી તેનું ગ્નાન તે માણસનાં મનમાં આવી જાય.

(૨૬૫)

જપ તપ સંયમ સાંધના, સબ સુમરન કે માંહિ;
કબીર જાને યા રામજન, સુમરન સમ કછુ નાંહિં

(૨૪૬)

સહકામી સુમરન કરે, પાવે ઉત્તમ ધામ;
નિષ્કામી સુમરન કરે, પાવે અવિચલ રામ.

(૨૪૭)

પથ્થર પુંજે હરિ મિલે, તો મેં પુંજું ગિરિરાય;
સબસેં તો ચક્કિ ભલી, કે પિસ પિસ કે ખાય.

(૨૪૮)

દેહ નિરંતર દેહરા, તામે પ્રત્યક્ષ દેવ;
રામ નામ સુમરન કરો, કહાં પથ્થરકી સેવ?

(૨૪૯)

પથ્થર મુંખ ના બોલહિ, જો શિર ડારો કુટ;
રામ નામ સુમરન કરો, દુજા સબહિ જુઠ.

(૨૫૦)

કુબુદ્ધિકો સુંજે નહિ, ઉઠ ઉઠ દેવલ જાય;
દિલ દેહેરાકી ખબર નહીં, પથ્થર તે કહાં પાય?

(૨૪૫) જપ કરવી તપેશ્વરા કરવી, યોગ કરવો એ સઉ સ્મરણુની અંદરજ આવી જાય છે, તેથી સ્મરણુ જેવું બીજું કશું એ નથી, એવું હું (કબીર) સમજું છું અને જે કોઇ ખુદાનો બંદો છે તે જાણે છે.

(૨૪૬) પોતાને માટે કાંઇક સારા બદલાની આશા રાખીને જે કોઇ સ્મરણુ કરે, તો તેને તે સુખ મળે; સ્વર્ગ મળવાની ઇચ્છા રાખી જે કોઇ સ્મરણુ કરે, તેને સ્વર્ગ મળે; પણુ જે કોઇ, ઇચ્છા રહિત યાને પોતા માટે કાંઈ પણુ ચીજ કે સુખ માગ્યા વગર, સ્મરણુ કરવું એ મારી ફરજ છે એવું સમજીને માત્ર ખુદાના પ્રેમ અર્થેજ સ્મરણુ કરે તે માણુસ ખુદાને પાંમે, જે હમેશગીનો હોવાથી તેને સદાકાળનું સુખ મળી જાય.

(૨૪૭) કબીરજી કહે છે કેઃ—જો પથ્થર પુજવાથી ખોદા મળતો હોય, તો હું આખો ગિરનારનો પહાડજ પુંજું. પણુ સઉ કરતાં ઘંટી (પુજી) હોય તો કેવું સરસ, કે તેથી દળીને લોટબી ખાવા મળે!

(૨૪૮) તારૂં શરીર એજ તારૂં દેવળ છે ને તેમાંજ ખરેખરો દેવ યાને ખુદા બેઠેલો છે, તેનું સ્મરણુ કર્યા કર. બાકી પથ્થરની પુજા કરવાથી યાને બાહેરનો દેખાવ કર્યાથી તારૂં શું વળવાનું ?

( ૨૪૯ ) ગમે માથું કુટીને મરિયે, તોબી પથ્થર કાંઇ મુખમાંથી બોલવાનો છે ? માટે તું રામ નામ જપયા કર, બાકી બીજું બધું કરવાનું મુકી દે.

( ૨૫૦ ) જેઓને ખરી સમજ નથી તેઓજ દોડતા દોડતા દેવળમાં જાય છે; માણુસનું દિલ તેજ પરમેશ્વરનું રેહવાનું દેવળ છે એ વાત તેઓને ખબર ન હોવાથી બિચારા, પથ્થરનાં બાંધેલાં દેવળમાં ખુદાને શોધવા જાય છે, તે ખોદા તેઓને કેમ મળે ? (Know Ye not that Ye are the Temple of God, and the Spirit of God dwelleth in Ye ?—Christ.)

(૨૫૧)

પથ્થર પાની પુંજ કર, પચ પચ મુવા સંસાર;
ભેદ નિરાલા રહે ગયા, કોઇ બિરલા હુવા પાર.

(૨૫૨)

મકકે મદિનેમેં ગયા, વહાંભી હરકા નામ;
મેં તુંજ પુછું હે સખી, કિન દેખા કિસ ઠામ ?

(૨૫૩)

રામ નામ સબ કોઇ કહે, ઠગ ઠાકોર ઓર ચોર;
ધૃવ પૃલ્હાદ સબ તર ગયે, એહિ નામ કછુ ઓર.

(૨૫૪)

સુધ્ધ બિન સુમરન નહિં, ભાવ બિન ભજન ન હોય;
પારસ બિચ પરદા રહા, કયું લોહા કંચન હોય ?

(૨૫૫)

સુમરન સિધ્ધિ યું કરો, જયું ઘાઘર પનિહાર;
હાલે ચાલે સુરતમે, કહે કબીર બિચાર.

(૨૫૬)

સુમરન સિધ્ધિ યું કરો, જૈસે દામ કંગાલ;
કહે કબીર બિસરે નહિ, પલ પલ લેત સંભાળ.

( ૨૫૧ ) પથ્થર અને પાણી પુંજી પુજીને, યાને એવા માત્ર બાહેરનાં દેખાવો કરી કરીને, સંસારનાં બધાં લોકો ડુબી મુવા છે; જ્યારે ખુદાનો ભેદ તો બીજોજ છે, જે વાત કોઇ વિરલો પુરૂષજ જાણે છે અને તેથી તે સમજીને ખરો રસ્તો પકડીને પાર થઇ જાય છે.

( ૨૫૨ ) મકકા મદિનામાં ગયા તો ત્યાંબી ખુદાનું નામ તો છેજ, પણ ( મુસલમીન ધર્મવાળાઓને કબીરજી કહે છે કે ) ઓ મારી બેન, તું મને દેખાડ કે મકકા મદિનામાં કયે ઠેકાણે, તેં ખુદાને દીઠો ? અર્થાત— કબીરજીનું કેહવું એ છે કે ખુદા આપણાથી બાહેર નથી, પણ આપણી અંદરજ તે રહેલો છે.

(૨૫૩) રામનું નામ તો ઠગારા, લુટારા, યાને દુનિયાંના બુરા ભલા સઉ કોઇ લોક (મોહડેથી) લે છે, પણ જે રૂમરણ યાને જપ વડે, ધ્રુવ, પ્રલ્હાડ અને એવા (મોટા થઈ ગયલા) નરો ઇશ્વરને પોહોંચી ગયા, તે સ્મરણ કાંઈ જુદીજ તરેહનું છે.

(૨૫૪) મન સુદ્ધ (નિર્મળ) થયા વગર ખુદાની યાદ (સ્મરણ) થઈ શકતી નથી. જેમ પારસ મણી અને લોઢાંની વચ્ચે બીજી કોઈ ચીજ આડી પડેલી હોય તો લોઢાનું સોનું થઇ શકતું નથી. તેમજ હેત ખુદાપર લાગેલું નહિ હોય, અને દુનિયવી ચીજો ઉપરજ હોય, અને મનમાં તે ચીજોના ખ્યાલો આવ્યા કરે, તો ખુદાનું ભજન કેમ થાય, ને ખુદા કેમ દેખાય ?

(૨૫૫) માથે પાણીનો ઘડો મુકીને, છુટે હાથ ચાલતી અને વાતો કરતી જતા છતાં, પનિયારણ ( સ્ત્રી ) નું ધ્યાંન તો ઘડામાંજ લાગેલું હોય છે, તેમ સ્મરણ કરતી વેળાએ મન ખુદા તરફજ લાગેલું રહે, એવું સ્મરણ કરતાં તું શીખ.

(૨૫૬) જેમ એક કંજુસ માણુસ પૈસાને પુંજે છે, અને તેને ઘડી પણ યાદ કર્યા વગર રેહતો નથી, તેમ ખુદાનું સ્મરણ એવું કર કે તારા મનમાંથી ખુદા એક પલ વાર પણ ભુલાય નહિં.

(૨૫૭)
જૈસી નૈયત હરામ પે, ઐસી હરસેં હોય;
ચલા જાવે વૈકુંન્ઠમે, પલ્લા ન પકરે કોઇ.

(૨૫૮)
બાહેર કયા દિખલાઇયે, અંતર કહિએ રામ?
નહિં મામલા ખલ્કસોં, પડા ધનિસેં કામ.

(૨૫૯)
માલા તો કરમેં ફિરે, જીભ ફિરે મુખ માંહિ;
મનવા તો ચૌ દિશ, ઐસો સુમરન નાહિં.

(૨૬૦)
સુમરન ઐસો કિજીયે, ખરે નિશાંને ચોંટ;
સુમરન ઐસો કિજીયે, હલે નાહિં જીભ હોઠ.

(૨૬૧)
હોઠ કંઠ હાલે નહિ, જીભ્યા ન નામ ઉચ્ચાર,
ગુપ્ત સુમરન જો ખેલે, સોહિ હંસ હમાર.

(૨૬૨)
અંતર "હરિ હરિ" હોત હય, મુખકી હાજત નાહિં;
સેહેજે ધુંન લાગી રહે, સંતનકે ઘટ માંહિં.

(૨૬૩)
અંતર જપીયે રામજી, રોમ રોમ રંન્કાર,
સેહેજે ધુંન લાગી રહે, એહિ સુમરન તત્‌સાર.

(૨૫૭) કોઇ હરામની ચીજ ઉપર મન જેવું લાગી જાય છે, તેવું ઇશ્વર તરફ મન લાગી જાય, તો તે માણસને ખુદાની મુલાકાત થાય, અને તેમાં કોઈ ( દૈત્ય કે ફરેસ્તા ) થી પણ અટકાવ નાંખી શકાય નહિં.

(૨૫૮) બાહેરનો ફોકટ દેખાવ શું કામ કરે છે? તારા હૈયામાં ખુદાનું નામ લેતો રેહે, તને દુનિયાં અને તેનાં લોક સાથે કામ નથી, પણ જે ધણી (ખુદા) તારાં હૈયામાં બેઠેલો છે તેની સાથેજ કામ છે.

(૨૫૯) હાથમાં માલા (તસ્બીર) ફર્યા કરે, ને મોહડામાં "ખુદા ખુદા" થયા કરે, પણ જો મન ખુદામાં લાગે નહિ, અને દુનિયાંની અનેક ચીજો તરફ વારા ફરતું દોડયા કરે, તો એવી યાદ (સ્મરણ) ખુદાની મુલાકાત કરાવે તેવી કાર્ય સાધક ગણાય નહિ.

(૨૬૦) સ્મરણ તો એવું કરીએ, કે જેમ તીર જઇને બરાબર નિશાંણે યાને ટાંકેલી ચીજ પર ચોંહોંટી જાય, તેમ મન જઇને ખુદાપર લાગી જાય. સ્મરણ એવું કરવું કે જીભ ને હોઠ હીલે નહિં પણ મન ખુદા પર લાગી રહે, ત્યારેજ તે ખરૂં સ્મરણ કહેવાય.

(૨૬૧) હોઠ તથા ગળું પણ હિલે નહિં, અને જીભે પણ નામ ઉચ્ચાર થાય નંહિ, તો બી અંદર ગુપ્ત સ્મરણ ચાલુ રાખે, તેજ ખરો સ્મરણ કરનારો હંશ યાને સાધુ છે.

( ૨૬૨ ) અંદર ( હૈયામાં ) "હરિ હરિ" ("ખુદા ખુદા") એવો અવાજ થયા કરે, ત્યાર પછી મોહડેથી બોલવાની જરૂર રહેતી નથી; એવી રીતે જેઓ સાધુ (પવિત્ર) પુરૂષો થયા છે, તેઓનાં હૈયામાં ખુદાનું ધ્યાંન વગર મેહેનતે થયા કરતું હોય છે, તેથી તેઓને મોહડેથી બોલવાની કાંઇ જરૂર રહેતી નથી.

( ૨૬૩ ) મનમાં (રામની) જપ કર્યા કરીએ ત્યારે આખર રામનાં નામનો અવાજ, આપણાં રૂંવે રૂંવે ઉઠવા લાગશે, અને પછી વગર મેહેનતે ખુદાનું ધ્યાંન થયા કરશે, ખુદાનું સ્મરણ કરવાની ખરી રીત એવી છે.

(૨૬૪)

સુમરન સુરતિ લગાય કે, મુખસે કછુ ના બોલ;
બાહેર કે પટ દેય કે, અંતર કે પટ ખોલ.

(૨૬૫)

લેહ લાગી તબ જાનીયે, કબુ છુટ ન જાય;
જીવતહિ લાગી રહે, મુવા માંહિ સમાય.

(૨૬૬)

બુંદ સમાના સમૂદ્રમે, જાનત હય સબ કોય;
સમૂદ્ર સમાંના બુંદમેં, જાને બીરલા કોય.

(૨૬૭)

ભકત દ્વાર હય સાંકડા, રાઈ દસમા ભાય;
મનહિ જબ રાવત હો રહા, કયું કર શકે સમાય?

(૨૬૮)

શઈ બાંતા બિસવા, ફિર બિસનકા બિશ;
ઐસા મનવા જો કરે, તાહિ મિલે જગદીશ.

( ૨૬૪ ) ખુદાનાં સ્મરણમાં તારૂં સઘળું ધ્યાંન આપી સ્મરણરૂપ થઈ જા, ને પછી મોહોડેથી સ્મરણ કરવું બંધ કર; બહારનાં બધા પડદા બંધ કર, એટલે કે બહારની ઈંદ્રિઓનો વ્યવહાર બંધ કર; અને અંદરના પડદા ખુલ્લા કર યાને અંદરની અનુભવ શક્તિને ખીલવ.

( ૨૬૫ ) જ્યારે માણસને ખુદાની લેહ એવી લાગી જાય કે, જીવતાં જીવત તો તે જાયજ નહિં, પણ મરણ વેળાએ, સર્વે દુઃખો ખમવા સાથેબી, તેનાં મનમાં ખુદાનીજ યાદ રહે, ત્યારે જાણવું કે તે માણસને ખરી ખુદાની લેહ લાગી હતી.

(૨૬૬) પાણીનું ટીપું સમુદ્રમાં સમાઇ જાય તે તો આખી દુનિયાં જાણે છે, પણ આખો સમુદ્ર એક ટીપાંમાં સમાઇ જાય તે તો કોઇકજ વિરલો પુરૂષ જાણે છે. જ્યારે યોગી સમાધી અવસ્થામાં જાય છે, ત્યારે તે આખા વિશ્વ યાને જગતને પોતાનાંજ અંતર હૃદયાકાશમાં જ જુવે છે, અને આવો અનુભવ કોઇક વિરલા યોગીને જ થાય છે, જે વાત જગતનાં લોકોને સમજાતી નથી.

(૨૬૭) ખુદાનો ભકત્ થવાનો દરવાજો એટલો તો સાંકડો છે કે રાઇના દશમાં ભાગ જેટલો તે છે, પણ, મન તરેહવાર વિચારોના જથ્થા એકઠા કરીને પર્વત જેવું મોટું થઈ જાય ત્યારે, એવા સાંકડા દરવાજામાં તે કેમ દાખલ થઇ શકે?

(૨૬૮) રાઇનાં દાણાંનો વિસમો ભાગ કરો, અને તે વીસમાનો પણ વિસમો ભાગ કરે, એવું નાનું મનને જે કોઇ કરી શકે, ત્યારે જ તેને પરમેશ્વર મળે. એટલે કે ઇંદ્રિઓનાં સર્વ વિચારો જેનાં જતા રહ્યા હોય, એ પ્રમાણે જેનાં મનનું "મનપણું" એટલે વિચારપણું જતું રહ્યું હોય, તેને ખુદાની મુલાકાત થાય.

(૨૬૯)

મેરા મન સુમરે રામકો, મનમે રામ સમાય;
મનહિ જબ રામ હો રહા, તો શિશ નમાવું કાય?

(૨૭૦)

કબીર! મન નિશ્ચલ કરો, ગોવિંદ કે ગુન ગાય;
નિશ્ચલ બિનાં ન પાઇયે, કોટીક કરો ઉપાય.

(૨૭૧)

માલા જપું ન કર જપું, મુખસે કહું ન રામ;
રામ હમેરા હમકો જપે, મેં બેઠા રહું વિશ્રામ.

(૨૭૨)

નામ બિસારે દેહકા, જીવ દસા સબ જાય;
જબહિ છોડે નામકો, સબહિ લાગે આય.

(૨૭૩)

રામ જપે અનુરાગસે, સબ દુઃખ ડાલે ધોય.
બિશ્વાસે તો હરિ મિલે, લોહા કંચન હોય.

(૨૬૯) મારૂં મન હવે તો ખુદાનેજ યાદ કરે છે, અને તેમાં ખુદાનો વિચાર માત્ર જ રહેલો છે, ને બીજો કોઇ વિચાર રહ્યો નથી; મન ખુદારૂપ થયું છે. એ પ્રમાણે જ્યારે મન પોતેજ ખુદારૂપ બની ગયું છે ત્યારે હું મારૂં માથું શા માટે નમાવું ?

(૨૭૦) ઓ કબીર ! ખુદાનાં ગુણ ગાઇ ગાઇને અને ગુણ ગાવાનો લખ મનને લગાડી લગાડીને તેને બીજા બીજા ખ્યાલો પર જતું અટકાવ. મન બીજા ખ્યાલો પર દોડતું અટકયા વગર, ખરૂં સ્મરણ થઇ શકે નહિં. એ સિવાયનાં બીજા કરોડો ઉપાય તું કરશે તો તે બધા ફોકટ જશે.

(૨૭૧) કબીરજી કહે છે કે, હું તો ખુદાની જપ, નથી માલાએ કરતો કે નથી હાથે કરતો, કે ન મોહડેથી રામ પુકારતો. મારી જપ કરવાની રીતી એવી છે કે માલા યા તસ્બીર ફેરવવી પડેજ નહિં, હાથ હીલાવવો પડે નહિ; ને મોહડેથી (પણ) "ખુદા" કરીને બોલવું પડે નહિં; પણ મારૂં શરીર–ઈંદ્રિઓ ને મન, જે બધાં મળીને હું બન્યો છું, તે બધાં શાંત થઇ, તેઓ મળે નહિં થઇ જાય, ત્યારે આ શરીરમાં જે ભાંન બાકી રહે, જે ખુદાનો અંશ છે, તે ભાંન, પેલાં **ભાંન** ને જપે છે ને મળે છે; જે **ભાંન** જગતમાં પસરીને અપરમપાર ખાલી જગામાં રહેલું છે, જે ખુદા યાને **"હંમેશગીનો હું"** છે તે સાથે એકત્ર થઇ જાય છે.

(૨૭૨) ખુદાનું નામ જપતાં જપતાં, શરીરનું ભાંન ભુલી જવાય છે, અને જીવ તરીકેની હાલત જતી રહે, એટલે કે હું "ફલાણો માણસ છું" એવી પોતાની યાદ નહિં રહે, ત્યારપછી બીજી એવી હાલત આવે કે જ્યારે નામ જપવાનું બી છુટી જાય, યાને જપનાંર અને ખુદા જુદા છે એવો વિચાર નિકળી જાય, ત્યારે માણસ વિશ્વરૂપ યાને સર્વરૂપ થઇ જાય યાને ખુદા સાથે એક થઈ જાય.

(૨૭૩) હૈયાંનાં હેતથી જો તું ખુદાની જપ કરશે, તો તારાં સર્વ દુઃખો મટી જશે અને ખુદા મળશે, એવો પાકો ભરોસો રાખીને તું ખુદાની જપ કરશે, તો ખુદા તને ખચીત મળશે; ને તું હમણાં લોઢાં જેવો છે, તે પછી સોના જેવો થઇ જશે.

(૨૭૪)

રામ નામ પુકારતાં, મિટા મોહ દુ:ખ દ્વંદ;
મનકી દુબધા તબ ગઇ, જબ ગુરૂ મિલે ગોવંદ.

(૨૭૫)

નિશદીન એક પલકહિ, જો કહેવે રામ, કબીર !
તાકે જનમ જનમ કે, જહેં પાપ શરીર.

(૨૭૬)

કલ્યુગમે જીવન અલ્પ હય, કરીયે જોગ સંભર
તપ સાધન કછુ ના બને, તાતે નામ સંભાર.

(૨૭૭)

નામ નૈનનમે રમી રહા, જાને બીરલા કોય;
જાકુ મિલીયા સદગુરૂ, તાકુ માલમ હોય.

(૨૭૮)

રાજા રાનાં ના બડા, બડા જો સુમરે રામ;
તાહિ તે જન બડો, જો સુમરે નિજ નામ.

(૨૭૯)

કબીર, મૈં માગું એ માંગનાં, પ્રભુ દિજે મોહે સોય;
સંત સમાગમ હરિ કથા, હમારે નિશદિન હોય.

(૨૭૪) કબીરજી કહે છે કે, ખુદાનાં નામની જપ કરતાં કરતાં, ઈંદ્રિઓને ગમતી ચીજો પર ઝીપલાવી દેવાની મારી ટેવ છુટી ગઇ. ખુદાની જપ કરતાં કરતા, મારી ઉપર ને મારાં પોતાનાઓની ઉપર વધાર હેત રાખવું, ને બીજાંઓ ઉપર ઓછું હેત રાખવું અથવા બિલકુલ નહિં રાખવું. તથા પોતાના લાભો જ સાચવ્યા કરવા ને બીજાના લાભો નહિં સાચવવા, અથવા સામાં લુટવા, એવી જે મનની જુદાઇની લાગણી હતી, તે મટી ગઇ. ખુદાનાં નામની જપ કરતાં કરતાં મારાં સચિંત અને ક્રિયામાણ કર્મો નાશ પામ્યાં; તેથી તેઓથી ઉપજનારાં મારાં દુઃખો મટી ગયાં, અને ફકત પ્રારબ્ધા કર્મોથી ઉપજતાં દુઃખોજ ભોગવવાનાં બાકી રહ્યાં છે, અને તેઓની બી મને કાંઇ દરકાર નથી. કાંય જે જ્યારે ગુરૂ મળે ને ખુદા મળે ત્યારે મનની સર્વે ચિંતાઓનો છેડો આવી ગયલો હોય છે.

(૨૭૫) અરે કબીર! રાતે યા દીવસે, એક પળવાર પણ જે કોઇ રામનું નામ ખરાં હેતથી લેશે તેનાં જન્મો જન્મનાં પાપો દુર થશે.

(૨૭૬) આ કલીયુગમાં માણસની જીંદગી ઘણાંજ થોડા વરસની છે, માટે તું જલદીથી ખુદાને યાદ કરી લે; કારણ કે જીંદગીની મુદત ઘણી કમતી હોવાથી, આપણથી તપ, સાધન, જે કરવાને બહુ લાંબો કાળ જોઇએ છે, તે આ કુલીયુગમાં બની શકતું નથી, માટે તું નામ સ્મરણજ કર્યાં કર.

(૨૭૭) તે નામ આંખોમાં રમી રહેલું હોય છે, જેને કોઇ વિરલો પુરૂષ જ જાણે છે, અને જેને સદગુરૂ મળ્યા હોય તેને સમજ પડે છે.

(૨૭૮) લોકો કહે છે કે, રાજાઓ મોટા છે. પણ હું (કબીર) કહું છું કે જે **રામ** (સાકાર ઈશ્વર) નું ધ્યાન કરે, તે રાજાઓથી મોટો છે. પણ સાકાર ઇશ્વરનાં ભકત કરતાં, જે કોઇ **નિરાકાર** (ઇશ્વર) નાં ધ્યાનમાં રહે, ને વધારે મોટો છે.

(૨૭૯) કબીરજી ખુદાને કહે છે કે, ઓ ખુદા, હું તારી પાસે એટલુંજ માંગું છું કે મને સાધુસંતોની સંગત ને તારે લગતાં જ્ઞાનની વાતો રાત ને દિવસ થયા કરે.

(૨૮૦)

સુગટા જુગટ માગું નહિં, ભક્તિ દાંન દિજો મોહે;
ઓર કછુ માગું નહિં, નિશદિન જાચું તોહે.

(૨૮૧)

સુમરન મારગ સાચકા, સદ્ગુરૂ દિયે બતાય;
સ્વાસ ઉવાસે સુમરતાં, એક દિન મિલ્યા આય.

(૨૮૨)

પ્રેમ બિના ધીરજ નહિં, બિરહે બિના બૈરાગ;
સદગુરૂ બિના મિટે નહિં, મન મનમાકા દાગ.

(૨૮૩)

પુરાહિ સદગુરૂ બિના, હિરદા શુદ્ધ ન હોય;
મનચા વાચા કર્મના, સુન લિજો સબ કોય.

(૨૮૦) નથી માંગતો હું રાજ ને પાટ, પણ મને તારી ભક્તિ કરવાનું દાંન બક્ષેસ કર, કે રાત ને દિવસ હું તારી જપ કરી તારૂંજ ધ્યાંન ધરૂં–એ સિવાય બીજું હું કાંઇ માંગતો નથી.

(૨૮૧) ખુદાનું નામ સ્મરણ કરવાનો ખરો રસ્તો સદગુરૂજ બતાવી આપે છે, અને તે રીતે, જે કોઇ ખુદાનું સ્મરણ નિરંતર કર્યા કરે, તેને એક દિવસ ખુદા મળી જશે.

(૨૮૨) જ્યાંસુધી માણસનાં હૈયાંમાં ખરો (બિનસ્વાર્થી) પ્રેમ આવતો નથી ત્યાંસુધી તેનું મન ધિરજથી ભક્તિમાં બેસતું નથી; અને જ્યાંસુધી માણસને ખરો ભક્તિભાવ ખુદા તરફ લાગતો નથી, ત્યાંસુધી તેને વૈરાગ્ય આવતો નથી યાને ઈંદ્રિઓનાં વિષયો ભોગવવા ઉપરથી તેનું મન ખસતું નથી; અને જ્યાંસુધી સદ્‌ગુરૂનો મેળાપ તેને થતો નથી ત્યાંસુધી એ બધું થતું નથી યાને તેનાં મનના વિકારોને જુસ્સાઓ જતા રહેતા નથી.

(૨૮૩) પણ હું આ એક વાત કહું છું ને તમો સઉ કોઈ બરાબર યાદ રાખજો. જેનો પોતાનો અભ્યાસ અધુરો રહેલો હોય, તેવો કોઇબી સાધુ, સદગુરૂ કહેવાય નહિં. જેનો અભ્યાસ પુરો થઇ રહેલો હોય તેજ સદ્‌ગુરૂ કહેવાય. તેવો પુરો ગ્નાની ગુરૂ મળે ત્યારેજ મન, વાચા ને કાર્યો પાવત્ર થાય, યાને ત્યારેજ આપણા હાથે થતાં પાપો અટકે, જીભે થતાં પાપો અટકે, વિચારોએ થતાં પાપો અટકે, ને લાગણીઓએ થતાં પાપો અટકે.






## સદ્‌ગુરૂ મહિમાં

(૨૮૪)

ગુરૂ બિન જ્ઞાન ન ઉપજે, ગુરૂ બિન મિલે ન ભેવ;
ગુરૂ બિન સંશય ના મિટે, જય જય જય ગુરૂદેવ.

(૨૮૫)

ગુરૂ બિન જ્ઞાન ન ઉપજે, ગુરૂ બિન મિલે ન મોક્ષ;
ગુરૂ બિન લખે ન સત્યકો, ગુરૂ બિન મિટે ન દોષ.

(૨૮૬)

ગુરૂ નારાયન રૂપ હય, ગુરૂ જ્ઞાન કો ઘાટ;
સદગુરૂ બચન પ્રતાપસેં, મનકે મિટે ઉચ્ચાટ.

(૨૮૭)

સદ્‌ગુરૂ કે મહિમાં અનંત, જીને અનંત કિયા ઉપકાર;
અનંત લોચન ઉઘાડયા, અનંત દિખાવન હાર.

(૨૮૪) ગુરૂ વગર આપણી જીંદગીને લગતી ખરી વાતો ને ભૂત ભવિશની વાતો સમજાતી નથી. ગુરૂ વગર એ વાતોને લગતા આપણા સંશયો મટતા નથી. ગુરૂ વગર આપણને પરોક્ષ ગ્નાન થતું નથી; એટલે કે, ખુદાને લગતી શાસ્રમાં કહેલી વાતો સમજાતી નથી. અને ગુરૂ વગર આપણને અપરોક્ષ ગ્નાન થતું નથી: એટલે કે, ખુદાની મુલાકાત થતી નથી, માટે હમારી પ્રાર્થના છે, કે હે ગુરૂ દેવ તમારો જય થાવો, યાને જગતનું ભલું કરવાનાં જે જે કામો ધારીને સદગુરૂઓ જગતમાં આવ્યા હોય ને આવે, તેઓનાં કામો હમેશાં વગર વિઘ્ન પાર પડયા કરજો!

(૨૮૫) ગુરૂ વગર ગ્નાન મળી શકતું નથી, અને ખુદાની મુલાકાત થઇ શકતી નથી. ગુરૂ વગર ફરી ફરીથી જન્મયા-મર્યા કરવાનું મટતું નથી. ગુરૂ વગર સાચી વાત સમજાતી નથી, અને ગુરૂ વગર આપણા દુર્ગુણો મટતા નથી.

(૨૮૬) નદીનો કાંઠો ઉંચો ને ઢેળાવ વગરનો હોય, ત્યારે પાયરીઓ બાંધવી પડે છે, ને એ પાયરીઓવાળા ઘાટની મદદથી આપણે નદીનાં પાણીને મળીએ છીએ; ગુરૂબી જાણે એ ઘાટ જેવો ઘાટ છે, કેમકે આપણે તેની મદદથીજ ખુદાને મળી શકીએ છીએ. ગુરૂ ખુદાની મુલાકાત કરાવનારો છે, એટલુંજ નહિં, પણ ગુરૂ તેથી બી ઘણો વધારે છે. કાંય જે પોતાની નિરાકાર હાલતે, આપણને પોહોંચાડવાને સારૂ, ગુરૂ, માણસનું રૂપ ધારણ કરીને આવેલો ખુદા પોતે છે. **તું ગુરૂનું કહ્યું કર, ગુરૂનું કહ્યું કર.** તેનાં કહેલાંમાં એવા ગુણ છે, કે તારા મનના બધી જાતની અકરવકરો ભાગી જશે, ને તે સદાનુ શાંત થઇ જશે.

(૨૮૭) સદ્ગુરૂની મોટાઇની કાંઇ હદ નહિં; સદ્ગુરૂનાં ઉપકારની કાંઈ હદ નહિં. આપણી અંતર દૃષ્ટિ સદ્ગુરૂ ઉંઘાડી આપે, તેની જોવાની શકિતની કાંઈ હદ નહિં; ને ખુદા સાથે આપણો મેળાપ કરાવી આપે, તેની રેહવાની જગાની કાંઇ હદ નહિ, ને તેનાં જીવવાનાં વખતની કાંઈ હદ નહિં એવો સદ્ગુરૂ છે.

(૨૮૮)

સદ્‌ગુરૂ સમાન કો નહિં, સપ્ત દ્વિપ નવ ખંડ;
તિન લોક ના પાઇયે, ઔર એકબિસ બ્રહમંડ.

(૨૮૯)

તિર્થમે ફલ એક હય, સંત મિલે ફલ ચાર;
સદ્‌ગુરૂ મિલે અનેક ફલ, કહે કબીર બિચાર.

(૨૯૦)

હરિ કૃપા તબ જાનીયે, દે માનવ અવતાર;
ગુરૂ કૃપા તબ જાનીયે, જબ છોડાવે સંસાર.

(૨૯૧)

જાકે શીર ગુરૂ જ્ઞાની હોય, સોહિ તરત ભવ માંહે;
ગુરૂ બિન જાનો જન્તકો, કબૂ મુક્તિ સુખ નાહે.

(૨૯૨)

સદ્‌ગુરૂ કે ભુજ દોઇ હય, ગોવિંદ કે ભુજ ચાર;
ગોવિંદસે સબ કછુ સરે, પર ગુરૂ ઉતારે પાર.

(૨૮૮) સાત દ્વીપ ને નવ ખંડોમાં ફરી વળો, પાતાલ પૃથ્વિ ને સ્વર્ગમાં ફરી વળો, ને એકવીસ બ્રહ્માંડોમાં પણ ફરી વળો; ને જુઓ કે ખુદાની મુલાકાત કરાવનાર ગુરૂના જેટલું આપણું ભલું કરનારો બીજો કોઈ એ બધાંમાં કયેબી છે ? કયે કોઈ નથી.

(૨૮૯) હું કબીર એમ માનું છું, કે કોઈ એક જાત્રા જઇએ, તેથી જેટલું પુંન થાય, તે કરતાં ચોવડું પુંન કોઈ સાધુ મળ્યાથી થાય ને તેનાથી બેસુમાર ઘણું પુંન ખુદાની મુલાકાત કરાવે એવો ગુરૂ મળ્યાથી થાય.

(૨૯૦) ખુદા મેહેરબાન થાય, તો ૮૩,૯૯,૯૯૯ જાતના જીવોના અવતારો ઉપરથી ચઢાવીને આપણને માણસ જાત તરીકેનો ચોર્યાસી લાખમો અવતાર આપે. પણ સદ્‌ગુરૂ મેહેરબાન થાય, તો તે આપણે માટે એ માણસાઇ અવતારને બી નહિં ખમાય એવો દુખીયારો ગણે, ને એમાંથી છોડવીને ખુદ ખુદાઈ હાલતે પોંહોંચાડે.

(૨૯૧) ખુદાની મુલાકાત કરાવી શકે એવા ગુરૂ જેને માથે હોય, તેનાં જન્મ મરણનો છેડો જલદીથી આવી જાય છે. જન્મ મરણમાંથી છુટવાનું સુખ, ગુરૂ વગર માણસને કદી મળેજ નહિં, એમ તમે નક્કી જાણજો.

(૨૯૨) ખુદા, પુરૂષરૂપે ચાર હાથવાળા **શ્રી વિશ્નુ** થયા છે. ને માણસ જે જે માંગે, તે તે તેવણ એ ચાર હાથે આપી શકે છે. પણ સદ્‌ગુરૂને બિચારાને તો બેજ હાથ છે, તે તારી સર્વ કામનાઓ યાને ઇંદ્રિઓથી ભોગવાતી મજાહો પુરી પાડી શકતો નથી, પણ મુક્તિ આપવાનું એકજ કામ જે તે કરી શકે છે, તે સર્વ કામનાંઓ કરતાં બી વધારે મોટું છે.

(૨૯૩)

સદ્ગુરૂ સત્ કા શબ્દ હય, જીને સત્ દિયા બતાય;
જો સત કોં પકડ રહે, તો સત હિ માંહે સમાય.

(૨૯૪)

દેવી બડી ન દેવતા; સુરજ બડા ન ચંદ;
આદ અંત દોનો બડે, કે ગુરૂ કે ગોવંદ.

(૨૯૫)

હરિ રૂઠે ગત એક હય, ગુરૂ શરનાગત જાય;
ગુરૂ રૂઠે ગત એકો નહિં, હરિ ન હોય સહાય.

(૨૯૬)

ગુરૂ ગોવિંદ દોનો ખડે, કિસકેં લાગું પાય;
બલિહારી આ ગુરૂકી, જીને ગોવિંદ દિયા બતાય.

(૨૯૭)

પુંજા ગુરૂકી કિજીએ, સબ પુંજા જેહી માંહે;
જબલગ સિંચે મુખ તરૂ, સાખા પત્ર અઘાય.

(૨૯૩) સદ્દગુરૂ **સતનું** યાને ખુદાનું જાહેર થયલું બીજું નામ છે, **સત્** (ખુદાને) બતાવી શકે છે' અને **સત્** જે એકજ છે કે જે (સદ્દગુરૂજ) (ખુદા છે) તેને જે પકડી રાખે તે આખરે તે **સત્માંજ** સમાઇ જાય.

(૨૯૪) દેવી કે દેવતા (નારી ફરેસ્તો કે નર ફરેસ્તા) કોઇ મોટા નથી, કે નથી ચંદ્ર કે સૂર્ય, તેઓ સઘળા ફાંની છે યાને તેઓનો એક વેળા નાશ છેજ. જે ખરા મોટા છે તે તો ગુરૂ અને ગોવિંદ (ખુદા) એ બે છે, કારણ કે તેઓ શરૂઆતથી તે છેડા તલક રેહનારા છે.

(૨૯૫) ખુદાનો કોપ થાય, તોપણ આશરો લેવાની એક જગા બાકી રહે છે, તે એ છે કે ગુરૂને શરણે જવું, જે ગુરૂ આપણાં દુ:ખ મટાડે. પણ ગુરૂનો કોપ થયો, તો આપણે માટે આશરો લેવાની એક બી જગા બાકી રહેતી નથી, કાંય જે ખુદા આપણને મદદ કરતો નથી.

(૨૯૬) કબીર કહે છે કે, મારી પાસે મારો ગુરૂ અને ખુદા એ બે ઉભા હોય, તો હું કોણને પગે લાગું ? હું તો મારા ગુરૂનેજ પગે લાગીશ, કારણ કે ગુરૂનીજ કૃપાથી મને ખુદા મળ્યા.

(૨૯૭) તું ગુરૂનીજ પુજા કર; કેમકે તેમાં સર્વ પુંજા આવી જાય છે. જેમ ઝાડના મુળને પાણી પાવાથી, તેનાં ડાંખળી, પાદડાં વગેરે પોષાય છે, તેમ ગુરૂની પુંજા કરવાથી, સર્વ દેવતાઓની પુંજા થઇ ગયલી ગણાય છે.

(૨૯૮)

સદ્‌ગુરૂ કા એક દેશ હય, જો બસી જાને કોય;
કઉવા તે હંસ હોત હય, જાત વરન કુલ ખોય.

(૨૯૯)

સબ કછુ ગુરૂ પાસ હય, પાઇયે અપને ભાગ;
સેવક મન સોંપી રહે, નિશદિન ચરને લાગ.

(૩૦૦)

ગુરૂ ગુંગા ગુરૂ બાવરા, ગુરૂ દેવન કા દેવ;
જો તું શિષ્ય શયાનાં, તો કર ગુરૂકી સેવ.

(૩૦૧)

શબ્દ બિચારી જો ચલે, ગુરૂ મુખ હોય નેહાલ;
કામ ક્રોધ બ્યાપે નહિ, કબ ન ગ્રાસે કાલ.

(૩૦૨)

ગુરૂ મહિમાં ગાવત સદા, મન અતી રાખી મોદ;
સો ભવ ફિર આવે નહિ, બેઠ પ્રભૂકી ગોદ.

(૩૦૩)

સંશય ખાયા સકલ જુગ, સંશય કોઇ ન ખાય;
જે બેધ્યા ગુરૂ અક્ષરા, સંશય ચુંન ચુંન ખાય.

(૨૯૮) જે કોઇ સદ્‌ગુરૂનો થઇને રહી જાણે, તે કાગડા જેવો નીચ હોય તો બી બદલાઇને હંસ જેવો ઉંચ થાય. ચારમાંની જે વર્ણમાં તે જનમ્યો હોય, તે વર્ણથી તેનાંમાં ઉપજેલા તેના સર્વ દુર્ગુણો મટી જાય; જે જાતમાં તે જનમ્યો હોય, તે જાતથી તેનાંમાં ઉપજેલાં તેનાં સર્વ દુર્ગુણો મટી જાય; અને જે કુળમાં તે જનમ્યો હોય, તે કુળથી તેનામાં ઉપજેલાં સર્વ દુર્ગુણો મટી જાય.

(૨૯૯) તું જે માંગે તે ગુરૂ આપી શકે તેવું છે; માટે તારાં નસીબમા જેટલું હોય તેટલું તેની પાસેથી મેળવી લે. તારૂં મન ગુરૂના મનથી જુદું અને સ્વતંત્ર ના રાખ; ગુરૂ જે ચાહે તેજ તારૂં ચાહ્યું બી હોય તેમ કર; અને રાત દહાડો તેને પગે લાગ્યા કર.

(૩૦૦) ગુરૂ મુંગો હોય કે બોલતો હોય, ચટપટીયો હોય કે ધીરો હોય, મીશકીન હોય કે મોટાઓમાં મોટો હોય, ને ગુરૂ કાંઇ બી અનુકુલ કે બિનઅનુકુલ અવસ્થામાં હોય, તે બહારની અવસ્થા ઉપર તારે નજર રાખવી જ નહિં; તું જો ડાહયો ચેલો હોય, તો ગુરૂ ગમે તેવી બાહેરની બિનઅનુકુલ અવસ્થામાં હોય, તો બી તેની સેવા સારી રીતે કરજે.

(૩૦૧) ગુરૂનાં મુખમાંથી જે શબ્દ (શિક્ષણ તરીકે )મળ્યો હોય તે પ્રમાણે વિચાર કરીને જે કોઇ ચાલે, તે પાર પડી જાય. તેને કામ એટલે ઇંદ્રિઓનાં વિષયો ભોગવવાની ઇચ્છાઓ, ક્રોધ ઇત્યાદી જુસ્સાઓ ઉપજે નહિં, અને દેહ છોડતી વખતે તેને જમ લઇ જાયજ નહિં.

(૩૦૨) મનમાં ઘણુ હેત રાખીને જે કોઇ પોતાનાં ગુરૂના ગુણ હંમેશાં ગાયા કરે, તેને પુનરજન્મ નથી. તે ખુદાની પાસે હંમેશાં રેહેશે.

(૩૦૩) સંશયો સદાકાલ સઉ કોઇને આગળ વધતાં અટકાવે છે, ને તેઓને કોઇ મારી શકતું નથી. પણ ગુરૂએ આપેલું મંત્ર જેણે જપી જપીને સિદ્ધ કીધું હોય, તેને કોઇ સંશય રેહતા નથી.

(૩૦૪)

પુરા સદ્ગુરૂ સેવતાં, અંતર પ્રગટે આપ;
મનસા બાચા કર્મનાં, મિટે જનમ કે તાપ.

(૩૦૫)

ગુરૂ ગોવિંદ એક હય, દુજા હય ઓ:કાર;
આપા મેટ જીવત મરે, તબ પાવે દિદાર.

(૩૦૬)

જમ ધ્વારે જમદૂત મિલે, કરતે ખેચાં તાંન;
ઉનસે કબુ ન છુટતે,ફિરતે ચારો ખાંન.

(૩૦૭)

ચાર ખાંનમે ભરમતે, કબૂ ન લેતે પાર;
સો તોકો ફેરા મિટા, સદ્ગુરૂ કા ઉપકાર.

(૩૦૮)

જ્ઞાન પ્રકાશી ગુરૂ મિલા, સો બિસર મત જાય;
જબ ગોવિંદ કૃપા કરી, તબ ગુરૂ મિલ્યા આય.

(૩૦૯)

ભલા ભયા જો ગુરૂ મિલા, તીન તેં પાયા જ્ઞાન;
ઘટ હિ ભિતર ચૌતરા, આર ઘટ માહિ દીવાંન.

(૩૦૪) પુરા સદ્ગુરૂની સેવા કરતાં કરતાં તારાં અંતરમાં ખુદા પ્રગટ થઇ જશે, અને તારા વિચાર, વાચા, ને કાર્યોથી થએલાં જન્મો જન્મનાં પાપો ને દુઃખો મટી જશે.

(૩૦૫) ગુરૂ, ખુદા એકજ છે. ગુરૂની ભક્તિ કરવી તે ખુદાની જ ભક્તિ કીધી ગણાય, પ્રણવ જપવો, દેહ ભાંન ખોવું, ને જીવતાં જીવત મરવું, એટલું કરીએ ત્યારે ખુદા દેખાય છે.

(૩૦૬) અગાઉ જયારે જયારે તું મરવા પડતો હતો, ત્યારે ત્યારે તુંને જમનાં દુતો લેવા આવતા હતા, અને ખેંચી તાણીને લઇ જતા હતા, ને તેઓનાં હાથમાંથી તું છુટી શકતો નહિં હતો. તેઓ તુંને પકડી લઇ જતા હતા. ને પછી કોઇ વાર તુ માણુસ થઇને પાછો જનમતો હતો. ને કોઇ વાર કોઇ પશુ પક્ષી થઇ જતો હતો, ને વળી કોઇ વાર તો તું કોઇ વનસ્પતી પેરે અવતરતો હતો, ને કોઇ વાર તો તું કોઇ ધાતુ રૂપ પકડીને પાછો આ જેહાંનમાં આવતો હતો. એમ આ જન્મની અગાઉના જન્મોમાં એ ચાર જાતની દેહો માં તું ભટકયા કરતો હતો.

(૩૦૭) ચાર જાતની દેહોમાં તું ભટકયા કરતો હતો, ને તારાં ભટકવાનો કાંઇ છેડો દેખાતો નહિં હતો. પણ હવે તારૂં ભટકવાનું ગયું છે, સદ્ગુરૂએ તુંને પુનરજન્મમાંથી ઉગાર્યો છે, ને એ તેનો તારા ઉપર મોટો ઉપકાર થયો છે.

(૩૦૮) જ્યારે ખુદાએ તારી ઉપર (બખશેશ) મેહેરબાની કીધી, ત્યારે તને ગુરૂ આવી મળ્યા, અને ગુરૂ મળવાથીજ તને જ્ઞાંન મળ્યું તે તું વિસરી જતો નહિં યાને તને જ્ઞાન મળ્યું ત્યારે અહંકાર કરી જ્ઞાન આપનાર (ગુરૂ) ને ભુલી જતો નાં.

(૩૦૯) કબીર કહે છે ઘણું સારૂં થયું કે મને ગુરૂ મળ્યા, કે તેવણુથી મને જ્ઞાંન મળ્યું, અને તે જ્ઞાંનથી મેં જોયું કે આ શરીરમાંજ ચોતરો છે અને ખુદાનું દિવાનખાનું છે ને ખુદા આ શરીરમાં જ રહેલા છે.

(૩૧૦)
હોંશ ન રાખું મનમેં, ગુરૂ હય પ્રત્યક્ષ દેવ;
પ્રેમ સાથ મન લે મિલું, નિશદિન કરૂં સેવ.

(૩૧૧)
ગુરૂ સેવા જન બંદગી, હરિ સુમરન બૈરાગ;
એ ચારો જબ મિલે, પુરન હોવે ભાગ.

(૩૧૨)
ગુરૂ લાગા તબ જાનીયે, મિટે મોંહ તન તાપ;
હરખ શોક દાઝે નહિ, તબ હર આપો આપ.

(૩૧૩)
કાન પુકા ગુરૂ હદકા, બેહદકા ગુરૂ નાહિ;
બેહદકા સદ્‌ગુરૂ હય, સોંચ કરો મન માંહિ.

(૩૧૪)
ગુરૂ લોભી શિષ્ય લાલચી, દોનો ખેલે દાવ;
દોનો બુંડે બાપડે, બેઠ પથ્થરકી નાવ.

(૩૧૫)
જાકા ગુરૂ હય લાલચી, દયા નહિં શિષ્ય માંહિ;
ઓ દોનોકુ ભેજીયે, ઉજ્જડ કુવા માંહિ.

(૩૧૦) કબીર કહે છે કે, મારી સામે ખુદા જેવો મારો ગુરૂ છે એટલે હું દુનિયાંની બીજી કશી ચીજની હોંસ રાખતો નથી; મને ગુરૂ મળ્યા એટલે આખી જેહાંન મળી ગઇ, માટે હું તો પ્રેમ પુર્વક મારા મનને તેવન સાથ એકત્ર કરી રાત ને દિવસ તેમની સેવા કર્યા કરૂં છું.

(૩૧૧) ગુરૂ સેવા, લોકહિત યાને પરોપકાર કરવો, ખુદાનાં નામની જપ કર્યા કરવી, અને વૈરાગ આવવો એટલે કે ઈંદ્રિઓનાં વિષયો ભોગવવાની ઇચ્છાઓ અને વિચારોનું મનમાંથી જતું રહેવું, બલકે તેઓ ખોટાં છે એવો અભાવ થવો, એ બધું માણસ જ્યારે પુરો ભાગ્યશાળી થાય, ત્યારેજ થઈ શકે છે.

(૩૧૨) ઈંદ્રિઓને ગમતી ચીજો ઉપર ઝીપલાવવાની ટેવ જતી રહે, ત્યારે ગુરૂની ભેટ થઈ છે એમ સમજવું; અને જ્યારે હરખ અને શોક બંન્ને ચાલ્યા જાય, એટલે કે સુખ અને દુઃખ બન્ને વેળાએ તારૂં મન એકજ અવસ્થામાં રહીને શાંત થાય ત્યારે તુંને પોતાંની મેળે ખુદાની મુલાકાત થઇ જશે અથવા તું પોતે ખુદારૂપ થઇ જશે.

(૩૧૩) ચેલાને કાન આગળ આવીને હરૂસે કોઇ એક મંત્ર જે ગુરૂ શિખવે છે, તે આકારવાળા ખુદાની મુલાકાત કરાવનારો ગુરૂ છે, **તે નિરાકાર** ખુદાની મુલાકાત કરાવી શકતો નથી, ન તે સદ્‌ગુરૂ કેહેવાય નહી; જે સદ ગુરૂ કેહેવાય તે તો **નિરાકાર** ખુદાનીજ મુલાકાત કરાવે એવું તમે યાદ રાખજો.

(૩૧૪) ગુરૂ અયોગ્ય ને શિષ્ય અયોગ્ય ગુરૂ પૈસાનો લોભીને શિષ્ય ખુદાનો લોભી. પછી બંન્ને એક બીજાને ભોળવવા જાય, તે જાણે પથ્થરની હોડીમાં બેઠા હોય ને ડુબી જાય, તેમ નાશ પામી જાય.

(૩૧૫) ગુરૂ પૈસાનો લોભી હોય, ને શિષ્ય, જીવો ઉપર દયા રાખનારો નહિં હોય, તો ખુદાની મુલાકાતની આશાજ નહિ. એવા બન્ને અયોગ્ય ગુરૂ ચેલાને કોઈ ઉજ્જડ જગામાં આવેલા કુવામાં નાંખો, કે જ્યાં તેઓને કોઇ બહાર કહાડનારો માણસ બી મળે નહિં.

(૩૧૬)

ગુરૂ ગુરૂ સબ કહા કરો, ગુરૂહિં ગુરમે ભાવ;
સો ગુરૂ કાહે કિજીયે, જો નહિં બતાવે દાવ?

(૩૧૭)

બંધે સે બંધા મિલા, છુટે કોન ઉપાય;
સંગત કરીયે નિર્બંધકી, પલમે દિયે છુટાય.

(૩૧૮)

પુરાહિ સદગુરૂ ના મિલા, રહા અધુરા શિખ;
સ્વાંગ જતિકા પેહેરકે, ઘર ઘર માંગે ભિખ;

(૩૧૯)

સદગુરૂ ઐસા કિજીયે, તત્ દિખાવે સાર;
પાર ઉતારે પલકમે, દર્પન દે દાતાર.

(૩૨૦)

કબીર! ગુરૂ ગરવા મિલા, રલ ગયા આટા લોન;
જાત પાત કુલ મિટ ગઇ, તબ નામ ધરેંગે કોન?

(૩૨૧)

સદગુરૂ સાચા સુરવા, જ્યું તાતે લોહ લુવાર,
કસની દે નિર્મલ કિયા, તાપ લિયા તતસાર.

(૩૨૨)

સદગુરૂ હમસે રીઝ કર, એક કહા પ્રસંગ;
બાદલ બહ્યા પ્રેમકા, ભીજ ગયા સબ અંગ.

(૩૧૬) અરે લોકો ! તમે જેઓને "ગુરૂ ગુરૂ" કરીને કહો છો, તેઓનું મન તો દુનિયાંની મોજ–મજાહમાં લાગેલું હોય છે, તેઓને કાંઇ ખુદાની મુલાકાત કરાવતાં આવડતી નથી; ત્યારે એવા ગુરૂ શું કરવા કરો છો ?

(૩૧૭) જેવો તું કર્મનાં બંધનથી બંધાઇ ગયો છે, તેવોજ બંધાયલો ગુરૂ મળ્યો, તો પછી તારો છુટવાનો શું ઉપાય ? તું એવાની સંગત કર યાને એવો ગુરૂ કર કે જે તુંને તત્કાળ છોડવી દે.

(૩૧૮) પુરો પાકો ગુરૂ નહિં મળયો ને ચેલો અધુરો રહયો તેથીજ તે જોગી સન્યાસીનો વેશ લઇને ઘરેઘર ભીખ માંગે છે.

(૩૧૯) માટે તું ગુરૂ એવો કર કે જે તરતજ ખુદાને બતાવી દે, અને પલ વારમાં તને પાર ઉતારે, જાણે કે તેણે તને આરસી આપી અને તેં તેમાં ખુદાને જોયો.

(૩૨૦) મને ગુરૂ એવા અસીલ મળ્યા, કે મને ખાવા, પીવાનું આયતું મળ્યું; અને તેવણને લીધે મારી જાત ભાત ને કુટુંબ કબીલાને લગતી નિશાનીઓ જતી રહી; તેથી મારી નીંદા કરનારો કોઇ રહયો નથી.

(૩૨૧) મારા સદ્ગુરૂ એવા તો શુરા ને શક્તિવાંન છે, કે જેમ લુવાર લોખંડને તપાવે છે, તેમ મને તેવણે કસીને ચોખ્ખો કરી નાખ્યો છે, અને મારાં દુઃખોને જડ મુળથી કાઢી નાંખ્યાં છે.

(૩૨૨) મારાથી ખુશી થઇને મારા ગુરૂએ મને એકવાર એવું શિક્ષણ આપ્યું કે જેથી ખુદાનાં પ્રેમનું વાદળ જ મારી ઉપર વરસી રહ્યું, અને મારૂં આખું અંગ ભીજવાઇ ગયું યાને મારી ઉપર ખુદાની મેહેર ઉતરી.

(૩૨૩)

બલિહારી ગુરૂ આપકી પલ પલમે કંઇ બાર;
પશુ ફેટ હરિજન કિયે, કરત ન લાગી વાર.

(૩૨૪)

ગુરૂ પુંજાવે સંતકો, સંત કહે ગુરૂ પુંજ;
આમન સામન પુંજતાં, પડી અગમકી સુંજ.



(૩૨૩) ઓ ગુરૂ, તમારી બલિહારી છે, તમારી મોટાઇની કાંઇ હદ નથી, કે એક પલમાં કંઇએક વખત પશુ જેવા સ્વભાવનાં માણસોને તમોએ ભગત કરી નાંખ્યા અને તેમ કરવાને તમને કાંઇ વખત લાગ્યો નહિં.

(૩૨૪) ગુરૂનું કેહેવું એ છે કે, તું સાધુસંતને પુંજ અને સંતો કહે છે, કે તું ગુરૂની સેવા કર, એમ આમન સામન પુંજતાં, ખુદા જે સઉથી સમજી શકાતો નથી, તે (કબીર કહે છે કે) મને દેખાતો થઇ ગયો, માટે તું સત્ સંગત કર.





## સતસંગ વિષે.

(૩૨૫)

કબીર કહે સો દિન ભલા, જા દિન સાધ મિલાપ;
અંખ ભર ભર ભેટીયે, પાપ શરીરા જાય.

(૩૨૬)

સાધ મિલે સાહેબ મિલે, અંતર રહી ના રેખ;
મનસા બાચા કર્મના, સાધુ સાહેબ એક.

(૩૨૭)

સંત સમાગમ પરમસુખ, આંન અલ્પ સુખ કછું ઓર;
માન સરોવર હંસ હય, બગલા ઠોરે ઠોર.

(૩૨૮)

ચંદન જૈસા સંત હય, સર્પ જૈસા સંસાર;
અંગહિસે લપટા રહે, પર છાંડે નહિં બિકાર.

(૩૨૯)

સંત મિલે સુખ ઉપજે, દુષ્ટ મિલે દુઃખ હોય;
સેવા કિજે સંતકી, તો જનમ્ કૃતાર્થ સોય.

(૩૨૫) કબીર કહે છે કે જે દિવસે તુંને કોઇ સાધુસંત નાં દર્શન થાય અથવા મુલાકાત થાય, તે દિવસને તારો ભાગ્યશાલી યાને મોટો દિવસ ગણજે, અને તેને આખ ભરી ભરીને મળજે, કારણકે તેથી તારાં (શરીરનાં) પાપો ધોવાઇ જશે.

(૩૨૬) સાધુ પુરૂષ મળ્યા તો ખુદાજ મળ્યા બરાબર છે, કારણકે ખુદા ને સાધુમાં કંઇ પણ ફરક હોતો નથી. મનથી, વાણીથી, અને કાર્યથી સાધુ પુરૂષો, ખુદા સાથે મળી ગયલાજ હોય છે; જે ઇશ્વરની મરજી હોય તેજ મરજી સાધુઓની હોય છે, યાને કુળ જગતની પેદાયશને સુખ આપવાનુ કામ તેઓ કરે છે જેથી તેઓ ખુદા સાથે એક થઇ ગયલા હોય છે.

(૩૨૭) એવા સાધુ પુરૂષનાં સમાગમથી પરમસુખ યાને સઉથી ઉતમ સુખ મળે છે, કે જે સુખની પાસે, બીજાં દુનિયવી સુખો કંઈ બિશાદમાં નથી; દાખલા તરીકે ખરો હંશ પક્ષી માન સરોવરમાંજ મળે છે, બાકી દરેક ઠેકાણે દેખાય છે તે તો બગલા (પક્ષીઓ) જ હોય છે, તેમ સૌથી ઉચ્ચાંમાં ઉચું સુખ તે સત્સંગમાંજ મળે છે.

(૩૨૮) સાધુપુરૂષો સુખડનાં ઝાડ જેવા છે, અને આ સંસાર એક સર્પ સમાન છે; સાંપને જ્યારે પોતાનાં ઝેહેરની અગન ઘણીજ બળે છે, ત્યારે તે સુખડનાં ઝાડ સાથે લપટાઇને બેસે છે, જેથી તેને થોડીક ઠંડક મળે છે, તેમ માણસને આ સંસારની લાગેલી આગ યાને માવાનું ખેંચાણ જ્યારે કોઈ સાધુસંતની પાસે તે બેસે છે, ત્યારે તેટલો વાર કમતી થાય છે, તેથી સાધુ પુરૂષોને સુખડનાં ઝાડ જેવા ઠંડક આપનાર કહ્યા છે, અને સંસારને સાંપ જેવો ઝેહરી કહયો છે.

(૩૨૯) સાધુપુરૂષોને મળવાથી સુખ ઉપજે છે, અને દુષ્ટ માણસોની સંગત કરવાથી દુખ ઉત્પન્ન થાય છે, માટે હું કબીર કહું છું કે, 'તું સાધુપુરૂષોનીજ સંગત કર, જેથી તારા જન્મનું સાર્થક થશે.

(૩૩૦)

મિઠી વેહેરી સંતકી, જામેં શીર અપાર;
હરિ રસ જહાં ખુંટે નહિં, પિવે વારમવાર.

(૩૩૧)

હરિજન આવત દેખકે, ઉઠકે મિલિયે ધાય;
ન જાનું ઇસ વેશમે, નારાયન મિલ જાય.

(૩૩૨)

હરિજન મિલે તો હરિ મિલે. મન પાય બિશ્વાસ;
હરિજન હરિકા રૂપ હય, જયું ફુલનમે બાસ;

(૩૩૩)

સંત મિલે તબ હરિ મિલે, કહિયે આદ ઓર અંત;
જો સંતનકો પર હરે, સો સદા તજે ભગવંત.

(૩૩૪)

દર્શાન પરસન સંતકા, કરતન કિજે કાંન;
જયું ઉદ્યમ ત્યું લાભ હુયે, જયું આલસ ત્યું હાંન.

(૩૩૦) સંત પુરૂષ એક એવો મિઠો કુવો છે કે જેમાં પારવગરનું દુધ ભરેલું હોય છે, અને તેમાં હરિરસ એટલો તો ભરપૂર છે કે ગમે એટલો પીવા છતાં તે કદી પણ ખુટતો નથી. અર્થાત,–સાધુપુરૂષોએ પોતાની જીંદગી સત્યને માર્ગે દોરવી, ખુદાઇ જ્ઞાન મેળવ્યું હોય છે, જેથી તેઓ આપણા પોતા વિષે, કુલ જગત વિષે અને ખુદા વિષે સમજાવી આપણાં મનનું સમાધાંન કરી શકે છે.

(૩૩૧) એવા હરિજન એટલે જેનું દિલ ખુદાપર લાગેલું હોય તેવા પુરૂષને આવતાં જોઇને, તું તુરત ઉઠીને દોડતો કે જઇને તેને ભેટજે; કારણ કે આપણે જાણતા નથી કે ખુદા આપણને કયા વેશમાં મળશે, અને તે સાધુપુરૂષના વેશમાં કદાચ ખુદા જ કાં નહિં હોય ?

(૩૩૨) હરિજન મળ્યા તો ખુદાજ મળ્યા બરાબર છે, ને ત્યારેજ માણસનાં મનનું સમાધાન થાય છે; જેમ ફૂલમાં સુગંધ છુપાઇને રહેલી છે, અને ફૂળ માત્ર તે સુગંધને રાખનારો આકાર છે, તેમ હરિજન ખુદાને રાખનારો એક આકાર છે, એટલે માણસરૂપે તે ખુદા જ છે.

(૩૩૩) એવો સંત પુરૂષ મળે ત્યારે ખુદાજ મળ્યા, એમ જાણીને, તેની આગળ તારી આદીથી તે અંત સુધીની વાતો કરજે, કે તે તારી મુશકેળીઓ ટાળવાનો રસ્તો દેખાડે ! પણ જો તું સાધુપુરૂષથી દુર રહેશે તો ખુદાથી તું હમેશાં દુર રેહવાનો ! કારણ સાધુને તજયો તે ખુદાને તજયા બરાબર છે.

(૩૩૪) સાધુ સંતનાં દર્શન અને આંગતા સ્વાગતા કરવાને તું હમેશાં તત્પર રહેજે; કારણ કે તેમાં તું જેટલો ઉમંગ અને શ્રમ લેશે, તેટલો લાભ તુંને થશે; પણ એથી ઉલટું, તે કરવામાં જેટલી આળશ કરશે તેટલું નુકશાન તુને થશે.

(૩૩૫)

એક ઘડી આધી ઘડી, આધી ઉનમેં આધ;
સંગત કરિયે સંતકી, તો કટે કોટ અપરાધ.

(૩૩૬)

સાધુ નદી જલ પ્રેમરસ, તહાં પછાલો અંગ;
કહે કબીર નિર્મલ ભયે, સાધુ જનકે સંગ.

(૩૩૫) દર રોજ એક પળ કે અરધી પળ અથવા પળનો થોડાક ભાગ પણ જો સત્સંગમાં જાય તો તારા કરોડો કર્મો યાને પાપો થતાં અટકશે.

આ કહેવું પહેલી નજરે જોનારને કદાચ અજાયબ જેવું લાગશે, કે માત્ર એક પળવારની સત્સંગથી એટલાં બધાં પાપો તે કેમ નાશ થતાં હશે? પણ આજની પશ્ચિમ તરફની વૈદક વિદ્યાએ અનુમાન કીધું છે કે, માણસનું શરીર તેમજ બીજી બધી ચીજો, જાનવર, ઝાડપાન, ખનિજ વગેરે પોતામાંથી દરેક પળે જીની રચકણો બાહેર ફેંકે છે ને સામી બીજી રચકણો પોતામાં લે છે અને એવી રીતે ચાલુ થતું રહી, દર સાત વરસે માણસનું શરીર તદન નવાજ રચકણોનું બને છે. વળી સાયન્સની બીજી શોધો યાને "સાઇકોલોજી" એવું કહે છે કે માણસનું મન એકબીજા ઉપર અસર ઉપજાવે છે, પણ ગુપ્ત વિદ્યા તો એથી આગળ વધીને એમ કહે છે કે માણસિક શરીરનાં રચકણો બીજા માણસિક શરીરમાં પણ જાય છે.

આ ઉપરથી કબીરજીનું કહેવું કાંઇક સમજી શકાય છે, કે નેક માણસનાં સમાગમમાં આવ્યાથી આપણું **ખાકી** શરીર પવિત્ર થાય છે, એટલુંજ નહિં, પણ આપણું ઇચ્છા શરીર, તેમજ માનસિક શરીર પણ પવિત્ર બનવા માંડે છે, અને એવી રીતે જો ચાલુ સમાગમ રહે તો માણસ તદન પવિત્ર થઇ જાય, સોક્રેતીસ જે પ્લેટોનો ચેલો હતો, તે ટેકો આપી કહે છે કે

"Master! believe me, when I say, that I made some progress when I was near, you; when I was in the same house with you, I made a greater progress, but when I sat near you and touched you, I made the greatest efficiency."

(૩૩૬) સાધુ પુરૂષ એક નદી જેવો છે, જેનું પાણી, તે ખોદાનો પ્રેમરસ છે, તે પાણીમાં તારૂં અંગ ધો, એટલે તું પવિત્ર થશે.

(૩૩૭)

જા પલ દરશન સંતકા, તા પલકિ બલિહાર;
સત્‌નામ રસના બસેં, લિજૈ જન્મ સુધાર.

(૩૩૮)

દર્શન કરના સંતકા, દિનમેં કૈઇક બાર;
ચોમાસાકા મેગ જ્યું, બહોત કરે ઉપકાર.

(૩૩૯)

જીવન જોબન રાજમદ, અવિચલ રહા ન કોય;
જા દિન જાય સતસંગમે, જીવનકા ફલ સોય.

(૩૪૦)

રામ મિલનકે કારને, મોં મન ખડા ઉદાસ;
સત્‌ સંગતમે શોધ લે, રામ ઉનોકે પાસ.

(૩૪૧)

પરબત પરબત મેં ફિરા, કારન અપને રામ;
રામ સરિખા જન મિલા, તિને સરિયા કામ.

(૩૪૨)

કરિયે નિત સત સંગકુ, બાધા સકલ મિટાય;
એસા અવસર ના મિલા, દુર્લભ નર તન પાય.

(૩૩૭) જે પળે તને સંતપુરૂષનાં દર્શન થાય તે પળને, તારી ભાગ્યવંત પળ લેખજે; કારણ કે તે વખતે તારી જીભ ઉપર ખુદાનું નામ આવશે અને તેથી તારો જન્મ સુધરી જશે.

(૩૩૮) સાધુસંતનાં દર્શન, દિવસમાં ગમે એટલીવાર તારેથી બને તેટલીવાર કર્યાં કર; કારણ કે જેમ ચોમાસાનો વરસાદ, પાણી લાવી જમીનમાં અન્ન વન્સપતિ ફળ ફલાદી ઉગાડી, આપણી ઉપર અતિ ઉપકાર કરે છે, તેમ સાધુપુરૂષો આપણને ( ખુદાનો ) રસ્તો દેખાડાવે છે, એટલે તેઓ મોટા ઉપકાર કરનારા ગણાય છે.

(૩૩૯) આપણી જીંદગી, જુવાની, અને મોટાઇ (રાજા તરીકેની, યા કોઇ મોટા માણસ તરીકેની બાહેરની મોટાઇ) એ સઘળાં હમેશાં રેહવાનાં નથી, પણ જે દિવસ સત્સંગમાં જાય, અને તેનો લાભ આપણને મળે, તે દિવસજ આપણો ખરો જીવેલો પ્રમાણ છે, યાને તે મતા આપણી હંમેશની થઇ રહેશે.

(૩૪૦) કબીર કહે છે કે:—ખુદાને મળવાને માટે મારૂં મન ઉદાસ રહેતું હતું, પણ મેં સત્સંગ કીધો, ત્યારે મને ખુદા મળ્યા, માટે તું ખુદાને શોધવા માંગતો હોય તો સત્સંગ કર.

(૩૪૧) ખુદાને શોધવાને હું પહાડે પહાડ ફર્યો, ને બધે રખડયો, પણ જ્યારે મને ખોદાને પિછાણનારો સાધુ પુરૂષ મળ્યો, ત્યારેજ મને તેનો ભેદ માલમ પડયો, ને ત્યારેજ મારૂં કામ સફળ થયું ને મને ખુદા મળ્યો.

(૩૪૨) માટે તું નિત્ય સત્સંગ કર્યા કર, કે સાધુપુરૂષો તારાં બધાં બંધણો દુર કરવાનો રસ્તો દેખાડશે. જેમ મનુષ્ય જાતિનાં અવતારમાં, નર નો દેહ ઘણો ઉત્તમ, પણ મળવો કઠણ હોય છે, તેમ સાધુપુરૂષની સંગત પણ મળવી કઠણ હોય છે, તેથી તું સાધુસંતને મળવાની તક શોધતો રહે.

(૩૪૩)

શરને રાખો સાંઈયાં, પુરો મનકી આસ;
ઓર ન મેરે ચાહિયે, સંત મિલનકી પ્યાસ.

(૩૪૪)

કલ્યુગમે એક નામ હય, દુજા સરૂપ હય સંત;
સાચે મનસે સેવિયે, તો મિટે કરમ અનંત.

(૩૪૫)

મથુરા ભાવે દ્વારકા, ભાવે જા જગન્નાથ;
સત સંગત હરિક–ભક્તિ બિના, કછુ ન આવે હાથ.

(૩૪૬)

સંત જહાં સુમરન સદા, આઠો પહોર અભૂલ;
ભર ભર પિવે રામરસ, પ્રેમ પિયાલા ફૂલ.

(૩૪૭)

ફુટા મન બદલાય દે, સાધુ બડે સોનાર;
તુટી હોવે રામસેં, ફેર સંધાવન હાર.

(૩૪૩) કબીરજી કહે છે કે, ઓ ખુદા, તું મને તારા આશરા હેઠળ રાખ, અને મને સાધુપુરૂષો મળ્યા કરતા રહે, જેથી મારાં મનની આશાઓ પૂરી પડે, એ સિવાય બીજું કાંઇ હું માંગતો નથી.

(૩૪૪) આ કલીયુગમાં, કર્મનાં બંધણમાંથી છુટવાને માટે માત્ર બેજ રસ્તા છે, યાને બેજ સાધન થઇ શકે તેવાં છે, બાકીનાં બધાં લગભગ અશકય છે. પહેલ્લું સાધન, **નિરંતર નામ સ્મરણ;** બીજું સાધન, સાધુઓનો સંગ, પાકો ભરોસો રાખીને એ બે સાધન ચાલુ રાખીયે, તો ફરી ફરીને જન્મ-મરણ આપનારાં ગમે એટલાં કર્મ હશે, તો બી તે બધાં મટી જશે.

(૩૪૫) મથુરા જા, દ્વારકા જા, યા તારી મરજી પડે તો જગન્નાથજીનાં મંદીરે જા, પણ જ્યાં સુધી તને સત્ સંગ થશે નહિં, અને તારાં હૈયાંમાં ખુદા વિષે ભક્તિભાવ ઉપજે નહિં ત્યાંસુધી તારૂં કાંઇ વળવાનું નથી, યાને સાર્થક થવાનું નથી.

(૩૪૬) જ્યાં સાધુપુરૂષ છે ત્યાં હમેશાં ખુદાનું સ્મરણ ચાલુ હોય છે, દિવસનાં આઠ પોહોરમાં તે નામ જરાએ ભુલાતું નથી; ત્યાં ખુદાઇ રસ ભરપૂર પિવાય છે. અને પ્રેમનું પ્યાલું ભરાયલુંજ રહે છે. અર્થાત—સાધુ-સંતની સંગતમાં રેહવાથી, સાધારણ માણસને ખુદા ઉપર ભક્તિભાવ ઉપજયા કરે છે.

(૩૪૭) જેમ સોનાર બે ભાંગેલી જણસને સાંધીને પાછી આખી કરે છે, તેમ જે માણસોનું મન ખુદાપરથી ઉઠી ગયું હોય, અને દુનિયાની ચીજો પરજ લાગેલું હોય, તેને સાધુપુરૂષો પાછું ખુદા સાથે જોડીને એક કરી આપે છે, યાને માણસનાં નિચલાં બાંનનું ખોટારૂં દેખડાવી, તેને ઉંચ બાંન તરફ લઇ જાય છે.

(૩૪૮)

ઇષ્ટ મિલે મન મિલે, મિલે સકલ રસ રીતી;
કહે કબીર તહાં જાઇએ, યેહ સંતનકી પ્રિતી.

(૩૪૯)

કથા કિરતન કરનકી, જાકે નિશદિન રીતી;
કહે કબીર વા દાસસોં, નિશ્ચય કીજે પ્રિતી.

(૩૫૦)

કથા કિરતન રાત દિન, જાકે ઉદ્યમ યેહ;
કહે કબીર તા સાધકે, ચરન કમલકી ખેહ.

(૩૫૧)

કથા કિરતન છાંડકે, કરે જો ઓર ઉપાય;
કહે કબીર તા સાધકે, પાસ કોઇ મત જાય.

(૩૫૨)

કામ કથા સુનિયે નહિં, સુનકે ઉપજે કામ;
કહે કબીર બિચારકે, બિસર જાય હરિ નામ.

(૩૫૩)

કથા કિરતન સુનનકો, જો કોઇ કરે સ્નેહ;
કહે કબીર તા દાસકો, મુક્તિમેં નહિં સંદેહ.

(૩૫૪)

રાજ દ્વાર ન જાઇએ, જો કોટીક મિલે હેમ;
સુપચ ભગતકે જાઇએ, એ બિષ્નુકા નેમ.

(૩૪૮) મનને પસંદ પડતી ચીજો મળે, તો મન તેમાં લાગી જાય છે, અને મન લાગી ગયાથી, બધી બાબદોનો ભેદ મળી જાય છે; માટે હું કબીર કહું છું કે સાધુપુરૂષો જે આપણાં મનને ખોદા પર લગાડનારા છે તેઓની પાસે તું જરૂર જજે.

(૩૪૯) જેઓ રાત ને દિવસ, ખુદાની વાતો, અને ભજનો કર્યા કરે, તેઓની પાસે તું જરૂર જજે, ને તેમની દોસ્તી કરજે.

(૩૫૦) જેઓનો ધંધોજ એ, કે રાતને દિવસે મ.ત્ર ખુદાની વાતો અને ભજનો કરવાં, તેવા સાધુપુરૂષના કમલ ફૂલ જેવા પગોની રાખ પણ આપણને મળે તો સારૂં.

(૩૫૧) એથી ઉલટું, ખુદાની વાતો અને ભજન છોડીને જેઓ બીજુ કાંઇ કરતા હોય, તેઓ ખરા સાધુપુરૂષ નથી, માટે તેઓની પાસે કદી જવુ નહિં.

(૩૫૨) ખુદાની વાતોને બદલે, ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાની વાતો થયા કરે, તે તારે જરાએ સાંભળવી નહિં, કારણ કે તેથી તારા હવસો ને જુસ્સાઓ ઉભરી આવશે, ને ખુદાનું નામ તું ભુલી જશે.

(૩૫૩) ખુદાની વાતો ને કિર્તન સાંભળવાને જેનું મન થાય, અને તે કરનારાઓની જે કોઇ દોસ્તી કરે, તો, હું કબીર કહું છું, કે તે માણસને મુકિત મળે, એમાં જરાએ સંદેહ નથી.

(૩૫૪) ઘણુંએ સોનું યા જર જવાહેર મળતું હોય, તો બી તું રાજ દરબારમાં ના જતો, પણ કોઇક ભોલા (ખુદાના) ભગત પાસે તું જરૂર જજે કારણ કે એ વિષ્ણુંને મળવાનું ઠેકાણું છે, યાને ખુદાને મળવાનો એ એક માર્ગ છે.

(૩૫૫)

સંગત કિજે સાધકી, જયુ ગાંધી કે પાસ;
ગાંધી કછુ લે દે નહિં, તોઉ આવે વાસ સુંવાસ.

(૩૫૬)

સંગત કિજે સાધકી, સાહેબ કિજે યાદ;
સુકૃતકિ વાહિ ઘડી, બાકી દિન બરબાદ.

(૩૫૭)

સંગત કિજે સંતકી, કદી ના નિર્ફલ હોય;
લોહા પારસ પરસતે, શોભી કંચન હોય.

(૩૫૮)

સંગત કિજે સાધકી, કદી ના નિર્ફળ હોય;
ચંદન હોસી બાવલા, લીંબ કહે ના કોય.

(૩૫૯)

સંગત કિજે સંતકી, હરે સબકી વ્યાધ;
ઓછી સંગત નિચકી, આઠો પહોર ઉપાધ.

(૩૬૦)

સો દિન ગયા અકાજમેં, સંગત ભહિ ના સંત;
પ્રેમ બિના પશુ જીવના, ભાવ બિના ભટકંત.

(૩૫૫) ગાંધી ને ત્યાં બેઠા હોઇએ, ત્યારે ગાંધી કાંઇ આપણુને આપતો નથી, છતાં તેની દુકાનમાંનાં અત્તરની વાસ આપણુને મળ્યા કરે છે, તેમ સાધુપુરૂષો આપણુને કાંઇ ચીજ કે પૈસો આપતા નથી, છતાં માત્ર તેમની પાસે બેસવાથી, તેમના નેક વિચારો, ને લાગણીઓ આપણામાં આવે છે, જેથી આપણુને મોટો ફાયદો થાય છે.

(૩૫૬) માટે તું સાધુપુરૂષની સંગત કર, ને ખુદાને યાદ કર્યા કર; એ બે ચીજમાં જે વખત પસાર થાય, તેજ ખરૂં શુભ કાર્ય કીધેલું કહેવાય, બાકી બીજાં બધાં કામોમાં ગયેલો વખત ફોકતજ છે.

(૩૫૭) સાધુસંતની સંગત કદીબી ફળ વિનાની હોતી નથી; જેમ લોઢાંને પારસનાં પથ્થર આગળ ધરતાં, તેનું શોભીતું સોનું થઇ જાય છે, તેમ સત્સંગ કરવાથી ગમે એવો મુંઢ માણુસ હોય તેબી સુધરી જઈ, નેક બને છે.

(૩૫૮) સાધુ પુરૂષની સંગત કદીપણુ નિર્થક જવાની નથી; તું બાવલનાં ઝાડ જેવો કાંટાવાળો યાને દુર્ગુણી હસે, તોબી સુખડ જેવો સુવાસી યાને નેક બની જશે, અને તને કોઇ લિંબનાં ઝાડ જેવો કડવો કહેશે નહિં.

(૩૫૯) સાધુપુરૂષો સઉ કોઇના દુઃખોનું નિવારણુ કરે છે, માટે તેઓની સંગત જરૂર કરવી; પણુ હલકા માણુસોની સંગત કરવી નહિં, કારણુ કે દીવસના આઠો પહોર યાને હમેશાં તેઓ શરીરને લગતી મોજ મજાહ ને ખાવાપિવાનીજ વાતો કર્યા કરે છે, જેથી માણુસને કાંઇ ખરો લાભ થતો નથી, પણુ દુઃખજ આવ્યા કરે છે.

(૩૬૦) તારી જીંદગીનાં દિવસો દુનિયવી કારભારમાંજ રોકાયલા રહે, અને તુંને સાધુસંતની સંગત નહિં થાય, તો તારા દિવસો ફોકટમાંજ ગમાવ્યા, ને તારૂં જીવવું પશુ સમાનજ ગણાય, કે જેઓ કાંઇબી નેમ વગર અહિં તહિં ભટકતાં ફરે છે અર્થાત—માણુસને ખુદાતરફ પ્રેમ ન થાય અને એ ઉંચ નેમ માટે તેનાં મનમાં વિચાર ન હોય તો પછી માણુસ અને પશુમાં શું ફરક ?

(૩૬૧)

સંત મિલે તબ હરિ મિલે, યું સુખ મિલે ન કોય;
દર્શન તે દુરમન કરે, મન અતી નિર્મલ હોય.

(૩૬૨)

હરિ મિલા તબ જાનિયે, દર્શન દેવે સંત,
મનસા બાચા કર્મના, મિટે કરમ અનંત.

(૩૬૩)

પુષ્પમે જયુ બાસ હયે, બ્યાપ રહા સબ માંહિ;
સંતો સોહિ પાઇયે, ઔર કહું કછુ નાહિ.

(૩૬૪)

દયા ગરીબી બંદગી, સમતા શિલ સ્વભાવ;
એ તે લક્ષન સાધકે, કહે કબીર સદભાવ.

(૩૬૫)

માન નહિ અપમાન નહિ, ઐસે શિતલ સંત;
ભવસાગર ઉતર પડે, તોરે જમકે દંત.

(૩૬૬)

આશા તજે માયા તજે, મોહ તજે અરૂ માન;
હરખ શોક નિંદા તજે, સો કહે કબીર સંત જાન.

(૩૬૧) સંતપુરૂષ મળે તેનાં જેવું બીજું એકે સુખ નથી; સાધુ પુરૂષ મળે તો તને ખુદાજ મળ્યા; માત્ર તેનાં દર્શન કરવાથીજ તારી મતી સુધરશે ને તારૂં મન ઘણું પવિત્ર થશે.

(૨૬૨) જ્યારે સંતપુરૂષનાં તને દર્શન થાય ત્યારે જાણજે કે તને ખુદાજ મળ્યા, અને ત્યારે તારૂં મન, વાણી ને કાર્યો શુદ્ધ થશે, જેથી તારા વિચારોએ થતાં પાપો અટકશે, વાણીએ થતાં પાપો અટકશે, અને હાથે ને જીભે થતાં પાપો અટકશે, અને એવી રીતે તારાં અગણીત પાપો નાશ પામી જશે.—( સાધુઓની ખુબી શુ છે તે સાંભળ ).

(૩૬૩) જેમ ફુલમાં સુગંધ રહેલો છે અને તે સુગંધ બધે ઠેકાણે પ્રસરી રહેલો હોય છે તેમ ખુદા પણ સાધુપુરૂષોમાંજ રહેલા છે, બીજે ઠેકાણે નહી.

(૩૬૪) જેઓનાં હૈયામાં દયા, નમનતાઇ અને પરમાર્થ રહેલાં છે, જેઓનું મન દરેક અવસ્થામાં એકસરખું શાંત રહે છે, તેઓજ ખરા સાધુ પુરૂષ છે.

(૩૬૫) સાધુસંતો એવા શાંત સ્વભાવના થયલા હોય છે, કે તેઓને દુનિયવી લોકોની માફક, માન કે અપમાન જેવું કશું હોતું નથી; તેઓ તો આ સંસારની પેલીમેર ગયલા હોય છે, અને જમના દાંતો તોડીને બેઠા હોય છે યાને જન્મ–મરણથી મુક્ત થઇને રહેલા હોય છે.

(૩૬૬) જેઓએ દુનિયવી ચીજોની આશા કરવાનું મુંકી દીધું છે અને માયા પર જીત મેળવી છે, જેઓનું અજ્ઞાનપણું જતું રહ્યું છે, અને જેઓનું " હુંપણું " નિકળી ગયું છે; જેઓને કોઇબી વાતનો હરખ કે દલગીરી જેવું કશુંએ હોતું નથી, અને જેઓ દરેક હાલત (સુખ યા દુઃખ) માં એકજ સરખા રહે છે, યાને પોતાનાં મનનું સમતોળપણું જાળવી રાખે છે, અને જેઓ કોઇનીબી નિંદા કે ગીબત કરતા નથી, તે તે ખરા સાધુ-પુરૂષ છે.

(૩૬૭)

સંત સોઈ સહરાઇયે, જીને કનક કામિની ત્યાગ;
ઔર કછુ ઇચ્છા નહિં, નિશદિન રહે અનુરાગ.

(૩૬૮)

હરિજન હારા હિ ભલા, જીત ન દે સંસાર;
હારા હરિ પે જાયગા, જીતા જમકી લાર.

(૩૬૯)

સુખકે માથે સિલ પડો, હરિ હિરદેસે જાય;
બલિહારી આ દુઃખકી, પલ પલ રામ સંભરાય.

(૩૭૦)

આપા ત્યાં અવગુન અનંત, કહે સંત સબ કોય;
આપા તજ હરિકો ભજે, સંત કહાવે સોય.

(૩૭૧)

હરિજન ઐસા ચાહિયે, જૈસા ફોફલ ભંગ,
આપ કરાવે ટુકરા, ઓર પરમૂખ રાખે રંગ.

(૩૬૭) સંત પુરૂષ તેને કેહવો કે, જેને પૈસા અને સ્ત્રીનો ખ્યાલ બિલકુલ તજ્યો છે; તેને બીજી ઇચ્છાઓ હોતી નથી, પણ તેનું મન રાત ને દિવસ એક ચીત્તથી ખુદા ઉપરજ લાગેલું હોય છે.

(૩૬૮) કબીરનું કેહવું એ છે કે, જે કોઇ ખુદાનો બંદો હોય, તે તો (આ સંસારમાં) હારેલોજભલો, કારણ કે આ સંસાર તેને જીવવા દેતો નથી, યાને દુનિયવી માલમતા યા માન અકરામ મેળવ્યાં ન હોય, તો કાંઇ ફીકર નહિં; જ્યારે સંસારમાં માણસને નિરાશી મળે છે ત્યારેજ તેનું દીલ ખુદા પર લાગે છે, ને ત્યારેજ તેને ખુદા મળી શકે છે; પણ જો સંસારમાં તેની ફતેહ થઇ તો તે જમને હસ્તક જયા કરવાનોજ.

(૩૬૯) (સંસારી) સુખો મળ્યાથી માણસના હૈયાંમાંથી ખુદા જતો રહે છે, માટે તે સુખો ઉપર ઢાંકણુ વળી જાય તો સારૂં, માણસને દુઃખજ ભલું છે, કારણકે ત્યારેજ તે પળેપળ ખુદાને યાદ કરે છે.

(૩૭૦) જ્યાં પોતાનું ' હુંપણું ' રહેલું હોય છે, યાને જ્યાં પોતાનાજ સુખનો સ્વાર્થ રહેલો છે, ત્યાં અગણીત જાતનાં અવગુણો હોય છે એમ સઉ કોઇ સાધુ પુરૂષ જાણતો હોવાથી તે પોતાનાં ' હુંપણાને' દાબી દેછે, અને સઉ કોઇમાં ખુદા છે એવું સમજીને, બધાંને ખુદાની પેરે એક સરખો ચાહે છે અને સુખ આપતો રહેછે, અને એવું કરે તેજ ખરો સાધુપુરૂષ છે.

(૩૭૧) જેમ સોપારી પોતાના ટુકડા કરાવી પારકાના મોહડાંમાં લાલ રંગ દેખડાવે છે યાને મજાહ આપે છે, તેમ જે ખુદાનો બંદો છે તે, પારકાનું ભલું કરવાને પોતાના શરીરને કષ્ટ આપયા કરે છે; તે પોતા માટે બિલકુલ દરકાર રાખતો નથી, પણ બીજાઓનું ભલું કરવામાંજ રોકાયલો હોય છે.

(૩૭૨)

તન તાપ જીનકો નહિ, ન માયા મોહ સંતાપ;
હરખ શોક આશા નહિ, સો હરિજન હર આપ.

(૩૭૩)

સંતનકે મન ભય રહે, ભય ધર કરે બિચાર;
નિશદિન નામ જપવો કરે, બિસરત નહિં લગાર.

(૩૭૪)

હરિજન કેવલ હોત હય, જાકો હરિકા સંગ;
બિપત પડે બિસરે નહિં, ચઢે ચોગનાં રંગ.

(૩૭૫)

આસન તો એકંત કરે, કામિન સંગત દૂર;
શિતલ સંત શિરોમનિ, ઉનકા એસા નૂર.

(૩૭૨) જેઓને પોતાના શરીરનાં સુખ દુખનો વિચાર રહ્યો નથી, જેઓનું અજ્ઞાનપણું દુર થઇ, દુનિયાંની માયાનું ખેંચાણુ જતું રહ્યું છે, તેઓને કોઇબી વાતનો સંતાપ રહેલો નથી; ટુંકમાં જેઓને કોઇબી રીતનો હરખ કે દલગીરી જેવું કશુંએ નથી, પણુ જેઓ હંમેશાં એક સમાંન સ્થિતીમાં રહેછે, તેઓ પોતેજ ખુદારૂપ થઇ ગયલાં હોય છે.

(૩૭૩) તેઓ(સાધુઓ) ને માત્ર એકજ ફીકર રહેલી હોય છે, કે ખુદાનું નામ નહીં ભુલી જવાય, અને એજ વિચાર હંમેશાં તેઓનાં મનમાં હોવાથી, તેઓ રાત ને દિવસ ખુદાની જપ કરવામાં મશગુલ હોય છે, અને કદીબી ખુદાને વસરતા નથી.

(૩૭૪) ખુદાના બંદાને નિત્ય ખુદાનોજ સંગ રહેલો હોય છે, અને તેથી ગમે એવી આફ્ત આવે તોબી તે ખુદાને વિસરતો નથી, પણુ આફ્તમાં ખુદાપર તેને ચોવડો રંગ ચઢે છે, યાને વધુ ભક્તિભાવ થાય છે.

(૩૭૫) તેઓ પોતાનો વાસો એકાંતમાં રાખે છે, એટલે કે તેઓ એકાંત જગ્યામાં રહે છે, પણ દુનિયાની વચ્ચે આવવું પડે છે તોબી તેઓના મનમાં દુનિયાની ચીજો આવતી નથી, એટલે તેઓ એકાંતજ રહેલા છે, કારણુ કે તેઓના મનમાં ઈંદ્રિઓનાં ભોગ ભોગવવાના વિચારો કે ઇચ્છાઓ હોતીજ નથી; એવા શિતલ સંતોનું નુર શિરોમણીના (સાંપના મોહરા) જેવું ચળકતું હોય છે, યાને તેઓના શરીરની આસપાસ ઘણી ઉંચ ખોરેહ હોય છે.

( ખોરેહ એટલે માણુસના જુદા જુદા શરીરો, સ્થુલ શરીર, સુક્ષમ યાને લાગણીનું શરીર, મન શરીર, ને બુદ્ધિક શરીર, એ બધાં શરીરોને લગતા ગુણોનો બનેલો એકંદર પ્રવાહ, જે ખાકી શરીરની આસપાસ ગોળાકારમાં ફેલાયલો રહે છે, તે; એ પ્રવાહને, જેઓની સુક્ષમ દ્રષ્ટી ઉઘડી હોય તેઓ જોઇ શકે છે, અને તેનાં જુદા જુદા રંગો જોઇને, જેઓ ગુપ્ત જ્ઞાનના અધિકારી થયા છે, તેઓ માણુસની બધી ખાસ્યત પારખી શકે છે.)

(૩૭૬)

આપા તજ હરિકો ભજે, નખસિખ તજે બિકાર;
સબ જીવનસેં નિરવેર, સાધ મતા હય સાર.

(૩૭૭)

દેખો સબમે રામ હય, એકહિ રસ ભરપૂર;
જૈસે ઉખતે સબ બના, ચિની સક્કર ગૂર.

(૩૭૮)

જબ લગ નાતા જાતકા, તબલગ ભગત ન હોય;
નાતા તોરે હરિ ભજે, ભગત્ કહાવે સોય.

(૩૭૬) જેઓનું "હુંપણું" નીકળી ગયું છે યાને જેઓને પોતા વિષે કાઇ વિચાર કે માંગવું નથી, પણ જેઓનો બધો પ્રેમ પરમેશ્વર તરફજ હોય છે, જેઓનાં સઘળાં વિકારો ને જુસ્સાઓ જતા રહ્યા છે, અને જેઓ, કુળ જાનદાર કે (દેખઇતી) નિર્જીવ પેદાયશને એકસર પ્રેમની નજરથી જુએ છે, તેઓજ ખરા સાધુ પુરૂષો છે.

(૩૭૭) સર્વ કાંઇ એકજ રસથી ભરપૂર છે યાને સઉમાં ખોદા રહેલો છે એવું તું જોતા શીખ; કારણકે જેમ ગોળ, સાકર અને એવી દરેક મિઠી ચીજો શેરડીનાં રસથીજ બનેલી હોય છે, તેમ દરેક આકાર કે શરીરમાં ખુદાનો અંશજ રહેલો છે, યાને તેની હસ્તી જ ખુદાથી છે, જે સાધુપુરૂષોએ અનુભવ્યું હોય છે.

(૩૭૮) જ્યાંસુધી નાત—જાતનો તફાવત રાખે, મારી જાત ઉંચી એવો "હુંપણાનો" ભાસ નિચલા મનમાં થયા કરે, ત્યાં સુધી ભકત થવાતું નથી. જ્યારે એ દ્વૈતપણું નીકળી જાય અને ખુદાને એકસરખો દરેકમાં જોય, એવું ઉચું ભાન થાય ત્યારેજ તે ખુદાનો ખરો ભકત છે.—

સારાંશકે—સાધારણ માણસનું હેત પોતા પરથી આગળ વધીને, પોતનાં કુટુંબ સુધી જાય છે: અને ત્યાંથી આગળ વધીને, પોતાની જાત સુધી જાય છે; અને જાતની પેલીમેર જતું નથી. એટલીજ હદનાં હેતનો માણસ ખુદાનો ભગત કદી થઇ શકતો નથી. જેનું હેત પોતાની જાતથી આગળ વધે, ને આખી માણસ જાત સુધી પોહોંચે, જેનું હેત હજુ આગળ વધે, ને આખી જાનદાર પેદાએશ સુધી પોહોંચે, અને હજુ આગળ વધીને બધા કેહેવાતી નિર્જીવ પેદાયશ સુધી પોહોંચે—જે સારી સૃષ્ટિને ખુદાનુ જાહેર થયલું સ્વરૂપ સમજે, અને સારી સૃષ્ટિને ખુદા પેરે ચાહે અથવા કહો કે પોતા પેરે ચાહે, ને દરેક જીવ અને ચીજને પોતા પેરે સંભાળે, ને સામટી જેહાંનની ચાકરી ખુદાની સેવા ચાકરી કર્યા જેવી કરે—તે ખુદાનો ભગત છે.

(૩૭૯)

ચાર ચેંન હરિ ભકત્કે, પ્રગટ દિખાઇ દેત;
દયા ધર્મ આધિનતા, પર દુઃખકો હર લેત.

(૩૮૦)

હાટ હાટ હિરા નહિં, કંચનકા નહિં પહાર;
સિંહનકા ટોલા નહિં, સંત બિરલા સંસાર.

(૩૮૧)

સંત સંત સબ કોઈ કહે, સંત સમૂદર પાર;
અનલ પંખકા કો એક હય, પંખકા કોટ હજાર.

(૩૮૨)

સુરાકા તો દલ નહિં, ચંદનકા બન નાહિં;
સબ સમૂદ્ર મોતિ નહિં, યું હરિજન જગ માંહિ.

(૩૭૯) જે કોઇ ખોદાનો ભગત છે, તેના ચાર ગુણો તુરત દેખાઇ આવે છે. પેહલ્લું, તેનામાં દયા હોય છે; બીજું, તે પોતાની ફરજ સઉ કોઇ તરફ શું છે તે સમજે છે, ને તે મુજબ બજાવે છે; ત્રીજું પરમેશ્વર ઉપર તેને પાકો ભરોસો હોય છે, અને તેથી તે હમેશાં તેની (ઇશ્વરની) મરજીને તાબે થઇને ચાલે છે, ચોથું, તે બીજાઓનું દુઃખ હંમેશાં ઓછું કરવાને તત્પર રહે છે.

(૩૮૦) જેમ દરેક બજારમાં કાંઇ હિરા હોતા નથી, સોનાંનાં કાંઇ પહાડો હોતા નથી, અને જેમ સિહંનના કાંઇ ટોળાં હોતાં નથી, તેમ સંસારમાં (દેખાતા) રહેલા સાધુવિરલા કાંઇ ઘણા હોતા નથી યાને જવલેજ મળી આવે છે.

(૩૮૧) "સંત સંત" એમ ઘણાએ બોલે છે, પણ ખરા સંત પુરૂષતો આ સંસારનો સાગર તરી ગયલા હોય છે, પણ ગરૂડ જેવા અદભ્ભ પાંખવાળા યાને એવા તરી ગયલા સાધુપુરૂષો તો કોઇ એકજ હોય છે. બાકી પાંખવાળા યાને બાહેરથી દેખાતા (ખોટા સાધુપુરૂષો) તો હજારો ને કરોડો છે.

(૩૮૨) જેમ ખરા શુરવિર પુરૂષોનું કાંઇ લશકર હોતું નથી, સુખડનાં ઝાડોનું કાંઇ વન હોતું નથી, અને જેમ બધાએ સમુદ્રમાંથી મોતિ મળતાં નથી, તેમ ખરા હરિજનો જગતમાં ઘણાજ જુજ હોય છે.

## સંત, તે આકારવાળો ખુદાજ છે.

(૩૮૩)

એક ઘડી આધી ઘડી, ભાવ ભજનમેં જાય;
સત સંગત પલહિ ભલી, જમકા ધકા ન ખાય.

(૩૮૪)

કબીર, સેવા દો ભલી, એક સંત એક રામ;
રામ હય દાતા મુકિતકા, સંત જપાવે નામ.

(૩૮૫)

નિરાકાર હરિ રૂપ હય, પ્રેમ પ્રીત સોં સેવ;
[illegible] માગે આકારકો, તો સંતો પ્રત્યક્ષ દેવ.

(૩૮૩) જો તારી એક પલ, અથવા અરધી પલબી ખરાં હૈયાંનાં હેતથી ખુદાને યાદ કરવામાં જાય. અને એક પલ વારબી તને (ખરા)સાધુ-પુરૂષની સંગત મલે, તો એમ જાણ કે તું જમના ધણાના ધક્કામાંથી બચ્યો, યાને જન્મમરણનાં તારા ઘણાક ફેરા ઓછા થશે.

(૩૮૪) ઓ કબીર! બે જાતની સેવા કરવી તેમાંજ ભલું છે, એકતો સાધુપુરૂષોની સેવા, ને બીજું, ખોદાની સેવા; ખોદા મુકિત આપનાર છે, પણ સાધુપુરૂષો આપણને ખુદાનો લખ લગાડનારા છે, કે જે લખથીજ આપણને મુકિત મલવાનો માર્ગ હાથ આવે છે.

(૩૮૫) ખુદા તો નિરાકાર છે યાને તેનો કાંઇ આકાર નથી; તેને આપણાં અંતઃકરણમાં પ્રેમ-પ્રીતી થયાથી સેવાય છે યાને તેનો ખ્યાલ અંતરમાંજ થઇ શકે છે; પણ જો તુંને આકારવાલો ખુદા જોઇતો હોય, તો સાધુપુરૂષ, આકારવાળો દેખાતો ખુદાજ છે.

(૩૮૬)

સંત વૃક્ષ હરિનામ ફલ, સતગુરૂ શબ્દ બિચાર;
એસે હરિજન ના હતે, તો જલ મરતે સંસાર.

(૩૮૬) સંત પુરૂષ તે ઝાડ છે, જેનું ફળ તે, ખુદાનુ નામ છે; સદ્‌ગુરૂ તેનો જાહેર થયલો શબ્દ છે યાને માણસરૂપે પ્રગટ થયલો ખુદાજ છે એવા હરિજનો જો આ જગતમાં ન હતે; તો આ દુનિયાંનાં લોકો બધાં ડુબી મરતે.

અર્થાત—હરિજન તે પુરૂષ છે કે જેણે પોતાનું પ્રગટિકરણ પુરૂં કીધું છે, યાને નિચલી ત્રણ દુનિયા ઉપર જીત મેળવી, ઇશ્વર સાથે પોતાના ભાનને એકત્ર કીધું છે યાને જોડી નાંખ્યું હોય છે, અને એમ કરીને પોતે જીવન મુક્ત થયો છે. પણ એવા મુક્ત થયલા જીવોમાંના ઘણાકોએ પોતાનાં અમર સુખનોથી ત્યાગ કર્યો હોય છે; તેઓ બીજા બધા જીવોનું પ્રગટિકરણ આગળ વધારવાને માટે, આ ખાકી દુનિયામાંજ, અદ્રષ્ય યા બીજી કોઈ રીતે રહેલા હોય છે, અને જગતનાં કલ્યાણ અર્થે કામ કરી રહ્યા છે. તેઓને હિંદુ શાસ્ત્રમાં મહાત્મા, મુની, રૂષીઓ વગેરે નામથી ઓળખ્યાં છે. એવા મહાત્માઓ, જો આ દુનિયાને મદદ કરતા રહેલા ન હતે તો સાધારણ મનુષ્ય જાતને જે દુઃખો અને વિપત્તિઓમાંથી તેઓનાં અજ્ઞાનપણાંને લીધે પસાર થવું પડે છે તે, આવા જ્ઞાન આપનાર, ને પરગજુ પુરૂષોની ગેરહાજરીમાં વધુ દુઃખમાં ગીરફતાર રેહતે એમ કબીરનું કહેવું લાગે છે. દાખલા તરીકઃ—

થીઓસોફીકલ સોસાયતી યાને મંડળી જે આજ પચાશ વર્ષ ઉપર ઉભી થઇ હતી, તે મંડળની પાછળ, એવા મોટા પુરૂષો યાને મહાત્માઓ રહેલા છે, અને આ મંડળી તરફથી જે જ્ઞાન, ભાષણ મારફતે યા પુસ્તકો મારફતે બાહેર પડયું છે અને પડે છે, અને જે શિક્ષણોથી દુનિયાના વિચારો બદલાતા જાય છે અને હવે આખી દુનિયામાં ચોમેર બાતૃભાવના દેખાવો ને લાગણીઓ વ્યાપી રેહવાની જે શરૂઆત થઈ ચુકી છે, તે બધું આ મહાત્માઓને આભારી છે, યાને તેઓના પ્રતાપથીજ આ બધું થાય છે. એવા પુરૂષો જો દુનિયામાં આપણને મદદ કરવાને અને જ્ઞાન આપવાને રહેલા ન હોય, તો આપણી હાલત બહુજ દુઃખ ભરેલી થાય.




(૩૮૭)

કેશે કહાં બિગાડચે, જો મુંડે સો બાર ?
મનકે કાહે ન મુંડિયે, જામે બિષયહિ બિકાર.

(૩૮૮)

મન મેવાસી મુંડિયે, કેશહિ મુંડે કાહે ?
જો કિયા સો મનહિ કિયા, કેશ કિયા કછુ નાહે.

(૩૮૯)

સ્વાંગ પેહરે શુરા ભય, દુનિયા ખાઈ ખુંદ;
જો સેરી સત્ નિકસે, સો તો રાખે મુંઢ.

(૩૯૦)

હાથસે માલા ફિરે, પર હિરદા ડામાડુલ;
પંગ તો પાલામે ગલા, ભાંન ન લાગે સુલ.

(૩૯૧)

માલા પેહરે મન સુખી, તાંસે કછુ ન હોય;
મન માલાકુ ફેરતે, જુગ ઉજયાલા હોય.

(૩૯૨)

માલા પેહરે કોન ગુન, મનકી દુબધા ન જાય;
મન માલા કર રાખીયે, હરિ ચરન ચિત્ત લાય.

(૩૮૭) જેઓ માથાં બોડાવીને ભગવા લુગડાં પેહેરી, સંન્યાસી જેવા દેખાવો કરે છે, તેઓને કબીર કહે છે કે તારા વાળોએ શું નુકશાન કીધું છે કે તેઓને તું વારે વારે બોડાવીને માથું બોડકું કરી નાંખે છે? તારાં મનને કાં નથી મુડતો-કબજામાં રાખતો, કે જેમાં બધા દુર્ગુણો ને વિકારો ભરેલા છે?

(૩૮૮) તારાં લુટારાં મનને મુડ, બાલોને શું કામ મુડે છે? કારણકે જે કાંઇ પાપ કરે છે તે તો મન કરે છે ને કરાવે છે, તારા બાલ તો કાંઇ પણ કરતા કરાવતા નથી.

(૩૮૯) દુનિયાંની માયામાં રહીને, જુદા જુદા વેશો માત્ર બદલીને તું શુરો થવા જાય છે, પણ જે જગ્યામાં સત યાને ખુદા પ્રગટ થઇ શકે, તેને તો તું ખરાબ રીતે રાખે છે.

(૩૯૦) માલાને હાથે ફેરવ્યાથી કરે છે, પણ તારું અંતઃકરણ તો ડામાડોલ છે, ને તારા પગો દુનિયાની માયાનાં જડમાં પેસી ગયા છે, તેમાંથી બાહેર નિકળવાનું ભાન તુંને કયાં છે?

(૩૯૧) માત્ર માલા પેહરીને મન મનાવ્યાથી કાંઇ વળતું નથી; તારા મન-માળાને તું ફેરવ, તો તને બધું અજવાળું થઈ જશે.

(૩૯૨) જ્યાં સુધી તારાં મનની અકરવકર જાય નહિં, ત્યાંસુધી માત્ર માળા પેહેર્યાથી કાંઈ ફાયદો થનો નથી; તું મનને માળા બનાવ, તેને બાહેર ભમતું અટકાવ, ને તારૂં ચિત્ત ખોદાના પગ આગળ ધર.

(૩૯૩)

મનકા મસ્તક મુંડ લે, કામ ક્રોધકા કેશ;
જો યે પાંચો પરમોધ લે, તો ચેલા સબહિ દેશ.

(૩૯૪)

માલા તિલક બનાયકે, ધરમ બિચારા નાહિં;
માલા બિચારી કયા કરે, મેલ રહા મન માંહિં.

(૩૯૫)

મુંડ મુંડાવત દિન હિ ગયા, અજહુ ન મિલ્યા રામ;
રામ બિચારા કયા કરે, મનકે આર હિ કામ ?

(૩૯૬)

કાષ્ટ કાટકે માલા કિની, માંહે પિરોયા સુત;
માલા બિચારી કયા કરે, જો ફેરન હાર કપૂત ?

(૩૯૭)

માલા તિલકતો ભેખ હય, રામ ભકિત કછુ ઓર;
કહે કબીર જીન પેહેરયા, પાંચો રાખો ઠોર.

(૩૯૮)

માલા તો મનકી ભલી, ઓર સંસારી ભેખ;
માલા પેહેરે મન સુખી, તો બોહારા કે ઘર દેખ.

(૩૯૩) તારા મનનું મથુ મુંડ, અને તારી ઇદ્રિઓની વિષય વાસનાંઓને તેમજ તારા ક્રોધ (ગુસ્સાઓ, હવસો) ને મુંડ યાને દાબી નાખ. જો તું મનને અને એ પાંચ ઈંદ્રિઓને તાબામાં રાખશે તો દુનિયાનાં બધ લોકો તારા ચેલા થઇ રહેશે.

(૩૯૪) હાથમાં માળા લીધી, કપાળે તિલક કીધું, ને સંન્યાસીનું ડોળ ઘાલ્યું; પણ સન્યાસીનો ધર્મ (ફરજ) તો પાંચે ઇંદ્રિઓની મજાહ અને વ્યાપારો, છોડી દેવાનાં છે, તે ધર્મ પાળવાનું તો તને ભાંન નથી, ને તેને બદલે તારા મનમાં મોજશોખના વિચારો ભરાઇ રહ્યા છે, તો પછી, માળા બિચારી તને ખુદાનો મેલાપ કેમ કરાવી આપે ?

(૩૯૫) એવી રીતે માથું બોડાવતાં બોડાવતાં તો આખો જન્મારો પુરો થયો, તોબી ખુદા તો મળ્યા નહિં; ખુદાને મળવાને માંગે નહીં ને ઇંદ્રિઓની મોજ ભોગવવા માંગે, તો પછી ખુદા બિચારા શું કરે ને તને કેમ મળે ?

(૩૯૬) લાકડાં કાપીને તેમાંથી દાણાં બનાવ્યા, ને સુતર પોઇને માળા બનાવી, પણ માળા ફેરવનારજ ખોટો, તો માળા બિચારી શું કરે ?

(૩૯૭) હાથે માળા ફેરવવી, માંથે તિલક કરવો એ સઉ બાહેરનો માત્ર દેખાવ છે, જ્યારે ખુદાની ભક્તિ કરવી એ બીજુજ કામ છે; કારણ કે ખરો સન્યાસી જેને થવું હોય, તેને તો પોતાની પાંચે ઈંદ્રિઓને તાબે કરવી જોઇએ.

(૩૯૮) માળા, જે સાધુલોકો તથા ધાર્મિક લોકો ગલાંમાં પહેરે છે તે, જો મનથી પેહેરવામાં તથા ફેરવવામાં આવે, તોજ ઉપયોગી, નહિં તો માત્ર દુનિયાદારીનાં બાવાનાં વેશ સમાન છે; કારણકે જો માત્ર માળા પેહેરવાથી હરી મળતા હોત તો વોહરાજીની દુકાનમાં બહુ માળાઓ ટાંગી હોય છે માટે ત્યાંજ ખુદા મળવો જોઇએ, પણ તેમ નથી.

(૩૯૯)

માલા મુજસે લર પરી, કાહે ફિરાવે મોહે;
જો દિલ ફેરે આપનાં, તો રામ મિલાવું તોહે.

(૪૦૦)

ભરમ ન ભાગા જીવકા, અનંત ધરાયે ભેખ;
સંત ગુરૂ સમજા બાહેરા, અંતર રહા અલેખ.

(૪૦૧)

તનકો જોગી સબ કરે, મનકો કરે ન કોય;
મનકો જોગી જો કરે, સો ગુરૂ બાલક હોય.

(૪૦૨)

મન મેલા તન ઉજલા, બગલા કપટી અંગ;
તાતે તો કઉવા ભલા, તન મન એકહિ રંગ.

(૩૯૯) કબીર કહે છે કે- માળા મારી સાથે ગુસ્સો કરીને બોલી કે, તું અમથો અમથો મને શાનો ચલાવ્યા કરે છે ? તું સાથે સાથે તારાં **મનને**બી ખુદાની યાદમાં ચલાવ ? જે કોઇ મારી સાથે સાથે, પોતાનાં **મનને** ખુદાની યાદમાં ચલાવે, તેને હું ખુદની મુલાકાત કરાવું, બીજાઓને કેમ કરાવું ?

(૪૦૦) ઘણાં ઘણાં વેશો બદલ્યા, પણ તારા જીવના ભ્રમો યાને ખોટા વેહેમો ગયા નહિં; તેથી સદ્‌ગુરૂ યાને તારા ઇષ્ટ દેવને તું બાહેર રહેલો સમજે છે, પણ તે તો તારી અંદરજ, નહિં પિછાણી શકાય તેમ રહેલો છે ! અર્થાત—ખુદા પોતાની બાહેરજ છે એવું ખોટું સમજીને, માણસ બાહેરની રીતભાતોમાં ફેરફાર કર્યા કરે પણ મનને પવિત્ર ન કરે, તો ખરો રસ્તો હાથ આવતો નથી.

(૪૦૧) જોગીનો વેશ પેહેરવો તે સઉ કોઈ કરી શકે, પણ મનને જોગી (યોગી) કોઇક જ કરી શકે છે, બધાથી તે થઇ શકતું નથી; જે ગુરૂ—મહાત્મા-જે બાળક સ્થીતીએ પહોચેલો હોય યાને જેને રાગ, દ્વેષ છોડી દીધો છે-તેજ મનને યોગી કરનારો મહાત્મા છે.

(૪૦૨) મનમાં મેલ ભરેલો હોય, ને શરીર માત્ર બાહેરથી ઉજલું હોય, તે તો પેલા કપટી બગલા પક્ષી જેવી વાત થઇ; તેનાં કરતાં તો કાગડો સારો, કે તેનું તનબી કાળું ને મનબી કાળું યાને તેનું અંદરનું અને બાહેરનું સ્વરૂપ એકજ હોય છે.

અર્થાત—બગલો જે સફેદ રંગનો પક્ષી છે ને જે નદિ યા સરોવરને કાંઠે રહે છે, તેને માટે કહે છે કે તે મોહોડેથી "રામ રામ" યાને "રામ રામ" ને મળતો અવાજ કાઢે છે, પણ તેનું કામ તો પગે માછલા પકડીને ખાવાનું હોય છે, ત્યારે કબીરનું કહેવું એમ સમજાય છે કે, એ પક્ષીનાં કરતાં તો કાગડો સારો, કે તેનું તનબી કાળું ને મનબી કાળું યાને જેવો તે કાળો છે તેવુંજ તેનું કામબી બધાંને ત્રાસ આપવાનું છે.

(૪૦૩)

કવિતા કોટી કોટ હય, સિરકે મુંડે કોટ;
મનકે મુંડે દેખ કર, તા સંગ લિજે ઓટ.

(૪૦૪)

માથાં મુંછ મુંડાય કે, કાયા ઘાટમ ઘોટ;
મનકો કાહે ન મુંડિયો, જામે સબહિ ખોટ ?



(૪૦૩) મોહડેથી કવિતા બોલનારા અથવા જ્ઞાનની વાતો કરનાર ઘણા હોય છે, ને માથાં બોડાવીને સન્યાસીનું ડોળ ઘાલનારાબી હજારો હોય છે, પણ જે કોઇએ મનને તાબે કીધું હોય તેનો આશરો તું લે, યાને મનને તાબે કેમ કરવું તે તેની પાસે શિખ.

(૪૦૪) માથું મુંછ વગેરે બોડાવીને તારી કાયાને કાંય અમસ્થી કદરૂપા કરે છે ? તારાં મનને કાંય નથી મુંડનો–કબજામાં રાખતો–કે જેની અંદરજ બધી ખામીઓ ભરેલી છે ?






(૪૦૫)

મન મેરા પંખી ભયા, જહાં તહાં ઉડ જાય;
જહાં જૈસી સંગત કરે, તહાં તૈસા ફળ ખાય.

(૪૦૬)

મન માતા મન દુબલા, મન પાની મન લાય;
મનકો જૈસી ઉપજે, મન તૈસા હો જાય.

(૪૦૭)

મન મરકટ બન બન ફિરે, કહું નેક ન ઠહેરાય;
રામ નામ બાંધા બિનાં, જીત ભાવે તિત જાય.

(૪૦૮)

મન મરકટ મન ચાતુરી, મન રાજા મન રંક;
જો મન હરજીકોં મિલે, તો હરજી મિલે નિઃશંક

(૪૦૯)

મન પંખી બિન પંખકા, લખ જોજન ઉડ જાય;
મન ભાવે તાકો મિલે, ઘટમેં આંન સમાય.

(૪૧૦)

સાત સમદ્રકી એક લહેર, ઓર મનકી લહેર અનેક;
કોઈ એક હરિજન ઉબરા, ડુબી નાંવ અનેક.

(૪૦૫) કબીર કહે છે કેઃ—મારૂં (માણસનું) મન એક પક્ષી જેવું છે, કે જે જ્યાં ગમે ત્યાં ફિકતું ફરે છે, અને જેવી સંગત કરે છે, તેવું ફળ તે પામે છે, એટલે કે જેવા વિચાર કરે છે, તેવો માણસ બની જાય છે.

(૪૦૬) **મનથી** માણસ મોટેલો બને છે; **મનથીજ** તે કુબલો બને છે; **મનથીજ** પાણી જેવો થંડો સ્વભાવ બને છે; ને **મનથીજ** અગિન માફક ગરમ સ્વભાવ થાય છે; યાને જેવું **મનમાં** આવે તેવું માણસ બની જાય છે.

(૪૦૭) માણસનું મન એક વાંદરા બરાબર છે, અને જેમ, વાંદરો કાંઈ પણ આંકોશ વગર જંગલે જંગલ કુદતો ફરેછે, ને જરા પણ ઠરીને બેસતો નથી; તેમજ મન, જરા પણ નેક વિચારમાં ઠરીને રહેતું નથી, અને જ્યાં સુધી એ મનને ખુદાપર ઠેરવેલું રાખીએ નહિ ત્યાં સુધી એ મન જ્યાં ગમે ત્યાં જયા કરવાનુંજ—

(૪૦૮) એ મન છે તેજ વાંદરો છે, તેજ ચતુરાઇ પણ કરનાર છે; **મનથીજ** માણસ રાજા બને છે, ને **મનજ** તેને ફકીર બનાવે છે; પણ મન જો ખુદાને મળવાને જાય યાને ખુદા ઉપર ચિત્ત ચોંટાડી રાખે તો ખુદા જરૂરજ તેને મળે.

(૪૦૯) મન પાંખ વગરનું પક્ષી છે, કે જે લાખો મેઇલ ઉપર ઉડી જાય છે, જે જે તેને પ્યારાં લાગે છે તેને તેને તે જઇ મળે છે, અથવા તો તે સર્વવ્યાપક થઇ, સઉને પોતામાં સમાવી દે છે.

(૪૧૦) એ મનની લેહરો એટલી તો સંખ્યાબંધ છે કે તેની આગલ, સાત દરિયાવોનાં પવનની લેહરો તો કઇ હિશાબમાં નથી; તેથી એ મન-સમુદ્રની લેહરોનાં સપાટામાંથી કોઇ એકાદ જણ જે ખુદાનો ભકત છે, તેનોજ મછવો બચવા પામી, પેલે પાર તરી જાય છે; બાકી બધાના મછવા ડુબી જાય છે.

૧૧

(૪૧૧)

મનકા બહોત રંગ હય, તલ તલ જૈસા હોય;
એકા રંગ જો રહે, તો કોટી મધે કોય.

(૪૧૨)

કબૂ મન ગગન ચઢે, કબૂ જાય પાતાલ;
કબૂં મન વરક્તા દિસે, કબુ પાડે જંજાળ.

(૪૧૩)

મનકી હારે હાર હય, ઔર મનકી જીતે જીત;
પરબ્રહ્મ જો પાઇયે, તો મનહિ હોય પ્રતિત.

(૪૧૪)

કબીર! મન તો એક હય, ભાવેં તહાં બિલમાંય;
ભાવે હરિ ભક્તિ કરે, ભાવે બિષે કમાય.

(૪૧૫)

કોટ કરમ પલમેં કરે, એ મન બિખ્યા સ્વાદ;
સત્ ગુરૂ શબ્દ માને નહિં, જનમ ગમાયા બાદ.

(૪૧૬)

કબીર! મન બિકારે પડા, ગયા સ્વાદકે સાથ;
ગુટકા ખાયા બજરકા, અબ કયું આવે હાથ?

(૪૧૧) મનનાં બહુ રંગ હોય છે, ને ઘડિ ઘડિમાં મનનો રંગ, તલના દાણાની માફક બદલાયા કરે છે; પણ જેનાં મનનો એકજ રંગ રહે યાને મનને કબજામાં રાખી પોતે ચાહે તેજ એક વિચારમાં મનને રોકી શકે, તેવો માણુસ તો કરોડોમાં એકાદજ હોય.

(૪૧૨) કોઇવાર મન આસમાને ચઢે, તો કોઇવાર તે પાતાલે જાય; કોઇવાર એવું દીસે કે જાણે તે દુનિયાની ચીજોમાંથી નિકળી ગયું, ને કોઇક વાર પાછું માણુસને સંસારની જંજાળોમાં સપડાવે.

(૪૧૩) આ ચીજમાં હાર થઇ છે, પેલી બાબદમાં જીત થઇ છે એ બધું જોશો તો મનનુંજ છે. અને એવી રીતે જ્યાં સુધી દુનિયાની માયામાં મન લાગેલું રહેશે, ત્યાં સુધી એ મનની હાર-જીત ચાલ્યાજ કરવાની; જ્યારે એ મન ખુદા ઉપર લાગે ત્યારેજ તેનું સમાધાન થવાનું, તે વગર કદીપણુ નહિં.

(૪૧૪) ઓ કબીર ! એ મન તો એક જ છે, પણુ જે જે ચીજ ઉપર તેને ભાવ યાને પ્રીતી થાય છે, તે તે ચીજો તે કરવાને જાય છે. ખુશીમાં આવે તો ખુદાની ભક્તિ કરે, અને નહિતો ઇંદ્રિઓનાં વિષયો (મોજ મજાહ) માંજ ચકચુર થઇ જાય.

(૪૧૫) એવી રીતે એ મન છે તે પળવારમાં કાંઇ કરોડો કરમ, ઈંદ્રિઓનાં સ્વાદથી કરી નાંખે છે; અને સદગુરૂએ કહેલી શિખામણુ પ્રમાણે નહિ ચાલી, પોતાનો જન્મ બરબાદ કરે છે.

(૪૧૬) કબીરનું કેહેવું એ છે કેઃ—મન, ઇંદ્રિઓના વિષયોનાં સ્વાદની પછવાડે જવાથી ઘણું વિકારી થઇ જાય છે, ને એટલું બેહકી જાય છે, કે પછી તેને પાછું તેમાંથી બાહેર કાઢવું, યાને આપણા હાથમાં રાખવું, બહુ મુશકેલ થઇ પડે છે.

(૪૧૭)

પહેલે સુખ ન જાનિયા, અબ કયું આવે હાથ;
પડ ગયા રાતા દુરા, બેપારીઓ સાથ.

(૪૧૮)

મન સુખ પર અસ્વાર હય, પેંડા કરે અનંત;
મનહિ પર અસ્વાર રહે, કો એક બિરલા સંત.

(૪૧૯)

કબીર ! મન મરતક ભયા, દુર્બલ ભયા શરીર;
પેંડે લાગા હરિ ફિરે, યું કહે દાસ કબીર.

(૪૨૦)

મન પાનીકી પ્રીતડી, પડા જો કપટી લોન;
ખંડ ખંડ હો ગયા, બહોર મિલાવે કૌન ?

(૪૨૧)

કાગદ કેરી નાવડી, ઔર પાની કેરા ગંગ;
કહે કબીર કૈસે ઉતરૂં, પાંચ કુસંગી સંગ.

(૪૧૭) પેહેલ્લાથીજ મનને કબજામાં રાખ્યું ન હોય, અને ઇંદ્રિઓના મોજ મજાહમાંજ તેને પડવા દીધું, તો તે એવા વેપારોમાં મશગુલ થઇ જાય છે, કે પાછું ફેરે કરી હાથ આવતું નથી.

(૪૧૮) દુનિયાંનાં સઉ લોકોને, મન પોતાની મરજી પ્રમાણે ચલાવે છે, અને તે મુજબ તરેહેવાર કર્મો કરાવે છે; કોઇબી તેને પોતાની મરજી પ્રમાણે ચાલતું કરી શકતું નથી. તેને (મનને) પોતાની મરજી પ્રમાણે ચાલતું કરી શકે, એવા જે હોય તે તો જવલેજ મળી આવતો કોઇક સાધુ પુરૂષ હોય.

(૪૧૯) ઓ કબીર! જ્યારે તારૂં મન મરી જાય, યાને બાહેર ભમતું અને ઇંદ્રિઓનાં ખેંચાણને વશ થતું અટકે ત્યારે તારૂં શરીર આસુદું થાય, ને ત્યારેજ મન, ખુદાને મળવાને માટે તૈયાર થયું છે એમ કહેવાય.

(૪૨૦) એ મનની મીસાલ છે, તે જેમ પાણી અને મિઠું (નીમક) હોય તેમ છે, યાને પાણીમાં મિઠું પડવાથી, જેમ અંદર પીગળી જઇને તેમાંથી મિઠું પાછું નિકળી શકતું નથી, તેમ મનને ઇંદ્રિઓનાં વિષયો (મોજ મજાહ) માં રાખવાથી તેમાં તે એવું તો ગરક થઇ જાય છે, કે તેને તેઓમાંથી પાછું કાઢવાનું કામ બહુજ મુશકેલ થઇ પડે છે.

(૪૨૧) કબીર કહે છે કે, મારો મછવો કાગજનો, ને મને તો ગંગા જેવી મોટી નદી પસાર કરવી છે, અને મારી સાથે પાંચ ખરાબ સાથીઓ લાગેલા છે, તો હું એટલા મોટા ભાર સાથે પેલે પાર કેમ જઇ શકીશ? અર્થાંત, માણસની જીંદગીનો નેમ ઘણી છેડે છે, અને તેનું શરીર તો થોડા વખતમાં ભાગી પડવાનું, ત્યારે આ પાંચ ઇંદ્રિઓના ખેંચાણમાંજ માણસ રહે, તો પેલા સુખી છેડાએ તે કેમ પુગી શકે?

(૪૨૨)

સાંધે ઇંદ્રિય પ્રબલકો, જેઇસેં ઉઠે ઉપાધ;
મન રાજા બેહેકાવતેં, પાંચો બડે અસાધ.

(૪૨૩)

કાયા દેવલ મન ધજા, બિષય લહેર ફિરાય;
મનકે ચલતે તન ચલે, તાકા સર્વસ્વ જાય.

(૪૨૪)

મન ચલે તો ચલને દે, ફિર ફિર નામ લગાય;
મન ચલતેં તન થંભ હોય, તાકા કછુ ન જાય.

(૪૨૫)

મન ગયા તો જાને દે, મત જાને દે શરીર;
બિન ચિલ્લે ચઢિ કમાંન, કિન બિધ લાગે તીર ?

(૪૨૨) મન એ ઇંદ્રિઓને ચલાવનાર રાજા છે, અને એ મનજ તેઓને બેહેકાવે છે, પણ તેનાં કહ્યાથી યાને મનમાં વિચાર આવ્યાથી, જો કોઇ પોતાની ઇંદ્રિઓને તે મુજબ ચાલવા દે છે તો, એ ઇંદ્રિઓ એવી મજબુત થઇ જાય છે કે તેઓ માણસને ગમે ત્યાં ઘસડી લઇ જઇને પાપોના કામો કરાવી દુઃખમાં ને આફતોમાં નાંખે છે; તથી કબીરની શિખામણ એ છે કે તું એ ઇંદ્રિઓને રોક રોક કરતો રેહ.

(૪૨૩) માણસનું શરીર તે દેવળ છે, અને મન તેની ટોંચ ઉપર ઉડતો વાવટો છે. જેમ પવનની લેહેરથી વાવટો ઉડયા કરે છે, તેમ પાંચો ઇંદ્રિઓને મજાહ આપનારી ચીજોથી મન "ઉડ ઉડ" થયા કરે છે; પણ તે મનનાં દોરવયા પ્રમાણે જેને પોતાનાં શરીરને કામે લગાડયું યાને મનમાં જેવા વિચારો આવે તેવાં કાંમો માણસ કર્યા કરે, તો તે માણસનું સઉ કાંઇ જતું રેહવાનું યાને તે દુઃખી થવાનો.

(૪૨૪) કબીર કહે છે કે, ઓ ભાઇ, તારૂં મન ચાલતું હોય, ને ચાલતું અટકાવી ન શકાય, તો તેને ચાલવા દે; પણ ફરી ફરીને તેને ખુદાના નામમાં લગાડીને અટકાવ. કારણ કે જેનું મન ચાલતું હોય, તોપણ જો શરીરને અટકાવતો રહે, યાને મનમાં વિચાર આવ્યો તેવું કામ કરતાં જો કોઇ અટકે, તેનું કાંઇ પણ જવાનું નથી.

(૪૨૫) તારૂં મન જાય તો જવા દે, પણ શરીરને મનનાં કહ્યા પ્રમાણે જવા દઇશ નહિ; કારણકે, જેમ ચિલ્લો ચઢાવ્યા વિનાંના તીરની કમાણ ખેંચવાથી, કોઇને પણ તે તીર લાગતા નથી તેમ, મનમાં વિચાર આવ્યા છતાં, જ્યાં સુધી માણસ તે કામ કરતો નથી, ત્યાંસુધી તેનું કંઇ જવાનું નથી, યાને તેને જાજું નુકશાન થતું નથી.

(૪૨ )

મચ મનતા મન માર રે, રાખો ઘટમેં ઘેહેર;
જબહિ ચાલે પુંઠ દે, તો અંકુશ દે દે ફેર.

(૪૨૭)

થા મન અટકયો બાવરો, રાખો ઘટમેં ઘેહેર;
મન મમતામે ગલ ચલે, તો અંકુશ દે દે ફેર.

(૪૨૮)

મેરા મન મકરંદ થા; કરતા બહુ બિગાર;
અબ સૂધા હો મારગ ચલા, હરિ આગે હમ લાર.

(૪૨૯)

મન મારી મેંદા કરૂં, તનકી પાડું ખાલ;
જીભ્યાકા ટુકરા કરૂં, જો હરિ બિન કાઢે સ્વાલ.

(૪૩૦)

મન દિયા ઉને સબ દિયા, મનકિ ગેલ શરીર;
તન મન દે ઉબરન ભયે, હરિકો દાસ કબીર.

(૪૨૬) એ તારૂં મન, જે "હું કરૂ", "હું ભોગવું" એવું "હું હું" કરી રહ્યું છે, તેને મારેલું રાખી તારાં શરીરમાંજ ઘેરીને રાખ, અને જેવું બાહેર જવા માંગે કે, જેમ હાથીને મહાવત, અંકુશ ભોકીને બીજી ગમ જતો અટકાવે છે, તેમ તું બી તારાં મનને અટકાવતો રહે, ને તેની મરજી પ્રમાણે જવા ના .

(૪૨૭) તારૂં મન, જે આવું બાવરૂં યાને અહિં તહિં ભમતું થઇ ગયું છે, તે જો બાહેર જતું જરા અટકે તો પછી તેને શરીરમાંજ ઘેરી રાખજે અને પાછું જેવું ઇંદ્રિઓનાં ખેંચાણમાં બાહેર ફરવા જાય કે તેને ફરી ફરીને અંકુશ ભોકીને, અટકાવવાની કોશેશ કરતો રહેજે.

(૪૨૮) કબીર કહે છે કે, મારૂં મન પણ એકવાર એવુંજ લુંટારા જેવું હતું, અને ઘણા ઘણા ખરાબ કામો કરતું હતું, પણ હવે તે શુદ્ધ થઇને, પવિત્રાઇનાં માર્ગે ચાલી રહ્યું છે, જેથી હવે ખુદા આગળ, અને હું (કબીર) તેની પાછળ રહું છું, યાને હવે મારા મનમાં ખુદાનોજ વિચાર રહેલો છે.

(૪૨૯) કબીર કહે છે કે, મેં મારા મનને મારી મારીને આટાની માફક મેંદો કર્યા કીધો, અને શરીરની ચામડી કાઢયા કીધી, ને મારી જીભ, ખુદા સિવાય જો બીજો કોઇ સવાલ કાઢે કે હું તેનાં ટુકડા કરી નાંખતો; સારાંશ કે, મેં મારી છએ ઈંદ્રિઓને દાબ દાબ કરીને અટકાવ્યા કીધી, ને ખુદા સિવાય બીજી કોઇ મોજ મજાહ ભોગવવા દીધી નહિં,

(૪૩૦) જેણે મન આપ્યું, તેણે સર્વ કાંઇ આપ્યું, અને મન આપ્યું એટલે શરીર પણ આપ્યું, યાને મનમાં ખરાબ વિચારો આવે તેને અટકાવ્યા નહિ, તો શરીર તે માફક કામ કરવાનુંજ; જે કોઇ પોતાનું તન મન તે સાહેબ (ખુદા) ને અર્પણ કરે, તો જેમ હું (કબીર) ખુદાનો દાસ બન્યો છું, તેમ તે માણસબી થશે, યાને જિંદગીનું સાર્થક કરી શકશે.

(૪૩૧)

જો તનમાંહિ મન ધરેં, મન ધર નિર્મલ હોય;
સાહેબસોં સનમુખ રહેં, તો ફિર બાલક હોય.

(૪૩૨)

તનકુ મન મિલતા નહિં, તો હોતા તનકા ભંગ;
રહેતા કાલા બોર જ્યું, ચઢે ના દુજા રંગ.

(૪૩૩)

કામ હય ત્યાં રામ નહિં, રામ નહિં ત્યાં કામ;
દેનો એક જા કય રહે. કામ રામ એક ઠામ ?

(૪૩૧) જે કોઈ પોતાનાં મનને શરીરમાંજ પકડી રાખે, અને તેમ મનને પકડી, પવિત્ર કરે, અને ખુદાની સનમુખજ તેને રાખે, તે માણસ પાછો બાળક જેવો નિર્દોષ થઈ જાય.—અર્થાત–મનમાં બુરા વિચારો આવવા ન દે, અથવા આવે તેને મારી હઠાડી મનને નેક વિચારમાં જે કોઇ રોકે, તે માણસનું મન પવિત્ર થઇ ખુદામાં રેહતું થાય, જેથી તે બાળક જેવો નિર્દોષ અને સુખી બની જાય.

(૪૩૨) જ્યાંસુધી માણસનું ખાકી (અસત) મન, તેનાં ઉચાં (સત) મન સાથે મળી જતું નથી, ત્યાંસુધી તેનું શરીર પડયાજ કરવાનું; અને તેનું (આ) ખાકી મન એળીયા જેવું કાળુંજ રેહવાનું, અને તેની ઉપર બીજો રંગ ચઢી શકવાનો નથી–અર્થાત–જ્યાંસુધી દુનિયવી વિચારોમાંજ માણસનું મન રોકાયલું રહે છે, ત્યાંસુધી તેને ઉંચ (મિનોઇ) જ્ઞાન આવી શકતું નથી. યાને માણસનું મન ખુદાપર લાગતું નથી, ત્યાંવેર તેનાથી યોગ થતો નથી યાને ઇશ્વર સાથે જોડાંણુ થઇ શકતું નથી.

(૪૩૩) જેનાં મનમાં ઈંદ્રિઓનાં ભોગ ભોગવવાનાં વિચારો રહેલાં હોય, તેનાં મનમાં ખુદા હોતો નથી, અને જ્યાં ખુદા નહિ, ત્યાં ઈંદ્રિઓનાં વિષયોનાં વિચારજ રહેલા હોય–કારણ કે, જેમ એકી વેળા એક જગ્યામાં બે ચીજ રહી શકતી નથી, તેમ **કામ** અને **રામ** બંન્ને એકી વેળા મનમાં કેમ રહી શકે? જ્યારે એક ચીજ દુર થાય, ત્યારે તેમાં બીજી ચીજ આવી શકે છે તેવીજ રીતે, જ્યારે મનમાંથી ઈંદ્રિઓની, મોજ મજાહના વિચારો દુર થાય ત્યારે તેમાં ખુદાનો વાસો થઇ શકે.

(૪૩૪)

હિરદા ભિત્તર આરસી, મુખ દેખા ન જાય;
મુખ તો તબહિ દેખીયે, જબ મનકી દુબધા જાય.

(૪૩૫)

ચંચલ મનવા ચેત રે, સુતો કયાં અજ્ઞાન;
જબ ધર જમ લે જાયગા, પડા રહેગા મ્યાંન.

(૪૩૬)

તનકા વેરી કો નહિં, જો મન શિતલ હોય;
તું આપાકોડાલ દે, તો દયા કરે સબ કોય.

(૪૩૭)

તન મન દિયા તો ભલી કરી, ડારા સિરકા ભાર;
કબ કહે જો મેં દિયા, તો બહોત સહેગા માર.

(૪૩૪) માણસનાં હૈયામાં (ખુદાની) આરસી છે, છતાં તેમાં ખુદાનું મોંહ માણસને દેખાતું નથી—પણ જ્યારે માણસના મનનું દવૈતપણું, યાને "હું અને ખોદા" જુદા છે એવી જુદાઈનું ભાંન નિકળી જાય-ત્યારે તેમાં ખુદા દેખાય.

અર્થાત-માણસના મનમાંથી જ્યારે દુનિયવી વાસના અને વિચારો જતા રહે, ત્યારે તેમાં ખુદાનો વાસો થઈ શકે, ને ખુદા દેખાય.

(૪૩૫) ઓ અસ્થીર ભટકતાં મન, તું ચેતી લે; અને અજ્ઞાનપણામાં ના પડી રહે; કારણ કે જ્યારે **જમ** તને પકડી લઇ જશે, ત્યારે તો આ તારૂં શરીર એક ખાલી ખોખાં જેવું પડી રહેશે, ને ત્યારે તારેથી કાંઇ બની શકવાનું નથી.

(૪૩૬) જો તારૂં મન સ્થિર અને શાંત થઇ, તારા કબજામાં રહેશે, તો પછી તારાં શરીરનો યાને તારો દુશમન કોઇજ નથી, ને તને દુઃખ થવાનું નથી. માટે ઓ માણસ ! તું તારા મનનાં ફાંટાઓને દાબીને "હુંપણું" છોડી દે, તો તરા સર્વ કોઇ મિત્ર બની જઇ, તારી દયા ખાશે, યાને તું સુખી થઇશ.

(૪૩૭) તેં જો તારાં તન અને મનને સારાં કામમાં લગાડયાં હોય યાને ખુદાને અર્પણ કીધાં હોય, તો તે ઘણું સારૂં કીધું; કારણકે તારા માથા ઉપરની ફરજના બોજો તેં કાઢી નાંખી હલકો કીધો, પણ તેમ કરતાં જો તું મગરૂરી લેશે, યાને એમ કહેશે કે "મેં કીધું" તો કર્યાનાં ફળ તને ચાખવા પડશે, ને ચાખવાને માટે ફરી ફરી જનમવું પડશે, ને જન્મયા-મરયાનાં દુઃખો ભોગવવાં પડશે, અને એ રીતે તું મોટો માર ખાશે.

(૪૩૮)

મન ઠહેરા તબ જાનિયેં, અનસૂજ સબે સુજાય;
જ્યું અંધિયારે ભવનમેં, દિપક બાર દિખાય.

(૪૩૯)

કબીર ! મન પરમોધ લે, આપહિ લે ઉપ દેશ;
જો એ પાંચો વશ કરો, તો શિષ્ય હોય સબ દેશ.

(૪૪૦)

મન કપડા મેલા ભયા, ઇનમેં બહોત બિગાર;
યે મન કૈસે ધોઇએ, સંતો કરો બિચાર ?

(૪૪૧)

સત ગુરૂ ધોબિ જ્ઞાન જલ, સાબુ સરજન હાર;
સુરત શિલાપર ધોઇએ, નિકસેં જોત અપાર.

(૪૪૨)

કબીર ! કાયાકેં ઝગો, સાંઇ સાબુન નામ;
રામહિ રામ પોકારતાં, ધોયા પાંચો કામ.

(૪૩૮) મન ઠરેલું છે યાને શાંત થયું છે, એવું ત્યારેજ જાણવું કે જ્યારે, નહિં સમજ પડે તેવી વાતો આપણને સમજ પડી જાય. જેમ અંધારી જગ્યામાં, બતિ લાવ્યાથી તે માંહેલી બધી ચીજો દેખાઇ આવે છે તેમ, મન જયારે શાંત પડે છે યાને જયારે તેમાંથી દુનિયવી વિચારો નિકળી જાય છે, ત્યારે ત્યાં જ્ઞાનનો પ્રકાશ થાય છે, અને ખુદા દેખાય છે.

(૪૩૯) ઓ કબીર ! તું તારાં મનને પારખી લે, અને મનથીજ સઘળાં પાપો થાય છે તે માટે તુંજ તારો ઉપદેશ લે. જયારે તું આ પાંચ ઇંદ્રિઓને તાબામાં રાખશે, યાને તેઓના ખેંચાણને વશ થતો અટકશે, ત્યારે તું એવો થશે કે બધાં લોકો તારા ચેલા થશે.

(૪૪૦) એ **મન-રૂપી** કપડું મેલું થયું છે, ને તેમાં ઘણાં રોગનાં બીયાં રહ્યાં છે ત્યારે એ મનને કેમ ધોઇએ તેનો વિચાર કરો, હે સાધુ પુરૂષો !

(૪૪૧) **સદ્‌ગુરૂ**, એ મનને ધોઇને સાફ કરવાવાળો છે, **બ્રહ્મજ્ઞાન** રૂપી પાણી વડે તે ધોવાય છે. અને તે માટે જે સાબુ જોઇએ તે **ખુદાનું નામ** છે, જેથી એ મનનાં જન્મો-જન્મનાં દોષો મટી જાય છે; અને ખુદાની સુરતનું ધ્યાન તે, એ મનને ધોવાનો પથ્થર છે, કે જેની ઉપર ધોતાં ધોતાં, એ મન સંપુર્ણ નિર્મળ થાય છે, અને પછી એમાં ખુદા દેખાય છે.

(૪૪૨) ખુદાનાં નામરૂપી સાબુથી એ શરીર ધોઇને સાફ કરો, "ખુદા ખુદા" પોકારતાં, એ પાંચે ઇંદ્રિઓ પવિત્ર થશે, એટલે કે તેઓ પોતે પોતાનાં વિષયો તરફ ખેંચાયા કરશે નહિં, પણ ફરજ બજાવતાં કે દયાનાં કામો કરતાં, વિષયોના સંગમાં તેઓને આવવું પડશે, તોબી વિષયોને ભોગવવાનો આવેશ યાને ઇચ્છા, તેઓમાં રહેશે નહિં.

(૪૪૩)

કબીર ! મન નિશ્ચલ કરો, ગોવિંદ કે ગુન ગાય;
નિશ્ચલ બિના ન પાઇયે, કોટીક કરો ઉપાય.

(૪૪૪)

ભક્ત દ્વાર હય સાંકડા, રાઇ દસમાં ભાય;
મનહિ જબ રાવત હો રહા, તો કયું કર શકે સમાય ?

(૪૪૫)

રાઇ બાતાં બિસવા, ફિર બિસનકા બિસ;
એસો મનવા જો કરે, તાહિ મિલે જગદિસ.

(૪૪૬)

મન ગોરખ મન ગોવિંદા, મનહુ ઔઘટ હોય;
જો મન રાખે જતન કર, તો આપે કરતા સોય.

(૪૪૭)

જબતક આસ શરીરકી, નિર્ભય ભયા ન જાય;
કાયા માયા મન તજે, ચોપટ રહા બજાય.

( ૪૪૩ ) ખુદાનાં ગુણ ગાઇ ગાઇને, અને ગુણ ગાવાનો લખ તેને લગાડી લગાડીને, મનને બીજા બીજા ખ્યાલો પર દોડી જતું અટકાવો. મન, બીજા બીજા ખ્યાલોપર દોડતું અટકયા વગર, તે કદીબી શાંત થવાનું નથી. એ સિવાયનાં બીજા કરોડો ઉપાયો કરશો, તે બધા ફોકટ જશે.

( ૪૪૪ ) ખુદાનો ભકત થવાનો યાને ખુદાને મળવાનો રસ્તો એટલો તો સાંકડો છે, કે રાઈનાં દશમાં ભાગ જેટલો નાનો તે છે, અને મન, તરેહવાર વિચારોનો જથ્થો એકઠો કરીને, પર્વત જેવું મોટું થઇ જાય, તો પછી એવા સાંકડા દરવાજામાં તે કેમ દાખલ થઈ શકે ?

( ૪૪૫ ) રાઇનાં દાણાનો વિશમો ભાગ કરો, ને એ વિશમાંનો વિશમો ભાગ કરો; એ વિશમાંનાં વિશમાં ભાગ જેટલું નાનું મન જે કોઇ કરી શકે, તેને ખુદા મળે, એટલે કે ઈંદ્રિઓનાં સર્વ વિષયોના સર્વ વિચારો જેનાં જતા રહ્યા હોય, અને એ પ્રમાણે મનનું "**મનપણુ**" એટલે વિચારવાપણું જતું રહ્યું હોય, તેને ખુદાની મુલાકાત થાય.

( ૪૪૬ ) **મન** મહાત્માઓને દરજ્જે પોહોંચી શકે છે, **મન** ખુદાને દરજ્જે પુગી શકે છે; ને **મનજ** આખી સૃષ્ટિ બની શકે છે, જો એ મનને કોઇ સાચવી સાચવીને રાખે તો એ **મનજ** ખુદારૂપ થઇ જાય.

( ૪૪૭ ) જ્યાંસુધી મનને, પોતાનાં શરીરનો ખ્યાલ રહે છે, એટલે કે આ શરીર તે "હું છું" એવો ખ્યાલ થયા કરે ત્યાંસુધી તે કદીબી નિર્ભય થતું નથી, યાને શાંત પડતું નથી; જ્યારે મનમાંથી, શરીરનાં અને માયાના એટલે કે ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાનાં વિચારો નિકળી જાય, ત્યારે તે મનને બીજો (ઉંચ) દરવાજો દેખાય છે.

(૪૪૮)

મન રાજા મન રંક હૂય, મન કાયર મન સુર;
સુન્ય શિખરપર મન રહે મસ્તક આવે નુર.

(૪૪૯)

તેરી જોતમેં મન ધરે, મન ધર હોય પતંગ;
આપા ખોયે હરિ મિલે, તુજ મિલ્યા રહે રંગ.

(૪૫૦)

દોરી લાગી ભય ગયા, મન પાયે વિશ્રામ;
ચિત્ત ચોંતા હરિ નામસોં, મિટ ગયા સબહિ કામ.

(૪૫૧)

યે મન હરિ ચરને ચલા, માયા મોહસેં છુટ;
બે હદ માંહિ ઘર કિયા, કાલ રહા શિર કુટ.

( ૪૪૮ ) જેવું જેવું મન, તેવી તેવી હાલત; ગરીબ થઇએ કે રાજા થઇએ તે મનને લીધે; હિચકારા થઈએ કે હિંમતવાન લડવૈયા થઇએ તે મનને લીધે; અને કોઇબી વિચાર કર્યા વગરનાં થઇએ તેબી મનને લીધે; એટલેકે ખુદા સિવાય બીજી કોઇ પણ ચીજનું નામ નિશાણ, આકાર, વગેરે સર્વ કાંઇ મનમાંથી જતાં રહે યાને મન ગોયા સુન્ય જેવું થઇ જાય, ત્યારે તેમાં ખુદા દેખાય.

( ૪૪૯ ) તારી જોત એટલે ખુદાનો અંશ જે તારા શરીરમાં છે, તેમાં, જો તું તારા મનને રોકે, અને મનને ત્યાં લગાડીને તું ઉડતા પતંગ જેવો થાય, તો તારૂં "હુંપણું" જશે, અને "હુંપણું" જાય તો પછી તારૂં પોતાનું ખરૂં સ્વરૂપ તું જોઇ શકશે યાને ખુદા સાથે તું એકત્ર થઈ શકશે.

( ૪૫૦ ) મન ખુદાને મળ્યું કે બીજા બીજા ખ્યાલોપર દોડી જવાની તેની ટેવ છુટી જશે, અને પોતે પોતામાંજ આસાયશ લઇને રહેશે. અને ખ્યાલ પછીનાં ખ્યાલો છુટી ગયા કે, તુંને જન્મ પછીનાં જન્મ લેવાનાં બી છુટી જશે, અને એમ તારો ભવ ભય દુર થશે, ને તારી સર્વે ફરજોનોબી છેડો આવી જશે; કેમકે ખુદાનાં નામમાં ચોંટી બેઠેલા મન ( માણસ ) ને કોઈબી ફરજ હોતી નથી, તેણે પોતાનાં કર્મોને બાળી નાખ્યાં છે એટલે તેને બંધણકર્તા કાંઈ રહ્યું નથી.

( ૪૫૧ ) કબીર કહે છે કે–એવીજ રીતે, મારૂં મન દુનિયાની માયામાંથી છુટું થયું છે, તે હવે ખુદાના ચરણેજ જઈ રહ્યું છે, ને પોતાનો વાસો હદમાંથી છોડીને, બેહદમાં કીધો છે યાને ખુદામાં કીધો છે, તે જોઇને **જમરાજા** પોતાનું માથું કુટવા પડયો છે, કે હવે શિકાર હાથમાંથી ગયો, કારણકે હવે હું જન્મ–મરણની પેલી મેર ગયો છું.

(૪૫૨)

યે મન થાકી થીર ભયા, પગ બિન ચલે ન પંથ
એકજ અક્ષર અલેખકા, થાકે કોટી ગ્રંથ.

(૪૫૩)

મેરા મન સુમરે રામકો, મનમે રામ સમાય;
મનહિ જબ રામ હો રહા, તો શિશ નમાવું કાય?

(૪૫૪)

તું તું કરતા તું ભયા, તું માંહે રહે સમાય;
તું માંહિ મન મિલ રહા, અબ મન અંત ન જાય.

(૪૫૫)

તું તું કરતા તું ભયા, મુંજમે રહિ ન "હું";
વારી ફેરૂ નામ પર, જીત દેખું તિત "તું".;

(૪૫૨) એ મન, વિષય વાસનાઓથી ઉપજતાં દુઃખો ખમી ખમીને, મોજ મજાહની ઇચ્છાઓ કરતું હવે અટક્યું છે. વિષયોમાં સુખ છે, એવી એની આગલી ખાત્રી જતી રહી છે, તેથી હવે તે વિષયોના વિચાર કરતું નથી. હવે એ મન ખુદાને મળવાનું "ઓંકાર" રૂપી એકાક્ષરી મંત્ર જપવા પડયું છે, કે જે મંત્રના ફળ આગળ કરોડો ગ્રંથ ભણ્યાનું ફળ, બિશાદ વગરનું છે.

(૪૫૩) મારૂં મન હવે તો ખુદાનેજ યાદ કરે છે, અને તેમાં ખુદાનો વિચારજ રહેલો છે, ને બીજો કોઇ વિચાર રહ્યો નથી. મન ખુદારૂપ થયું છે, અને એ પ્રમાણે જ્યારે મન પોતેજ ખુદારૂપ બની ગયું છે, ત્યારે હું માથું કોણને નમાવું?

(૪૫૪) "હું નથી" પણ "તું છે" એમ બોલતાં બોલતાં, યાને "ખુદા ખુદા" કર્યાથી, વિચાર્યાથી, ખુદામાં મન રેહવા લાગે છે, અને મનજ ખુદારૂપ થઇ જાય છે, તે પછી મન કદી છુંટું વિખુંટું પડતું નથી, કારણકે તે પોતાનાં સુખી છેડે પુગી ગયું.

(૪૫૫) "તું તું" કરતાં કરતાં, યાને "ખુદા ખુદા" કરતાં, મારામાં "હુંપણું" રહ્યું નહિં, પણ જ્યાં જોઉંછું ત્યાં "તું ને તું" યાને ખુદાજ દેખાય છે માટે હું કબીર તારા (ખુદા) નામ પરથી ફીદા થાઉછુ યાને (ઓવરાઇ જાઉછું) કે તે જપવાથીજ આ મહાંન સુખ પ્રાપ્ત થાય છે.






(૪૫૬)

શબ્દ શબ્દ કહા કરો, શબ્દકે હાથ ન પાંવ;
એક શબ્દ ઓખડ કરે, એક શબ્દ કરે ઘાવ.

(૪૫૭)

એક શબ્દ સુખ રાસ હય, એક શબ્દ દુઃખ રાસ;
એક શબ્દે બંધન કટે, એક શબ્દે પરે ફાંસ.

(૪૫૮)

એક શબ્દ સુ પ્યાર હય, એક શબ્દ કુ પ્યાર;
એક શબ્દે સબ દુશમન, એક શબ્દે સબ યાર.

(૪૫૯)

શબ્દ ઐસા બોલિયે, તનકા આપા ખોય;
ઔરનકોં શિતલ કરે, આપનકો સુખ હોય.

(૪૬૦)

શિતલ શબ્દ ઉચ્ચારિયેં, અહમ આનિયેં નાહિં;
તેરા પ્રીતમ તુંજમેં બસેં, દુશમન બી તુંજ માંહિં.

(૪૬૧)

જે શબ્દે દુઃખ ના લગેં, સોહિ શબ્દ ઉચ્ચાર;
તપ્ત્ મિટી શિતલ ભયા, સોહિ શબ્દ તત્સાર.

(૪૫૬) અમરથા શબ્દો બોલ્યા શું કરો છો, શબ્દને કાંઇ હાથ ને પગ હોતા નથી, છતાં એક શબ્દ દવા માફક માણુસને આરામ કરે છે, જ્યારે બીજો (એક) શબ્દ સામાંને જખમ કરી દુઃખ ઉપજાવે છે.

(૪૫૭) એક શબ્દ સુખથી ભરપુર હોય છે, ત્યારે બીજો શબ્દ દુઃખથી ભરેલો હોય છે; એક શબ્દ માણુસની મુશકેળીઓ ટાળે છે, જ્યારે (બીજો) એક શબ્દ તેને ગળે ફાંસી નાંખે છે.

(૪૫૮) એક શબ્દમાં પ્યાર ભરેલો હોય છે; ત્યારે (બીજો) એક શબ્દ ધિક્કારથી ધમધમી રહ્યો હોય છે; એક શબ્દથી બધા લોકો આપણા દુશમન બને છે, જ્યારે બીજો શબ્દ સઉને આપણા મિત્ર કરી દે છે.

(૪૫૯) (ત્યારે) કબીર કહે છે કે;–તારૂં "હું પણું" છોડી દઇને તું એવા શબ્દ બોલ, યાને એવું બોલવાની ટેવ રાખ, કે જેથી સાંમો ધણીઓ રાજી રાજી રહે, ને તુંનેબી સુખ આવ્યા કરે.

(૪૬૦) મિઠા શબ્દ બોલવા, ને મગરૂરી જરાએ કરવી નહી; કાંય જે આપણા મિત્રો તથા શત્રુઓ આપણાં બોલમાંજ રહેલા છે.

(૪૬૧) શબ્દ એવા બોલવા, યાને વાત એવી કરવી કે જેથી કોઇનેબી દુઃખ લાગે નહિ, તથા ગુસ્સો આવે નહિ, પણ બધાંને શાંતિ થાય એવુંજ બોલવામાં ખરો સાર છે.

(૪૬૨)

શબ્દ સરિખા ધન નહિં, જો કોઇ જાને બોલ;
હિરા તો દામે મિલે, પર શબ્દ ન આવે મોલ.

(૪૬૩)

કઠન બચન બિખસેં બુરા, જાર કરે સબ છાર;
સંત બચન શિતલ સદા, બરખે અમરત ધાર.

(૪૬૪)

કઉવે કિસકા ધન હરા, કોયલ કિસકો દેત ?
મિઠા શબ્દ સુનાયકે, જગ અપના કર લેત.

(૪૬૫)

મિઠા સબસે બોલીયે, સુખ ઉપજે કછુ ઓર;
એહિ વશીકરન મંત્ર હય, તજીયે બચન કઠોર.

(૪૬૬)

ગમ સમાંન ભોજન નહિં, જો કોઇ ગમકો ખાય;
અમરિખ ગમ ખાઇયાં, દુરવાસા વિર લાય.

(૪૬૭)

જીભ્યા જીને વશ કરી, તિને વશ કિયા જેહાંન;
નહિંતો અવગુન ઉપજે, કહે સબ સંત સુજાન.

(૪૬૨) જો કોઇ બોલી જાણનો હોય તો બોલી યાને (મિઠી) વાંણી જેવું માણસનું એકે ધન યાને શક્તિ નથી; કારણકે દામ ખરચો તો હિરોબી મળી શકે છે, પણ નેક વચનનું તો મુળજ નથી.

(૪૬૩) કડવા અને સખત્ બોલો, ઝેહેરથીબી બુરા છે, જે શબ્દો બધાંને બાળી જાળી નાખે છે; તેથી જેઓ સાધુપુરૂષ છે, તેઓ હમેશાં મિઠા વચનો બોલીને, અમરતનાં ધારની પેરે સઉને સુખ ઉપજાવે છે.

(૪૬૪) કાગડો આપણું શું ધન ચોરી લઇ જાય છે, કે તેનાથી આપણે કંટાલીયે છીએ ? ને કોયલ શું આપણને આપી દે છે, કે આપણે તેનાંથી રાજી થઇએ છીએ ? પણ, કબીર કહેછે કે એ સઉ સઉની બોલીથીજ માત્ર થાય છે. અર્થાત-કાગડાની માફક માથું દુખવનારા માણસોને કોઇ ચહાતું નથી, જ્યારે કોયલ જેવા મિઠું બોલનારાઓ પોતાની બોલીથી સઉ કોઇનાં દિલ જીતી લે છે.

(૪૬૫) તું સઉ સાથે મિઠું મિઠું બોલ, તેના જેવું સુખ ઉપજાવનાર કાંઇ નથી; એ સઉનાં દિલ જીતી લેવાનું મંત્ર છે, માટે તું કડવા સખુનો બોલવાનું છોડી દે.

(૪૬૬) ગમ ખાવું, યાને સાંમો ધણી અપમાન કરે યા દુઃખ આપે તે શાંતપણે ખમીને બેસવું, એનાં જેવું ભોજણ એકે નથી; અમરીશ જેવા અસિલ પુરૂષ, રાજા હોવા છતાં, દુર્વાસા જેવા અયોગ્ય નરનો સખ્ત ઠપકો અને શ્રાપ, મુંગે મોહોંડે સહન કરી જઇ સાંમો હાથ જોડીને ઉભો રહ્યા, જેથી દુર્વાસાને નુકશાન થયું, જ્યારે અમરીશ રાજાને સુખજ મળ્યું તેમ, જે કોઇ બીજાનું બોલવું, ગમે એવું હોય, છતાં તે સહન કરી જાય, ને સાંમો જરાએ વાંકો શબ્દ નહિ બોલે, તે માણસ ખરો સુખી થાય.

(૪૬૭) જે પોતાની જીભને વશ કરે, તે આખી જેહાંનને જીતી શકે છે; પણ જે જબાંને કાબૂમાં રાખતો નથી, તેને દુઃખ ઉપજ્યા કરવાનું, એવું સાધુપુરૂષોનું કેહેવું છે.

(૪૬૮)

શબ્દ શબ્દ બહુ આંતરા, સાર શબ્દ ચિત દેય;
જો શબ્દે હરિ મિલે, સોહી શબ્દ ગ્રહિ લેય.

(૪૬૯)

શબ્દ બહોત હિ સુન્યા, પર મિટા ન મનકા મોહ;
પારસ તક પહોતા નહિં, તબ લગ લોહાકા લોહ

(૪૭૦)

શબ્દ હમારા સત્ હય, તુમ મત જાય સરક;
મોક્ષ મુકત ફલ ચાહો, તો શબ્દકો લેઓ પરખ.

(૪૭૧)

શબ્દ મારે મર ગયે, શબ્દે છોડા રાજ;
જીને શબ્દ વિવેક કિયા, તાકા સરિયા કાજ.

(૪૭૨)

શબ્દ શબ્દ સબ કોઇ કહે, વોહ તો શબ્દ વિદેહ;
જીભ્યા પર આવે નહિં, નિરખ પરખ કર લે.

(૪૬૮) શબ્દ, શબ્દમાં ઘણો ફરક હોય છે, માટે કબીર કહેછે કે, હું હવે (ગુપ્ત) શબ્દ કહુંછું તેપર ધ્યાન લગાડો, ને મારા કહેલા શબ્દોમાં જે શબ્દથી ખુદા મળે છે, તે શબ્દને તમો પકડી રાખો.

(૪૬૯) એવા (બીજા) શબ્દો તો ઘણાંએ મેં સાંભળ્યા પણ મારા મનનું અજ્ઞાનપણું ગયું નહિં; કારણકે, જ્યાસુધી લોઢાંને પારસમણિ મળતો નથી, ત્યાંવેર તેનું સોનું થતું નથી પણ તે લોઢું ને લોઢુંજ રહે છે, તેમ જયાં સુધી ખરો (ગુપ્ત) શબ્દ શું છે, તેનું જ્ઞાન માણસને થતું નથી, ત્યાંસુધી તેને ખુદા મળી શકતો નથી.

(૪૭૦) કબીર કહેછે કે:—મારાં વચનો સત્ય છે, તેને મનમાંથી દુર કરતા ના; પણ જો તમે મુક્તિ મેળવવા ચહાતા હોવો તો, મારાં વચનોપર ધ્યાન લગાડી તેને પારખવાની તજવીજ કરો, યાને તે મુજબ ચાલવાને પ્રયત્ન કરો.

(૪૭૧) એ (ગુપ્ત) શબ્દનો સાર મેળવવા જતાં, ઘણાઓ મરી ગયા છે, ને ઘણાએ પોતાનાં રાજપાટ છોડી દીધાં છે; જેણે તે શબ્દ જાણ્યો ને તે મુજબ જીંદગીમાં અમળ કીધો તેનુંજ કામ સફળ થયું છે.

(૪૭૨) શબ્દ શબ્દ કરી સઉ કોઇ બોલે છે, પણ તે (ગુપ્ત) શબ્દનો કાંઇ આકાર નથી, ને તે શબ્દ કાંઇ જીભથી ઉચરાતો નથી, તે તો માત્ર જોઇને પારખવાનો છે.

(૪૭૩)

શબ્દ બિનાં સુરતા આંધલી, કહો કહાં કોં જાય;
દ્વાર ન આવે શબ્દકા, ફિર ફિર ભટકા ખાય.

(૪૭૪)

એક શબ્દ ગુરૂ દેવકા, તાકા અનંત બિચાર,
થાકે મુનીજન પંડિતા, બેદ ન પાવે પાર.

(૪૭૫)

બેદ થકે બ્રહ્મા થકે, થકિયા શંકર સેષ;
ગિતાકોંબી ગમ નહિં, જહાં સદગુરૂકા ઉપદેશ.

(૪૭૬)

પરખો દ્વારા શબ્દકા, જો ગુરૂ કહે બિચાર;
બિના શબ્દ કછુ ના મિલે, દેખો નયન નિહાર.

(૪૭૭)

હોઠ કંઠ હાલે નહિ, જીભ્યા ન નામ ઉચ્ચાર;
ગુપ્ત શબ્દ જો ખેલે, કોઇ કોઇ હંસ હમાર.

(૪૭૮)

લોહા ચુંબક પ્રીત હય, લોહા લેત ઉઠાય;
અસા શબ્દ કબીરકા, કાલસે લેત છોડાય.

(૪૭૩) તે શબ્દ વગર, માણસનું મન આંધળુંજ રહે છે, તેથી તેને કહાં જવું ને કયો રસ્તો લેવો તેની ખબર પડતી નથી; અને તે શબ્દનો દરવાજો નહિં મળવાથી, તે બિચારો ફોકટનો ભટકી ભટકીને ખુવાર થાય છે.

(૪૭૪) સદ્‌ગુરૂ માત્ર એકજ શબ્દ (મંત્ર) આપે છે, પણ તેમાં પાર વગરનો ભેદ સમાયલો હોય છે, કે જેને મોટા મુનીઓ અને પંડિતો (જેને ગુરૂ મળ્યા નથી તેઓ) શોધતાં શોધતાં ઠાકી ગયા છે, ને જેનો ભેદ, વેદ (શાસ્ત્ર) માત્ર વાંચવાથી યા ભણવાથી મળી શકતો નથી.

(૪૭૫) જ્યારે સદ્‌ગુરૂ પોતાના ચેલાને દિક્ષા આપે છે ત્યારે તેને એ શબ્દનો ઉપદેશ સમજાવે છે, તે સિવાય કોઇથીબી તેનો ભેદ સમજી શકાતો નથી.

(૪૭૬) સદ્‌ગુરૂ વિચાર કરીને જે મંત્ર આપે તે ગુરૂમંત્રનો દરવાજો તું પારખ, જે સમજ્યાથીજ ખુદા મળે છે, તે મંત્ર જ્યાંસુધી મળે નહિ ત્યાંસુધી તને કાંઇ મળવાનું નથી, માટે આંખ ઉઘાડીને તું જો. અર્થાત–સદ્‌ગુરૂ જે બોધ આપે છે તે પ્રમાણે ચાલવાથી ખુદા મળે છે. માટે વિવેક બુદ્ધિથી ગુરૂનાં વચન પ્રમાણે આચરણ કરવો.

(૪૭૭) તે (ગુપ્ત) શબ્દ એવો છે, કે તે બોલવાને માટે હોઠ યા ગળું હલાવવું પડતું નથી, ને જીભે પણ તેનો ઉચ્ચાર થતો નથી એવો એ ગુપ્ત શબ્દ છે કે તે કોઇ કોઇજ હંશ યાને સાધુપુરૂષનેજ તેનું જ્ઞાન થાય છે.

(૪૭૮) લોહચુંબકનું આકર્ષણ લોઢાંનેજ થાય છે, તેમ જે કોઇ યોગ્ય પુરૂષ હશે તેનેજ આ મારા કબીરના શબ્દોનું ખેંચાણ થશે, અને તેમ થશે ત્યારેજ તે માણસ કાળના હાથમાંથી છુટી શકશે.




(૪૭૯)
કહેતા હય પર કરતા નહિં, મુંહકા બરા લબાર;
કાલા મુંહ લે જાયગા, સાહેબ કે દરબાર.

(૪૮૦)
કથની કથી તો કયા ભયા, કરની નહિં કરાય ?
કાલબુતકા કોટ જ્યું, દેખત હિ દેહ જાય.

(૪૮૧)
કહેના મિઠી ખાંડસી, કરના બિખકી લોય:
જ્યું કહેની ત્યું રહેની રહે, તો બિખકા અમરત હોય.

(૪૮૨)
જસી બાંની મુખ કહે, તૈસી ચાલે નાહિં;
મનુષ્ય નહિં એ સ્વાન હય, બાંધે જમપુર જાહિં.

(૪૮૩)
કથની બકની છોર દે, રહેની સે ચિત્ત લાય;
નિરખી નિર પીયેં બિનાં, કબહુ પ્યાસ ન જાય.

(૪૮૪)
કથતે બકતે પચ ગયે, મૂરખ કોટ હજાર;
કથની કાચી પર ગઈ, રહેની રહિ સો સાર.

(૪૭૯) જે કોઇ જેવું બોલે તેવી રીતે ચાલે નહિં, તે માણસ મોઢાંનો અમસ્થો લબાસખોરો યાને જુઠો કહેવાય; ને તેવા માણુસને, કબીર કહે છે કે, ખુદાની દરબારમાં કાળું મોંહ લઇને જવું પડશે.

(૪૮૦) મોઢાંની સારી સારી માત્ર વાતો કરે, તેથી શું થાય? જેવું બોલે તેવું કરી ન દેખડાવે યાને તેવી રીતે જીંદગીમાં અમલ ન કરે, તો તેની જીંદગી એક છાયા સમાંન જ છે, કે જે જોતાં જોતાંમાં જળે નહિ થઇ જાય છે.

(૪૮૧) મોઢેથી ઘણું મિઠાસ ભરેલું બોલે પણ કરણી તો ઝેહેર જેવી હોય; પણ જે બોલે તેવું કરી બતાવે યાને જીંદગીમાં તે મુજબ અમલ કરનારો હોય, તે માણુસ ઝેહેરનું અમરત કરી શકે છે. સારાંશ કે, જેવી નેક વાણી મોહોડેથી કહાડે, તેવી નેક કરણી કરે, તે માણસજ બીજાને સુખ આપી શકે છે.

(૪૮૨) એથી ઉલટું, જેવું મોઢે બોલે તેવું આચરણુ નહિં કરે તે માણુસ નહિ, પણુ કુતરોજ છે, અને તે જમના હાથમાં સપડાયા કરવાનો, યાને દુઃખી થયા કરશે.

(૪૮૩) ત્યારે કબીર કહે છે કેઃ–તું માત્ર બોલવા બકવાનું છોડી દે, ને ધ્યાન રાખ માત્ર કરણી ઉપર, યાને નેક કામો કરવા માંડ, કારણુ કે જેમ પાણીને માત્ર જોવાથી તરસ મટતી નથી, તેમ નેક કરણી કીધા વગર માણુસ નેક બની શકતો નથી, ને સુખી થઇ શકતો નથી.

(૪૮૪) એવો મોઢાંનો ખાલી પટપટારો કરી કરીને, કાંઇ હજારો ને કરોડો મુર્ખાઓ પોતાનો દિન ગુમાવી ગયા છે; કારણુકે માત્ર મોઢાંની વાત કાંઇ કામ આવતી નથી, પણુ તેની સાથે સાથે કરણીબી તેવી નેક હોય, ત્યારેજ દુનિયામાં માણુસનું નામ અમર થઇ જાય છે.

(૪૮૫)

જૈસી બાંની મુખ કહે, તૈસી ચાલે ચાલ;
સાહેબ સંગ લાગા રહે, તબહિ હોય નેહાલ.

(૪૮૬)

કથની કથે સો પુત હમારા, બેદ પઢે સો નાતી;
રહેની રહે સો ગુરૂ હમારા, હમ હય તાકે સાથી.

(૪૮૭)

કુલ કરની છુટે નહિ, જ્ઞાનહિ કથે અગાધ;
કહે કબીર તા દાસકોં, મુંખ દેખે અપરાધ.

(૪૮૮)

રહેની કે મેદાનમેં, કથની આવે જાય;
કથની પિસે પિસનાં, રહેની અમલ કમાય.

(૪૮૯)

એહરનકી ચોરી કરે, કરે સુઇ કો દાંન;
ઉંચા ચઢ કર દેખતે, કેતિક દૂર વિમાંન ?

(૪૮૫) જેવી (નેક) વાંણી મોઢાંમાંથી નિકળે, તે પ્રમાણે જે કોઇ ચાલ ચલાવે, અને ખુદાને હાજર નાજર જાણી, હંમેશાં રાસ્તીજ અખત્યાર કરે, યાને સત્યનેજ માર્ગે ચાલે, તે માણસ ખરો સુખી થાય, ને પાર પડી જાય.

(૪૮૬) કબીર કહે છે કેઃ—મોઢેથી જે કોઇ વાતો કર્યા કરે, તે તો મારા છોકરા જેવો (નાદાંન) છે, જે કોઇ વેદ વગેરે પુસ્તકો માત્ર વાંચી જાણે, તે માત્ર એક નાતીલો છે યાને સાધારણ માણસ છે, પણ જે કોઇ જેવું બોલે યા વાંચે, યાને શાસ્ત્રનાં શિક્ષણ કહી સંભલાવતો હોય તે મુજબ જીંદગીમાં અમલ કરતો હોય, તે મારો ગુરૂ છે, અને હું તેને ચેલો છું.

(૪૮૭) જેની બધી બદફેલીઓ ગઇ નથી, છતાં જે અમસ્થો મોટી મોટી જ્ઞાનની વાતો કર્યા કરે, તે માણસનું મોઢું તમે જુવો તો પાપથી ભરેલુંજ દેખાશે. સારાંશ કે, ઘણું ઘણું જ્ઞાન લેવા છતાં જે કોઇ પોતાની કરણી સુધારતો નથી, યાને કેહે તેવું કરતો નથી, તે માણસ પાપો કર્યા જાય છે.

(૪૮૮) આ જીંદગીમાં મોઢાંમાંથી (શિખામણની) વાતો ઘણી કરાય છે, પણ એ બધી વાતો જતી રહે છે; કારણ કે મોઢાંનું બોલવું તે દળણું દળવા બરાબર છે, યાને તે બધું નિર્થક છે; માત્ર કરણીજ સરસાઇ ભોગવી શકશે.

(૪૮૯) એરણ જેવા મોટા લોખંડના કટકા ચોરી કરે, ને સોય જેટલી નાની ખેરાત કરે, ને ઉંચે ચઢીને જુએ કે હવે મારૂં બેહેસ્ત (સ્વર્ગ) કેટલુંક દૂર છે? અર્થાત, અપ્રમાણિકપણે માલમતા ભેગી કરે ને પછી તે માંહેથી થોડુંક ધર્મદાંન કરે કે મને મુવા પછી સ્વર્ગ મળે એવું માંગે તે કેમ બની શકે?

(૪૯૦)

મનમાંહિ ફુલા ફિરે, કરતા હું મય ધરમ;
કોટ કરમ સિરપે ધરે, એક ન ચિને બ્રહમ.

(૪૯૧)

તિરથ ચલા નહાંનેકો, મન મેલા ચિત ચોર;
એકહુ પાપ ન ઉતારા, લાયા મન દસ ઓર.

(૪૯૨)

નાહે ધોયે ક્યા ભયો, મનકો મેલ ન જાય;
મિન સદા જલમેં રહે, ધોવે કલંધ ન જાય.

(૪૯૩)

જૈસી કરની આપકી, તૈસા હિ ફલ લે;
કુંડે કરમ કમાય કે, સાંઇયાં દોષ ન દે.

(૪૯૪)

રામ જરૂખે બેઠકે, સબકા મુજરા લેત;
જીનકિ જૈસી ચાકરી, તિનકો તૈસા દેત.

(૪૯૦) થોડુંક ધર્મદાંન કરી, પોતાનાં મનમાં ફુલાયા કરે કે હું ખેરાત કરૂંછું, પણ ધર્મને બદલે, કબીર કહે છે કે, કાંઇ કરોડો કરમો કર્યો જાય, ને માથાંપર પાપનો ટોપલો વધારતો જાય, તેનો તો કાંઇ વિચારજ નહિં, અર્થાત-દુનિયાંનાં વેહવારમાં અપ્રમાણિકપણે ચાલ્યા કરે, તો દાંનધરમ કીધાથી શું વળે? યાને તેથી કાંઇ પાપો ધોવાઇ જવાનાં હતાં?

(૪૯૧) મનમાં ખરાબ વિચારો રાખી ભમતું ચિત્ત લઇને, તિર્થે (નહાંન નહાવા) જાય, યાને પવિત્ર થવા માંગે તે માણસ કબીર કહે છે કે, પોતાનું એકબી પાપ ઉતારવાને બદલે, ત્યાંથી સાંમા બીજાં દશ પાપો લઇને આવે છે.

(૪૯૨) જ્યાંસુધી મન પવિત્ર થતું નથી, ને કરણી નેક કરાતી નથી, ત્યાંસુધી માત્ર (શરીરનાં) નાહવા ધોવાથી શું થાય? માછલી હમેશાં પાણીમાં રહે છે, પણ ગમે એટલી તેને ધોવા છતાં, તેનો ખરાબ વાસ જતો નથી તેમ, માત્ર શરીરને ધોઇને સાફ રાખવાથી, કાંઇ માણસ પવિત્ર બની શકતો નથી.

(૪૯૩) જેવી કરણી તેવી પાર ઉતરણી યાને જે જેવું કરે તેવું ફળ તે મેળવે છે; નેક કરણીનું ફળ નેક આવે છે, પણ જ્યારે તું બદી કરે, ને તેનું ફળ (દુઃખ ભરેલું) આવે ત્યારે તું રડવા ને ખુદાને ઠપકો આપવા ના બેસ, કારણ કે તે પણ તારી કરણીનુંજ પરિણામ છે.

(૪૯૪) ખુદાયજી બારીએ બેઠા બેઠા, સહુ કોઇની કરણીનો હિસાબ રાખે છે, તેથી જેવી જેની ચાકરી તેવું તેને દામ આપે છે-અર્થાત, કુદરતનો કરણીનો કાયદો જગતમાં અચુક રીતે કાર્ય કરી રહ્યો છે, જેથી બદી કરીને, નેકી મેળવી શકાતી નથી, પણ નેકી કર્યાથીજ તેનું શુભ ફળ આવે છે.

(૪૯૫)

સાહેબકે દરબારમે, સાચે કો સિરપાવ;
જુઠા તમાચા ખાયગા, કયા રંક કયા રાવ.

(૪૯૬)

સાંઇયાં કે દરબારમે, કમી કછુ હય નાંહિ;
બંદા મોજ ન પાવહિ, તો ચૂક ચાકરી માંહિ.

(૪૯૭)

સાહેબકે દરબારમે, કયું કર પાવે દાદ;
પહેલે કામ બુરા કરે, બાદ કરે ફરિયાદ.

(૪૯૮)

દાતા નહિ એક સમ, સબ કોઇકો દેત;
હાથ કુંભ જીસકા જૈસા, તૈસા હિ ભર લેત.

(૪૯૯)

કરતાકે તો ગુન ઘને, અવગુન એકે નાહિં;
જો દિલ ખોજું આપનાં, સબ અવગુન મુજ માંહિ.

(૪૯૫) ખુદાની દરબારમાં સાચાને યાને નેક કરણી કરનારને સુખ મળે છે, અને જુઠાને તમાચો ખાવો પડે છે; પછી તે માણસ રંક યા રાજા કાંની હોતો, પણ સર્વેને એક સરખો ખરો ઇનસાફ તેની કરણી મુજબ મળે છે.

(૪૯૬) ખુદાની દરબારમાં કાંઇ કમી નથી, યાને કોઇબી ચીજની ત્યાં ખોટ નથી, પણ જેને કાંઇ (સુખ કે પૈસો) મળતું નથી, તેનું કારણ એ કે તેની પોતાની ચાકરીમાંજ ખામી છે, યાને તેની કરણી એવી નથી કે તેને માંગી ચીજ મળે.

(૪૯૭) પેહેલ્લાં કામ બુરૂં કરે, ને પછી દુઃખ આવે ત્યારે રડવા બેસે, ને ખુદા પાસે દાદ માંગે, તો કબીર કહે છે કે, તેની દાદ ખુદા કેમ સાંભળે!

(૪૯૮) ખુદા, એક નદી સમાંન છે, કે જે પોતાનું પાણી સઅે તેને ભરી લેવા દે છે, પણ જેના હાથમાં જેવું ને જેટલું (નાનું યા મોટું) વાસણ હોય, તેવું ને તેટલું પાણી, તે નદીમાંથી ભરી લઇ શકે છે, યાને ખુદાનો કાયદો એવો બનાવેલો છે, કે માણસ જેવું કરે તેવું ફળ પામે.

(૪૯૯) ખુદાનું તો બધુંએ સારૂંજ કીધેલું છે, ને તેમાં એકબી ચીજ નઠારી છેજ નહિં; પણ જે કાંઇ નઠારૂં થાય છે યાને માણસને દુઃખ આવે છે, તેનું કારણ તપાસીએ તો તે તેનાંમાં જ ભરેલું છે એવું માલમ પડશે, યાને દુઃખ, તેની પોતાની કરણીનુંજ પરિણામ છે.

(૫૦૦)

જો તોકો કાંટા બુવે, તોકો તું બો પૂલ;
તોકો પૂલપે ફૂલ હય, વાકો કાંટા સૂલ.

(૫૦૧)

આપન ભલે ઠગાઇયે, ઓર ન ઠગિયે કોય;
આપ ઠગાયે સુખ ઉપજે, પર ઠગિયા દુઃખ હોય.

(૫૦૨)

કહેતા હું કહે જાત હું, દેતા હું હેલા;
ગુરૂકી કરની ગુરૂ તિરે, ઓર ચેલાકી ચેલા.

(૫૦૩)

કબીર ! હમ ઘર કિયા, ગલ કટોં કે પાસ;
કરેગા સો પાવેગા, તું કયું ફિરે ઉદાસ ?

(૫૦૦) તુંને કોઇ કાંટો સુંધારે તેને તું ફુલજ સુંધાર જેથી તુંને ફુલનું ફુલજ રહેશે, ને કાંટો તેનેજ લાગશે. અર્થાત–કોઇ તારી સાથે બદી કરે, તોબી તારે તો નેકીજ કરવી, કાંય જે તેની કીધેલી બદીનું પરિણામ તેને જ ભોગવવું પડશે, તેને તારી સાથે કશું લાગતું વળગતું નથી.

(૫૦૧) તને કોઇ ઠગી જાય, યાને દુ:ખ આપવાની વેતરણ કરે, તો ભલે તેને તેમ કરવા દે; પણ તું પાછો તેને ઠગવાનો, ને દુ:ખ આપવાનો વિચાર કરતો ના; કારણ કે તેના ઠગવાથી અથવા દુ:ખ આપવાની કોશેસથી તને કાંઇબી દુ:ખ આવવાનું નથી, પણ સુખજ રહેશે; પણ જો તું તેને ઠગશે યાને દુ:ખ આપવાનો ખ્યાલ કર્યા કરશે, તો તને દુ:ખ જરૂર આવશે.

(૫૦૨) હું (કબીર) કહુંછું ને કહી જાઉં છું, ને ચેતવણી આપું છું કે ગુરૂ હશે તેબી પોતાનીજ કરણીથી તરશે, ને ચેલોબી પોતાનું કીધેલું જોશે, યાને સઉ કોઇ પોતાની કરણી મુજબ ફળ મેળવશે, બીજાનાં કીધાથી કોઇને કશું થવાનું કે થતું નથી, પણ સઉ કોઇ પોતાનીજ કરણીનાં પરિણામો ભોગવે છે અને ભોગવશે.

(૫૦૩) કબીરનું રેહવાનું ઘર ખાટકી વાડામાં હતું, તેથી કોઇએ તેવણને સવાલ કીધો કે, તમે એવા નેક પુરૂષ થઇને, કસાઇઓની પાસે કાંય રહો છો ? તેને કબીરે જવાબ દીધો કે ભાઇ, મારે એમાં શું છે જે કોઇ (કસઇનું કામ) કરશે તે ભરશે, હું ત્યાં રહું છું છતાં તે કામ કરતો નથી, માટે તું શા માટે મારે સારૂં ફિકર કરે છે ?

(૫૦૪)

એક હમારી શિખ સુન, જો તું હુવા હય શેખ;
કરૂં કરૂં તું કયા કહે, કયા કયા કિયા હય દેખ ?

(૫૦૫)

જબ તું આયો જગતમે, લોક હસે તું રોય;
એસી કરની ના કરો, કે પિછે હસે કોય.

(૫૦૬)

જૈસી કથની મેં કથી, તૈસી કથે ન કોય;
કરનીસેં સાહેબ મિલે, કથની જુઠી હોય.

(૫૦૭)

ના કછુ કિયા ના કર શકા, ન કરને જોગ શરીર;
જો કછુ કિયા સો હરિ કિયા, તાતે ભયેં કબીર.

(૫૦૮)

સાચ બરાબર તપ નહિં, જુંઠ બરાબર પાપ;
જાકે હૃદય સાચ હય, તાકે હૃદય આપ.

(૫૦૪) તું મેહતાજી થઇને બધાંને શિખામણ દેવા નિકળ્યો છે, તો હું તુંને એક વાત કહું છું તે તું સાંભળ, કે, "કરૂં કરૂં" એવું મોહડાંનું બોલવાનું મુકી દે, પણ શું શું તેં કીધું છે તેનો વિચાર કર, અને ફરી તેવાં (નઠારાં) કામો ન થાય, તેની સંભાળ રાખ.

(૫૦૫) જ્યારે તું આ જગતમાં આવ્યો, યાને જન્મયો, ત્યારે લોકો ખુશી થયાં ને હસવા લાગ્યાં, ને તું તે વેળા રડતો હતો, પણ હવે તું એવી કરણી ના કરતો કે જેથી લોકો તારી પછવાડે, યાને મરણ બાદ હસવા બેસે!

(૫૦૬) જે હું કહું છું, તેવું તને બીજો કોઇ કહેશે નહિ; તે એ છે કે (નેક) કરણીથીજ ખુદા મળે છે, ખાલી મોહડાંના પટપટારાથી કાંઇ વળતું નથી.

(૫૦૭) ખુદા વગર, આ શરીર (માત્ર) કાંઇ કરી શકયું નથી, ને કાંઇ કરી શકવાનું નથી, કારણ તેનામાં એવી (કરવાની) શકતી છેજ નહિ; જેબી કાંઇ થયું છે યા થાય છે, તે ખુદાથીજ થયલું હોય છે, અને હું (કબીર) જે ખુદાનો બંદો થયોછું તેબી, ખુદાની મેહેરબાનીથીજ, અર્થાત, દુનિયવી ચીજોનો ખ્યાલ છોડી જયારે ખુદાને જ પકડવાનો મેં પુર્ણ વિચાર કીધો, ને તે મુજબ કરણી કરવા લાગ્યો, ત્યારે મને ખુદા મળ્યો, ને તે પરમસુખ હાથ આવ્યું.

(૫૦૮) **સત્ય** (Truth) નાં જેવી તપ કોઇ નથી, ને જુઠાં જેવું પાપ બીજું એકે નથી. જેનાં હૈયાંમાં સાચવત હોય યાને જે કોઇ વિચારમાં, બોલવામાં સાચો હોય યાને જેવું બોલે તેવું કરતો હોય, અને જેનું મન પણ હંમેશા નેક વિચાર કરતું હોય (ટુંકમાં, જેની મનશની, ગવશની ને કુનશની એકસરખી હોય) તે માણસમાં ખુદા પ્રગટ થઇને રહેલો હોય છે, યાને તે માણસ ખુદાને પુગી શકે છે.

(૫૦૯)

બ્રાહ્મન ગુરૂ જગતકે, સંતનકે ગુરૂ નાહિં;
ઉલટ પલટ કર ડુબયા, ચાર બેદકે માંહિં.

(૫૧૦)

ચાર બેદ પઢવો કરે, હરિસે નાહિ હેત;
માલ કબીરા લે ગયા, પંડિત ઢુંડે ખેત.

(૫૧૧)

પઢિ ગુનિ પાઠક ભયે, સમજાયા સબ સંસાર;
આપન તો સમજે નહિં, વૃથા ગયા અવતાર.

(૫૧૨)

પઢિ ગુનિ બ્રાહ્મન ભયે, કિર્તી ભઈ સંસાર;
બસ્તુકી સમજન નહિં, જયું ખર ચંદન ભાર.

(૫૧૩)

પઢત ગુનત રોગી ભયે, બડયા બહોત અભિમાંન;
ભિત્તર તાપ જગતકી, ઘડિ ન પડતી શાંન.

(૫૦૯) જે બ્રાહ્મણ યાને ધર્મગુરૂ, વેદ (ધર્મશાસ્ત્રો) નાં શબ્દોની ઉપરજ રમ્યા કરતો હોય, યાને માત્ર મોહોડેથી ભણી જાણે, પણ તેનો ભેદ શું છે તે સમજતો ન હોય તે બ્રાહ્મણ, સાધારણ લોકોને માટે હોય છે, પણ તે સાધુ પુરૂષોનો ગુરૂ થઇ શકતો નથી, યાને આગળ વધેલા જીવો, જેઓ ખુદાને શોધવાને મથી રહ્યા હોય તેઓને, એવા ધર્મગુરૂઓ કાંઇ સમજાવી શકે નહિં.

(૫૧૦) એવો ધર્મગુરૂ, ચારો વેદ (ધર્મનાં શાસ્ત્રો) સારી પેઠે ભણી જાણે, પણ તેનું મન કાંઇ ખુદાપર લાગેલું હોતું નથી; શાસ્ત્રમાં જે ખરૂં તત્વ છે તે તો કબીર જેવા માણસો ગ્રહણ કરી લે છે, જ્યારે પંડિત તેની શોધ ખેતરમાં કર્યા કરે છે,—અર્થાત, ધર્મનો ભેદ સમજતા ન હોવાથી તેઓ ખુદાને પોતાની બાહેર શોધતા ફરે છે.

(૫૧૧) શાસ્ત્રો ભણી ગણીને પંડિત થાય, ને લોકોને સંસાર વિષે સમજાવે, પણ તેની ખરી સમજ પોતાને ન હોવાથી, પોતાનો જન્મ બરબાદ જાય છે, તેની તેમને શુદ્ધિ હોતી નથી.

(૫૧૨) પુસ્તકો ભણી ગણીને બ્રાહ્મણ થાય, ને સંસારનાં લોકો તેની વાખવાખી ગાય, પણ જેમ ગધેડાંને, તેના પીઠપર લાધેલી વસ્તુ શું છે તેની ખબર હોતી નથી તેમ, આ પંડિતજીને શાસ્ત્રની મુળ મતલબ શું છે તેની કશી સમજ હોતી નથી.

(૫૧૩) તે તો માત્ર શાસ્ત્રો ભણીને લાહેર થયો હોય છે, ને પોતાની લાહેરી (મગરૂબાઇ) લોકો આગળ દેખડાવયા કરતો હોય છે, પણ તેનાં હૈયામાં તો જગતની ચીજોના ખ્યાલો, ને તે મેળવવાની ઇચ્છાઓ ભરેલી હોય છે, ને તેઓમાંથી તેનું ધ્યાન જરાએ બાહેર નિકળતું હોતું નથી.

(૫૧૪)

પઢે ગુને સબ બેદકો, સમજે નહિ ગમાર;
આશા લાગી ભરમકી, જયું કરોલિયાકી જાર.

(૫૧૫)

પંડિત પઢતે બેદકો, પુસ્તક હસતિ લાડ,
ભકિત ન જાણી રામકી, સબે પરિક્ષા બાદ.

(૫૧૬)

પઢતે ગુનતે જનમ ગયો, આશા લાગી હેત;
ખોયા બીજ કુમતને, ગયાજ નિર્ફલ ખેત.

(૫૧૭)

સંસકૃતહિ પંડિત કહે, બહોત કરે અભિમાન;
ભાષા જાનકે તર્ક કરે, સો નર મુંઢ અજ્ઞાન.

(૫૧૮)

આતમ્ દ્રષ્ટ જાને નહિં, નાહવો પ્રાતઃ કાલ;
લોક લાજ લિયે રહે, લાગો ભરમ કપાલ.

(૫૧૪) વેદો (શાસ્ત્રો)ને ઘણાં સારી રીતે વાંચી, યા મોહોડેથી બોલી જાય, પણ તેમાંનો ભેદ શું છે તેની, તે મુરખને સમજ હોતી નથી; કારણકે દુનિયાંના લોકોની માફક, તેને પણ બધી જાતની આશાઓ અને વેહમો રહેલા હોય છે, અને કરોળીઆની પેઠે, તેની ઉપર માયાનાં બંધણો ફરી વળેલાં હોય છે.

(૫૧૫) જ્યારે તે વેદ વાંચવા બેસે છે, ત્યારે તે પુસ્તક તેની હસી કરે છે, ને જાણે બોલતી હોય તેમ કહે છે કે, પડિંતજી ! તમે બધી પરિક્ષા પસાર કીધી ! પણ ખુદાની ભક્તિ તે શું, તે કેમ થાય, એ તમે હજુર જાણ્યું નથી !

(૫૧૬) શાસ્ત્રો ભણતાં ને સમજાવતાં તારો આખો જનમ્ કાઢયો, પણ તારા મનમાં તો તારા પોતા વિષેજ વિચાર રહેલો છે, ને ખુદા તો છેજ નહિં; ત્યારે કબીર કહે છે કે એવા બેવકુફો ખરાં તત્વને ગમાવીને, પોતાનાં ખેતરને ફળ વિનાનું રાખે છે, યાને તેઓ ખરૂં સાર્થક કરી શકતા નથી.

(૫૧૭) વારે વારે મોટા મોટા સંસ્કૃત બોલો બોલીને પંડિતજી મોટાઇ દેખાડયા કરે કે મારા જેવો હુશિયાર કોઇ નહિં, પણ કબીર કહે છે કે, માત્ર ભાષા જાણીને જે ખોટી ખોટી તર્કો કરે તે માણસ મુરખ અને અજ્ઞાની છે.

(૫૧૮) આત્મિક (Spiritual Eye) દ્રષ્ટી શું છે તે પંડિત જાણતો ન હોવાથી, સહવારે ઉઠી નાહવું ધોવું બધુંએ કરે, ને લોક લાજ રાખીને બાહેરની ક્રિયાઓ ને રેવાજો પાળ્યા કરે, ને એટલું કરી સમજે કે હું હવે પવિત્ર થયો છું, પણ કબીર કહે છે કે એ તેનાં માત્ર ખોટા વેહેમો છે.

(૫૧૯)

તિરથ વૃત સબ કરે, ઉંડે પાની નહાય;
રામ નામ નહિં જપે, કાલ ગ્રાસે જાય.

(૫૨૦)

કાશી કાંઠે ઘર કરે, નહાવે નિમલ નીર;
મુકત્ નહિ હરિનામ બિન, યું કહે દાસ કબીર.

(૫૨૧)

મછિયાં તો કુલંધિયાં, બસેં હય ગંગા તીર;
ધોવે કુલંધ ન જાય, રામ ન કહે શરીર.

(૫૨૨)

જપ તપ તિરથ સબ કરે, ઘડિ ન છાંડે ધ્યાંન;
કહે કબીર ભકિત બિનાં, કબૂ ન હોય કલ્યાંન.

(૫૨૩)

કો એક બ્રાહ્મન મશકરા, વાકો ન દિજે દાંન;
કુટુંબ સહિત નર્કે ચલા, સાથ લિયે જજમાંન.

(૫૨૪)

કબીર ! પંડિતકી કથા, જૈસી ચોરકી નાવ;
સુન કર બેઠે આંધલા, ભાવે તહાં બિલમાવ.

(૫૧૯) તિર્થો કરે, વ્રત પાળે, ને ઉંડા પાણીમાં નહાવું ધોવું બધુંએ કરે, પણ રામ (ખુદા) ના નામની જપ કેમ કરવી તે ખબર ન હોવાથી, પંડિતજી કાળને હાથ સપડાયા કરે.

(૫૨૦) કાંશીને કાંઠે ઘેર કરીને રહે જે ગંગા નદિનાં પવિત્ર પાણીએ શરીર સાફ થાય, પણ, કબીર કહે છે કે જ્યાં સુધી ખુદાનું નામ હૈયે પેસે નહિં, ત્યાંસુધી તેને મુકિત મળતી નથી.

(૫૨૧) ગંગા જેવી પવિત્ર નદીમાં માછલી રેહવા છતાં તે વાસથી ભરપૂર હોય છે, અને ગમે એટલી ધોવાથી તેનો ખરાબ વાસ જતો નથી તેમ, ગંગામાં માત્ર શરીરને ધોવાથી તે કાંઇ "ખુદા ખુદા" બોલવાનું નથી, યાને મનનો મેળ કાઢયા વિનાં માત્ર શરીરને પવિત્ર કરવાથી કાંઇ વળતું નથી.

(૫૨૨) જપ, તપ અને તિર્થ બધુંએ તે કરે, પણ તેનું ધ્યાન તો દુનિયાંની ચીજોમાંથી જરાએ બહાર નિકળે નહિ, ત્યારે તેનું કામ કેમ સરે ? કબીર કહે છે કે, જ્યાંસુધી માણસ હૈયાંનાં હેતથી ખુદાને ભજતો નથી, યાને બિનસ્વાર્થે તેની સેવા કરતો નથી, ત્યાંસુધી તેનું ખરૂં કલ્યાણ થતું નથી.

(૫૨૩) જે બ્રાહ્મણ ઠઠાબાજ હોય, યાને બ્રાહ્મણનાં સદગુણો ધરાવતો ન હોય, ને ખરા આચાર વિચાર પ્રમાણે ચાલતો ન હોય, તેવા ધર્મગુરૂને કબીર કહે છે કે, તમારે ત્યાંની ધર્મક્રિયા કરવાનું કામ સોંપતાં ના; એવા બ્રાહ્મણોની ક્રિયા કામ આવતી નથી; કારણકે તે પોતે નર્કનો રસ્તો લેવાવાળો છે, તેથી પોતાનાં જજમાનોનેબી ત્યાં (દોજખમાં) સાથે લઇ જવાનો.

(૫૨૪) ઓ કબીર ! પંડિતની કથા સાંભળવી, ને ચોરની હોડીમાં આંધળાનું બેસવું એ બન્ને સરખાં છે; આંધળો માણસ માત્ર કાનથી સાંભળીને તે હોડીમાં બેસે છે, પણ તે હોડી તેને કયાં લઇ જાય છે તેની, તે બિચારાને કાંઇ ખબર હોતી નથી, તેમજ પુસ્તક પંડિતની કથા સાંભળનારને પંડિત કયાં લઇ જાય છે, તેની સમજ હોતી નથી, તે તો પેલા આંધળાની માફક બેઠો બેઠો સાંભળ્યા કરે છે, પણ તેનો મર્મ કાંઈ સમજતો નથી.

(૫૨૫)

કામ ક્રોધ મદ લોભકી, જબલગ મનમે ખાન;
તબલગ પંડિત મુરખાહુ, કબીર એક સમાન.

(૫૨૬)

પઢ પઢ ઓર સમઝાવહિ, ન ખોજે આપ શરીર;
આપહિ સંશયમે પડા, યું કહે દાસ કબીર.

(૫૨૭)

ચતુરાઇ પોપટ પઢિ, પડા સો પિંજર માંહિ;
ફિર પરમોધે ઓરકો, આપન સમજે નાહિ,

(૫૨૮)

હરિગુન ગાવે હરખકે, હિરદે કપટ ન જાય;
આપન તો સમજે નહિં, ઓરહિ જ્ઞાન સુનાય.

(૫૨૯)

ચતુરાઈ ચુલે પડો, જ્ઞાનકો જમરા ખાઓ;
ભાવ ભકિત સમજે નહિં, જાન પનો જલ જાઓ.

(૫૨૫) જ્યાંસુધી, પંડિતનાં મનમાં, કામ એટલે ઈંદ્રિઓના વિષયો ભોગવવાની ઇચ્છાઓ, ગુસ્સો, જુસ્સાઓ અને (દુનિયવી ચીજોનો) લોભ, એ બધાં રહેલાં છે, ત્યાંસુધી પંડિતજી અને તેમની કથાનાં સાંભળનારા (મુરખ) લોકો બન્ને એક સરખાજ છે.

(૫૨૬) પુસ્તકો વાંચી વાંચીને, બીજાંઓને તે કહી સમજાવે, પણ પોતાનાં શરીરમાં શું ભરેલું છે તે કાંઇ જોતા નથી, યાને "પોતે કોણ છે?" ખુદા ક્યાં છે? તે માટે પંડિતજી પોતેજ શકમંદ હોય છે, યાને તે વિષે તે તદન અજ્ઞાન હોય છે, તો બીજાઓને તે શું શીખવી શકે?

(૫૨૭) તે તો પોપટની માફક બોલતાં ને મોહડાંની ચતુરાઇ કરતાં શીખ્યો છે, પણ પોપટની મિશાલ પાંજરાંમાં કેદ પડેલો હોય છે, યાને માયાની જાળમાં ફસેલો હોય છે ને પોતે સમજયા વગર, બીજાંઓને સમજાવ સમજાવ કરે છે.

(૫૨૮) મોહોડાંથી ખુદાની તારીફ ઘણી ઘણી કરે, પણ હૈયાંમાંથી કપટ જાય નહિં, યાને હૈયું તો મેલુંજ રાખે; એવી રીતે શાસ્ત્રમાં કહેલાં શિક્ષણ પ્રમાણે પોતે કરે નહિં, ને બીજાંઓને શાસ્ત્રો સમજાવે.

(૫૨૯) ત્યારે કબીર કહે છે કેઃ—એવી ખાલી ચતુરાઇ ચુલે પડી જાય, ને એવાં મોહોડાંના જ્ઞાનને જમ આવીને ખાઇ જાય, તો સારૂં થાય; જેનું મન ખુદા તરફ લાગેલું ન હોય ને ખુદાની સેવા કેમ કરવી તે સમજતો ન હોય, તેની એવી ચતુરાઇ અને પુસ્તક જ્ઞાન શા કામનાં? તે બળી જાય તો ઘણું સારૂં.

(૫૩૦)

લીખનાં પઢનાં ચાતુરી, એ સબ બાતાં સહેલ;
કામ દહન મન વશાકરન, ગગન ચઢન મુશકેલ.

(૫૩૧)

જ્ઞાની ગાથા બહુ મિલે, કવી પંડિત અનેક;
રામ રાતા ઓર ઇંદ્રિ જીતા, કોટી મધે એક.

(૫૩૨)

તારા મંડલ બેઠકે, ચંદ્ર બડાઇ ખાય;
ઉદય ભયા જબ સુયકા, સબ તારા છુપ જાય.

(૫૩૩)

કુલ મારગ છોડા નહિં, રહા માયામે મોહ;
પારસ તો પરસા નહિં, રહા લોહાકા લોહ.

(૫૩૪)

પોથી પઢ પઢ જગ મુવા, પંડિત ભયા ન કોય;
અઢાઇ અક્ષર પ્રેમકા, પઢે સો પડિંત હોય.

(૫૩૦) લખવું, ભણવું, ને મોઢોડાંની ચતુરાઇ કરવી એ બધી ચીજો સેહેલાઇથી થઇ શકે છે, પણ કામ એટલે ઇંદ્રિઓનાં વિષયો ભોગવવાની ઇચ્છાઓ પોતામાંથી કાઢી નાખવી, મનને તાબામાં લેવું, અને આસમાંને ચઢવું યાને ખુદાનો મેળાપ કરવો, એ કામ બહુજ મુશકેળ છે.

(૫૩૧) મોહોડેથી જ્ઞાનની વાતો કરનારા તો ઘણાંએ મળે છે, કવી અને પંડિત થયલા પણ અનેક હોય છે; પણ પોતાની છએ ઇંદ્રિઓપર જીત મેળવી તેઓને, ખુદાનાંજ વિચારમાં રોકી રાખે એવો માણુસ તો કરોડોમાં એકાદજ હોય.

(૫૩૨) રાત્રે તારાઓની વચ્ચે ચંદ્ર બેસીને વડાઇ લે છે કે હું આ મંડળનો સરદાર છું, પણ જેવો સુર્ય નારાયણ ઉગવા માંડે છે, કે તારાઓ અદ્રષ્ય થઇ જાય છે, ને ચંદ્રમાનો પ્રકાશ જતો રહે છે, તેમજ પુસ્તક-પંડિતની પંડિતાઇ પણ અભણ માણુસો આગળજ ચાલી શકે છે, જ્ઞાની પુરૂષો સામે તે ચાલતી નથી.

(૫૩૩) શાસ્ત્રો ભણ્યાં, પણ બદફેલી કરતાં તો અટકયો નહિં, ને માયામાંજ મન ભરાઈ રહેલું, ત્યારે કબીર કહે છે, જેમ લોઢાંને પારસ મણી લાગતો નથી ત્યાંસુધી લોઢાંનું સોનું થઇ શકતું નથી તેમ, જ્યાંસુધી તેનું મન ખુદાપર લાગતું નથી ત્યાંસુધી માણુસ પવિત્ર થઇ શકતો નથી.

(૫૩૪) પુસ્તકો વાંચી વાંચીને જગતનાં ઘણા લોકો મરી ગયા, પણ ખરો પડિંત કોઇ થતો નથી; જે કોઇ, (અઢી અક્ષરના) પ્રેમ શબ્દને ગોખી-વાંચી જાણુતો હોય, તે માણુસજ પંડિત યાને ખરો જ્ઞાની થઇ શકે છે.

(૫૩૫)

આત્મ તત્ જાને નહિં, કોટી કથે જ્ઞાન;
તારે તિમર ભાગે નહિ, જબલગ ઉગે ન ભાંન.

(૫૩૬)

મેં જાનું પઢવો ભલો, પઢનેંસે ભલો યોગ;
રામ નામસે દિલ મિલા, ભલેહિ નિંદે લોગ.

(૫૩૭)

સમજનકા ઘર ઓર હય, ઔરોકા ઘર ઓર;
સમજ્યા પિછે જાનિયે, રામ બસે સબ ઠોર.

(૫૩૮)

અજહુ તેરા સબ મિટે, જો ગુરૂ મુખ પાવે ભેદ;
પંડિત પાસ ન બેઠિયે, બેઠ ન સુનિયે બેદ.

(૫૩૯)

કબીર ! એ સંસારકુ, સમજાવું કંઇ બાર;
પુછ જ પકડે ભેંશકો, ઉતરા ચાહે પાર.

(૫૩૫) ઘણી ઘણી જ્ઞાનની વાતો કરે, પણ તેમાં ખરૂં તત્ત્વ શું છે (આત્મા શું છે) તે જ્યાંવેર જાણે નહી, ત્યાંવેર તેનું અજ્ઞાનપણું દુર થતું નથી. જ્યાંસુધી સુરજ ઉગતો નથી, ત્યાંસુધી તારાઓનું અંધારૂં જતું નથી તેમ, ખરૂં આત્મજ્ઞાન માણુસને સંપાદન થતું નથી, ત્યાંસુધી તેની જીંદગીનું ખરૂં સાર્થક થતું નથી.

(૫૩૬) કબીર કહે છે કેઃ—પેહેલ્લાં હું એમ જાણુતો હતો, કે શાસ્ત્ર ભણ્યાં કરવાં એજ ભલું છે, પણ પછી મને માલમ પડયું કે શાસ્ત્ર ભણુવાનાં કરતાં યોગ કરવો વધું સારો છે. હું તે યોગ કરતાં શીખ્યો ત્યારે હવે મારૂં દીલ ખુદા સાથે મળી ગયું છે તેથી હવે મારી કોઇ નિંદા કરે તેની મને પરવા નથી.

(૫૩૭) સમજદાર માણુસની વાત એક છે, ને અણુસમજુ લોકની વાત બીજીજ છે, જે કોઇ સમજુ માણુસ થયો છે, યાને જેને જ્ઞાન થયું છે તે તો પછી, ખુદાને બધે ઠેકાણે રહેલો જુવે છે ને જાણે છે.

(૫૩૮) એવા જાણુકાર ગુરૂની પાસે તું જાય, તો તેની પાસે તુંને ભેદ મળે, અને તારી જંજાળોનો છેડો તુરતજ આવી જાય; માટે હું કબીર કહું છું કે પુસ્તક પંડિત જેવા માણુસની પાસે બેસીને વેદ સાંભળતો ના, કારણુકે તેમાં તારૂં કાંઇ સાર્થક થવાનું નથી.

(૫૩૯) હું (કબીર) આ સંસારનાં લોકોને કંઇક વખત સમજાવ સમજાવ કર્યા કરૂં છું, કે ભાઇઓ, તમે ભેંસનું પુછડું પકડીને નદીને પાર તરી જવા માંગો છો તે કેમ બને!

(૫૪૦)

રાશ પરાઈ રાખતાં, ખાયા ઘરકા ખેત;
ઔરોકું પરમોધતાં, મુંહપે પડસી રેત.

(૫૪૧)

મન મથુરા, દિલ દ્વારકા, કાયા કાશી જાન;
દસમેં દ્વારે હય દેહરા, તામે જોત પિછાન.

(૫૪૨)

હરિ હિ સબકો ભજેં, હરકોં ભજે ન કોય;
જબ લગ આશ શરીરકી, તબ લગ દાસ ન હોય.

—:o:—

(૫૪૦) પોતાનાં ખેતરને પડતું મુંકીને, જે કોઇ બીજાનાં ખેતરની રખેવાળી કરવા જાય છે, તેનું ખેતર નાશ પામી જાય છે તેમ, જે કોઇ પોતાનું કામ કરવાનું મુકીને, બીજાને સમજાવવા જાય છે તે માણસનાં મોહડાં પર ધુળજ પડે છે, અર્થાત—શાસ્ત્રનો ખરો મર્મ જાણે નહિં, અથવા જાણવા છતાં, તે મુજબ આચરણ કરે નહિં, તે બીજાઓને બોધ શું આપવાનો હતો, યાને કેમ સુધારી શકે ?

(૫૪૧) તારૂં શરીર તે **કાશી** (ગામ) છે, તારૂં મન **મથુરા** છે, ને તારૂં દિલ યાને હૈયું તે તારૂં **દ્વારકા** યાને પવિત્ર ઠામ છે. તેમાં રહેલો દશમો દરવાજો છે તેમાં, તારી જોત યાને ખુદા છે તેને તું શોધ.

(૫૪૨) ખુદાજ બધાંની ચાકરી કર્યા કરે, પણ કોઇ ખુદાની ચાકરી કરતું નથી; જ્યાંસુધી માણસને પોતાનાં શરીરનો ખ્યાલ, અને તેને લગતાં સુખો મેળવવાનો વિચાર થયા કરે ત્યાંસુધી તેનાથી ખુદાનો બંદો થવાતું નથી, ને ખુદા તેને મળતો નથી.






(૫૪૩)

ઉજડ ઘરમે બેઠકે, કિસકા લિજે નામ ?
સાકુંથ કે સંગ બેઠકે, કયું કર પાવે રામ ?

(૫૪૪)

સાકુંથ સાકુંથ કહા કરો, ફિટ સાકુંથ કો નામ;
તેહિસે સુવર ભલો, ચોખો રાખે ગામ.

(૫૪૫)

હરિજનકી કુતિયા ભલિ, બુરી સાકુંથકી માય;
વોહ બેઠી હરિગુન સુને, વાં નિંદા કરત દિન જાય.

(૫૪૬)

હરિજનકી લાતા ભલી, બુરી સાકુંથકી બાત;
લાતો મેં સુખ ઉપજે, બાતે ઈજજત જાત.

(૫૪૭)

સાકુંથ ભલેહિ સરજયા, પર નિંદા કરંત;
પરકો પાર ઉતારકે, આપહિ નર્ક પરંત.

(૫૪૩) માણુસ વગરનાં, વેરાંન થયલાં ઘરમાં આપણે જઇએ તો ત્યાં કોણુને નામ દઇને બોલાવીએ ? ને અજ્ઞાની સાથે દોસ્તી કરી બેઠા હોઇએ તો આપણુને ખુદા કેમ મળે ?

(૫૪૪) જેઓ અજ્ઞાની છે, અને ગામની તારીમારી કરનારા છે, યાને જેઓ બેઠા બેઠા બીજાઓની નિંદા કરે છે તેઓપર ફિટકારજ હોજો; કારણકે, તેઓનાં કરતાં તો સુવર (ડુક્કર) ભલો ગણાય, કે જે ગામનો ગલિચ પદાર્થ ખાઇ જઇને, ગામને ચોખ્ખું કરી નાંખે છે, જ્યારે નિંદા કરનારા ગામની ગલિચી વધારનારા છે, યાને પાપનો વધારો કરે છે.

(૫૪૫) હરિજનની કુતરી ભલી, પણુ અજ્ઞાનીની માતા ખોટી; કારણકે પેલી કુતરી, હરિજનને ત્યાં ખુદાનાં કિર્તનો અને કથા થાય છે તે તો સાંભળે છે, પણુ પેલા અજ્ઞાનીને ત્યાં તો સારો દિવસ ગામની નિંદા કરવામાંજ પસાર થાય છે.

(૫૪૬) હરિજનની લાત ખાવી યાને કાંઇ ઠપકો ખાવો એ સારૂં છે, પણુ અજ્ઞાન માણુસોની વાતો સાંભળવી એ નઠારી; કારણકે હરિજનની લાત ખાવાથી, આપણુને સુખ મળે છે, જ્યારે અજ્ઞાનીની વાતોથી આપણી ઇજ્જત જાય છે.

(૫૪૭) કબીર કહે છે કે, જે અજ્ઞાની માણુસો બીજાઓની નિંદા કરતા રહે છે, તેવા માણુસો દુનિયામાં પેદા પડેલા સારા; કારણકે તે બીજાઓની નિંદા કરીને તેઓનાં પાપ ધોઈ નાંખે છે, અને તે પાપો પોતાને માંથે લઇ નર્કનો રસ્તો પકડે છે. અર્થાત, કોઇની નિંદા કરવી તે પાપ ધોવા બરાબર છે.

(૫૪૮)
જે રીતી સંતો તજે, મુંઢ તાહિ લલચાય;
નર ખાય કર ડારે, તો સ્વાંન સ્વાદ લે ખાય.

(૫૪૯)
હરિજન આવત દેખકે, મોંહડો સુક ગયો;
ભાવ ભકિત સમજ્યો નહિં, મુરખ ચુક ગયો.

(૫૫૦)
મખિયાં ચંદન પર હરે, જહાં રસ મિલે તહાં જાય;
પાપી સુને ન હરિ કથા, ઉંઘે કે ઉઠ જાય.

(૫૫૧)
ભક્ત ભગવંત એક હય, બુજત નહિં અજ્ઞાન;
શિસ ન નાવે સંતકો, બહોત કરે અભિમાન.

(૫૫૨)
પુર્વ જનમકે ભાગસે, મિલે સંતકો જોગ;
કહે કબીર સમજે નહિ, ફિર ફિર ઇચ્છે ભોગ.

(૫૫૩)
જહાં જસી સંગત કરે, તહાં તૈસા ફલ ખાય;
હરિ મારગ તો કઠન હય, કયું કર પેઠા જાય ?

(૫૪૮) જે જે (ખોટી) રીતો સાધુસંત થયલા પુરૂષોએ છોડી દીધી, તે તે રીતોથી મુરખ માણુસો લલચાઇ જાય છે, ને જેમ માણુસ, પોતાનાં ભોજનમાંનું બાકી વધેલું (એઠું) બાહેર ફેંકી દે છે, તેને કુતરાંઓ આવી ઉપાડી લે છે, તેમ જે ચીજોને ડાહ્યા પુરૂષો, ખોટી સમજી છોડી દે છે તે તે ચીજોને મુર્ખ લોકો ખુશીથી ઉપાડી લે છે.

(૫૪૯) હરીજન (એટલે ખુદાના બંદા) ને આવતાં જોઇને જેનું મોહડું સુકાઇ જાય તે માણુસ, કબીર કહે છે કે ખુદા તરફની ભાવ ભક્તિ શું છે, તે વિષે કાંઇ સમજતો જ નથી, તેથી તે મુરખ માણુસ પોતાના હાથમાં આવેલી તક ગુમાવે છે.

(૫૫૦) માંખીને સુખડનો વાસ ગમતો નથી, પણ જ્યાં રસવાળી દુર્ગંધની ચીજ હોય તે ઉપરજ જઇ બેસે છે તેમ, જેનાં મનમાં પાપોજ રમ્યા કરતાં હોય છે તેને, ખુદાની વાતો કે કિર્તન થતાં હોય તે જગ્યા ગમતી હોતી નથી, પણ જો ત્યાં તેનાંથી અચાનક આવી જવાયું હોય તો, તે ત્યાં ઉંઘવા માડે છે, અથવા તો ત્યાંથી ઉઠીને ચાલતી પકડે છે.

(૫૫૧) ખુદાને પિછાણુનાર સાધુપુરૂષ, અને ખુદા એકજ છે, એ વાતની સમજ અજ્ઞાનીને હોતી નથી, તેથી તે સાધુસંતને માન આપવાનું અને માથું નમાવાનું હલકું સમજે છે, ને પોતાનાં મનમાં બહુ ગર્વ રાખે છે.

(૫૫૨) આગલા જન્મનાં કાંઇક પુન્યનાં બળથી, સાધુપુરૂષ સાથે આ મેળાપ થયો છે, એવું તે કાંઇ સમજતો નથી, તેથી તે સાધુપુરૂષને છોડીને, પોતાની ઈંદ્રિઓનાં વિષયોમાંજ ભમયા કરે છે.

(૫૫૩) તેનું કામ જ્યાં ઈંદ્રિઓની મોજ મજાહ ચાલતી યા મળતી હોય ત્યાં જવાનું છે, ને તેમાં લિન થવાનું છે, પણ કબીર કહે છે કે, ખુદાને મળવાનો માર્ગ તો મુશકેલ છે, અને તેમાં તો ઈંદ્રિઓનો મજાહો તજવી પડે છે, ત્યારે તે અજ્ઞાની તેમાં કેમ દાખલ થઈ શકે?




(૫૫૪)

જ્ઞાનીકો જ્ઞાની મિલે, તબ રસકી લૂટા લૂટ:
જ્ઞાનીકો અજ્ઞાની મિલે, તો હોય બડી માંથાંકૂટ

(૫૫૫)

કાજલ તજે ન શ્યામતા, મુખટા તજે ન સ્વેત;
દુરિજન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

(૫૫૬)

હરદી જરદી ન તજે, ખટરસ તજે ન આમ;
ગુનીજન ગુનકો ન તજે, અવગુન તજે ન ગુલામ.

(૫૫૭)

દુરિજનકી કરૂના બુરી, ભલો સજ્જનકો તરાસ;
સુરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ.

(૫૫૮)

કહું કહાં નિંચ ન છેડીયે, ભલો ન વાકો સંગ;
પથ્થર ડારે કિચમે, તે ઉછલી બિગાડે અંગ.

(૫૫૯)

ખુડિયા તો ધરતિ ખમેં, કાટ ખમેં વનરાય;
કઠન વચન તો સાધુ ખમે, દરિયા નીર સમાય.

(૫૫૪) જ્યાં જ્ઞાની પુરૂષો એક બીજા સાથે મળે છે ત્યાં નેક વાતો પુર છુટથી ચાલે છે, ને અરસપરસ ફાયદા મેળવાય છે, પણ જ્યાં જ્ઞાની પાસે એક અજ્ઞાની બેઠો તો ત્યાં માથાં દુખનજ થયા કરવાનું.

(૫૫૫) જેમ કાજળ પોતાની કાળાશ છોડતી નથી, ને મોતી પોતાની સફેદાઇ છોડતું નથી, તેમ એક દુષ્ટ માણસ પોતાનો ખરાબ સ્વભાવ કદીપણ છોડતો નથી, અને નેક માણસ નેકી છોડતો નથી.

(૫૫૬) જેમ હળધ પોતાનો પિલાશ છોડતી નથી, ને કેરી ખટાસ છોડતી નથી, તેમ નેક માણસ પોતાના નેક ગુણો છાંડતો નથી, ને બુરો માણસ પોતાની બુરાઇ તજતો નથી.

(૫૫૭) દુષ્ટ માણસની કૃપા મેળવવા કરતાં, એક ભલા માણસનો ગુસ્સો ખમવો, વધારે સારો છે; કારણકે જેમ સુરજ અતી તપવાથી વરસાદ આવવાની આશા રહે છે, તેમ નેક માણસનાં કરદા સખુનોથી આખરે ફાયદો થાય છે.

(૫૫૮) નિંચ માણસને જરાબી છેડવું નહિં, અને તેની સંગતબી કરવી નહિં, કાંય જે તેથી આપણું ભલું થવાનું નથી; કાદવમાં પથ્થર નાંખે ત્યારે આપણાં આંગ ઉપર છાંટા ઉડે છે, તેવીજ રીતે નિંચ માણસની શત્રુતાઇ અને મિત્રતાઇથી આપણને નુકસાનજ થાય છે.

(૫૫૯) ખોદકામ ખમી જવું, એ જમીનનો સ્વભાવ છે, કાપ વેહેર ખમી જવું એ લાકડાંનો સ્વભાવ છે, રેળનાં પાણી ખમી જવાં એ સમુદ્રનો સ્વભાવ છે, તેમ કઠણ વચનો ખમી જવાં તે સાધુનો સ્વભાવ છે, યાને સાધારણ માણસનો નહિં, યાને સાધારણ માણસ કોઇનું બોલેલું સાંખી જતો નથી.

(૫૬૦)

તરવર કદી ન ફલ ભખે, નદી ન સંચે નીર;
પરમારથ કે કારને, સંતો ઘસે શરીર.

(૫૬૧)

તરવર, સરવર સંતજન, ચોથા બરસે મેહ;
પરમારથ કે કારને, ચારો ધર્યા દેહ.

(૫૬૨)

ચંદા સુરજ ચલત ન દિસે, બઢત ન દિસે બેલ;
હરિજન હર ભજતા ન દિસે, એ કુદરતકા ખેલ.

(૫૬૩)

સાધ સતી ઓર સુરવા, જ્ઞાની ઓર ગજદંત;
એ તો નિકસે બહોર હિ, જો જુગ જાય અનંત.

(૫૬૪)

ભગત્ બીજ પલટે નહિં, જો જુગ જાય અનંત;
જહાં જાય તહાં અવતરે. તોય સંતકા સંત.

(૫૬૫)

દાઘ જ લાગા નીલકા, સો મન સાબુ ધોય;
કોટ કલ્પ તક સમજાઈએ, કઉવા હંસ ન હોય.

(૫૬૦) ઝાડ પોતાનાં ફળો પોતે કદી ખાતું નથી. ને નદી પોતાનું પાણી સંઘરી રાખતી નથી, પણ તેઓ બીજાને આપ્યા કરે છે તેમ, જે સંતપુરૂષ છે, તે પોતાનાં શરીરને પારકાંનાં ભલાં માટે ઘસી નાંખે છે, યાને એ ત્રણનો સ્વભાવ એ છે, કે બીજાનું ભલું કરવું.

(૫૬૧) ઝાડ, સરોવર, સાધુપુરૂષ ને ચોથો વરસાદ, એ ચારોએ પરમાર્થને ખાતરજ દેહ લિધા છે યાને પેદા થયા છે, તેઓ બીજાંને કાજે જીવે છે, પોતા માટે નહિં.

(૫૬૨) ચંદ્ર અને સુરજ ચાલતા હોય, એમ આપણને દીસતા નથી, ને ઝાડનો વેળો કેમ વધે છે તે આપણી આંખે દેખાતું નથી, તેમજ ખોદાનો બંદો ખોદાને કેમ ભજે છે તે આપણને માલમ પડતું નથી. અર્થાત— એ બધું થાય છે છતાં માણસની આંખે તે ચીજ બનતી દેખાતી નથી, એ કબીર કહે છે કે, કુદરતની કરામત છે.

(૫૬૩) સાધુપુરૂષ, સતી યાને ખરી પતિવ્રતા નારી, લડવૈયો, જ્ઞાની પુરૂષ, અને હાથીનાં દાંત. એ પાંચો જુગના જુગ જાય તોબી પાછાં ને પાછાં થાય છે, યાને તેઓનો સ્વભાવ કદી બદલાતો નથી, પણ જેવો ને તેવો રહે છે.

(૫૬૪) ગમે એટલા અગણિત જુગો જાય, પણ ભગતનું બીજ કદી ફેરવાઇને હલકું થતું નથી; તે જ્યાંબી જાય, યાને ઉંચ જાત કે હલકી જાતમાં બી જન્મે યાને અવતાર લીયે, તોપણ તે તો સંતજ રેહવાનો યાને નેકજ નિવડવાનો.

(૫૬૫) ઘેરાં (કારો બલુ) રંગનો દાઘ પડયો હોય તેને સો મણ સાબુએ ધોઇયે તોબી તે દાઘ ફીટટો નથી તેમ, કાગડાને કરોડો વાર સમજાવ્યાથી યા શિખવવાથી તેનો હંસ પક્ષી થઇ શકતો નથી, યાને તેનો સ્વભાવ બદલાતો નથી.

(૫૬૬)

કપટી કદી ન ઓધરે, સો સાધન કો સંગ;
મુંજ પખાલે ગંગમે, જ્યું ભીજે ત્યું તંગ.

(૫૬૭)

સજ્જનસે સજ્જન મિલે, હોવે દો દો બાત;
ગધાસે ગધા મિલે, ખાવે દો દો લાત.

(૫૬૮)

જો જાકો ગુન જાનત, તો તાકો ગુન લેત;
કોયલ આમલી ખાત હય, કાગ લિંબોરી લેત.

(૫૬૯)

ખાંડ પરી જો રેતમે, કિડી હો કર ખાય;
કુંજર કાઢી ના શકે, જો કોટી કરે ઉપાય.

(૫૭૦)

જામે જીતની બુદ્ધિ, તિતના વોહ કર બતાય;
વાકો બુરા ન માનિયે; બહોત કહાંસે લાય?

(૫૭૧)

જલ જ્યું પ્યારા માછલી, લોભી પ્યારા દામ;
માત પ્યારા બાલકા, ભક્તિ પ્યારી રામ.

(૫૬૬) કપટી હોય તેને સો સાધુપુરૂષોનો સંગ થાય તોબી તે સુધરતો નથી, પણ દોરડાંને જેમ જેમ પાણીમાં ભીજવે તેમ તેમ તે નરમ થવાને બદલે વધારે સખત થાય છે તેમ કપટી માણુસ, ભલા માણુસોને જોઇને વધુ કપટ રાખે છે.

(૫૬૭) નેક પુરૂષો એક બીજાને મળે છે ત્યાં સારી સારી જ વાતો થાય છે, પણ જ્યાં ગધેડાઓ મળે ત્યાં તો લાતો મારવાનુંજ કામ થાય છે.

(૫૬૮) જેનો ગુણ, જે કોઇ પિછાને છે, તે ચીજને તે લે છે; દાખલા તરીકે, લિમડાના પાદડાં કદવા હોય છે, પણ તેનાં ફળ (લિંબોરી) માં મિઠાસ હોય છે, તેની ખબર કાગડાને હોવાથી તે, ઝાડમાંથી લિંબોરી તોડીને ખાય છે જ્યારે કોયલ આમલી ખાયા કરે છે.

(૫૬૯) રેતીમાં ખાંડ પડેલી હોય, તેને કિડીજ કાઢીને ખાઇ શકે છે, પણ ગમે એટલા ઉપાયો કરવા છતાં હાથી, ખાંડને રેતીમાંથી ઉપાડી શકતો નથી.

(૫૭૦) જે કોઇની જેટલી બુદ્ધિ, તેટલું તે કરી દેખડાવે, તેને માટે તું હલકુ મત ઉચ્ચારતો ના; કારણકે તે પોતાની શકિત ઉપરાંત વધુ કયાંથી લાવે ?

(૫૭૧) માછલીને જેમ પાણીમાં રહેવા ગમે છે તેમ લોભીને, પૈસા હમેશાં પાસે રાખવા ગમે છે; બાલક જેવું માતાને વહાલું હોય છે તેવો વહાલ, ખુદાને ભકિત તરફ હોય યાને જે માણુસ પ્રેમથી તેની ભકિત કરે તેને, પરમેશ્વર પોતાના બાળક પેઠે ચાહે છે.

(૫૭૨)

ચાતુરકો ચિંતા ઘની, નહિં મુરખ કો લાજ;
સર અવસર જાને નહિં, પેટ ભરૈંસે કાજ.

(૫૭૩)

કંચનકો કછુ ના લાગે, અગ્નિ ન કિડા ખાય;
બુરા ભલા હો વૈષ્નવા, કદી ન નર્કે જાય.

(૫૭૪)

બહેતા પાની નિર્મલા, બંધા ગંધા હોય;
સાધુ તો રમતા ભલા, દાઘ ન લાગે કોય.

(૫૭૫)

ઈશ્ક, ખુન્નસ ખાંસી, ઓર પિવે મધપાંન;
એ સબ છુપાયા ન છુપે, પ્રગટ હોય નિદાંન.

(૫૭૬)

પ્રીત પુરાની ન હોત હય, જો ઉત્તમસે લગ;
સો બરસ જલમે રહે, પથ્થરા ન છોડે અગ.

(૫૭૭)

જૈસા અનજલ ખાઇયે, તૈસાહિ મન હોય;
જૈસા પાની પિજીએ, તૈસી બાંની હોય.

(૫૭૮)

જૈસા ઘટ તૈસા મતા, ઘટ ઘટ ઓર સ્વભાવ;
જા ઘટ હાર ન જીત હય, તા ઘટ બ્રહ્મ સમાવ.

(૫૭૨) ડાહ્યો પુરૂષ દરેક વાતની કાળજી રાખે છે, પણ મુરખને કશી વાતની પરવા કે લાજ હોતી નથી; તે તો વખત બે વખત પોતાનું પેટ ભરવાનુંજ કામ જાણે છે.

(૫૭૩) સોનાંને કાટ લાગનો નથી, ને અગ્નિને કિડા ખાઇ શકતા નથી તેમ વૈશ્નવ—(ખુદા) ને ભકત ગમે એવો હોય, તો પણ તે કદી નર્કે જતો નથી.

(૫૭૪) વેહેતું પાણી હમેશાં નિર્મળ રહે છે, ને બંધાઇ ગયલું યાને એક જગ્યાપર ઠરી રહેલું પાણી ગંધ મારી આવે છે તેમ, સાધુપુરૂષ ફરતો રહે એજ તેને માટે ભલું છે, કારણકે એકની એક જગ્યામાં રેહવાથી તેને ઉપાધીઓ લાગુ પડે છે.

(૫૭૫) ઇસ્કબાજી, અદેખાઇ, ઠાંસો, અને (દારૂ, અફીણ, અને ગાંજો વગેરે) કેફી વસ્તુઓ ખાનાર, એ ચીજો કદીબી છુપી રહી શકતી નથી, પણ એ બદી કરનારા તુરત પરખાઇ આવે છે.

(૫૭૬) ગમે એટલો લાંબો વખત પાણીમાં રહેવા છતાં, પથ્થરામાં રહેલો અગ્નિ જતો રહેતો નથી. પણ તેને ચકમક લગાડવાથી તુરત અગ્નિ પ્રગટ થઇ આવે છે તેમ, અસિલ માણસની દોસ્તી, ગમે એટલા વખતનો ગાળો જવા છતાં, તાજી ને તાજી રહે છે, યાને તેની પ્રીત ઓછી થતી નથી.

(૫૭૭) જેવો ખોરાક ખાઇયે તેવું આપણું મન થાય છે, ને જેવું પીનું પીયે, તેવી વાંણી મોહડાંમાંથી નિકળે છે,

(૫૭૮) જેવું જેનું શરીર બન્યું હોય, તેવો તેનો સ્વભાવ થાય છે, તેથી દરેક મનુષ્યનો સ્વભાવ જુદા જુદા પ્રકારનો હોય છે; પણ જે માણુસને પોતાની હાર થઇ કે જીત થઇ છે એવો ખ્યાલ હોતોજ નથી એટલે કે જેને દુખની દલગીરી નહી, તેમ સુખનો હર્ષ નથી હોતો યાને જેનો સ્વભાવ બધી એ હાલતમાં એકસમાનજ શાંતીમાં રહે છે તે માણુસમાં ખુદા પ્રગટ થઇ રહેલો હોય છે.

(૫૭૯)

સુનિયે ગુનકી બારતાં, અવગુણ લિજીયે નાય;
હંસ ક્ષારકું ગ્રહત હય, નીર સો ત્યાગે જાય.

(૫૮૦)

કામી, ક્રોધી, લાલચી, ઇનસે ભક્તિ ન હોય;
ભક્તિ કરે કોઇ સુરવા, જો જાત વરન કુલ ખોય.

(૫૮૧)

પંડિત ઓર મસાલચિ, દોનો સુંજે નાહિં;
ઓરનકો કરે ચાંદના, આપ અંધેરા માંહિં.

(૫૮૨)

નિર્પક્ષકો ભક્તિ હય, નિર્મોહિકો જ્ઞાન;
નિર્દ્વન્દીકો મુક્તિ હય, નિર્લોભી નિર્બાન.

(૫૭૯) કયાં બી બેઠા હોઇએ, ત્યાંનો અવગુણ હોય તે આપણે લેવો ન જોઇએ; હંસ પક્ષી માટે કહે છે કે તેનામાં એવી ખુબી છે, કે જો પાણી ને દુધ મેળવીને તે પાસે મુકયું હોય તો, તેમાંથી તે દુધ લેવાનું, તેમ માણસને ઘણીએ સંગત થાય, પણ તે સંગતમાંથી જે કાંઇ સારૂં હોય તે ગ્રહન કરે, તે માણસજ હંસ પક્ષી જેવો ખુબીવંત કહેવાય.

(૫૮૦) કબીર કહે છે કે, ખુદાની ભક્તિ, ત્રણ જાતનાં માણસોથી થઇ શકતી નથી. એક તો, કામી યાને સ્ત્રીના છંદમાં પડેલો પુરૂષ; બીજો ક્રોધી યાને જે માણસને પોતા વિષે બહુજ મગરૂબી હોય યાને જે કોઇ જરા જરામાં ઓછું લઇ, ગુસ્સો કર્યા કરે તે; ત્રીજું લાલચુ, યાને જેનો બધી ચીજો મેળવવાનો લોભ લાગેલો હોયતે; કારણકે એ બધા માણસોનું મન પોતાને ગમતી ચીજો પર લાગેલું હોવાથી, ઇશ્વર તરફ લાગી શકતું નથી, તેથી કબીર કહે છે કે જે પોતાનાં 'હુંપણાંનો' ભાન સદંતર કાઢી નાંખે તેનાંથી જ ખુદાની ખરી ભકિત થઇ શકે.

(૫૮૧) પુસ્તક માત્ર ભણીને જે પંડિત થયો હોય તે, અને મસાલચિ એ બે માણસો, જોકે બીજાંને અજવાળું કરનારા કહેવાય છે, પણ પોતાને અજવાળું કરી શકતા નથી, યાને પોતે અંધારામાંજ રેહતા હોયછે

અર્થાત—જેમ મસાલચિ બીજાંને બતિ દેખડાવી પોતે અંધારામાંજ રહે છે, તેમ પુસ્તક પંડિત, શાસ્ત્રનો ભેદ ન પામ્યાથી, અજ્ઞાનમાંજ રહેલો હોય છે.

(૫૮૨) જે માણસ બધાંને એક સમાન જુવે છે અને સઉને સરખી રીતે ચાહે છે, તે માણસનીજ ખરી ભકિત છે એમ કહેવાય; જે માણસ દુનિયાંની માયામાંથી છુટો થયો છે, તેનેજ ખરૂં જ્ઞાન પ્રાપ્ત થયું છે.

કોઇબી ચીજ યા માણસ પોતાથી જુદી છે, એવું ભાન જેનું જતું રહ્યું હોય, યાને જે કોઇ સર્વ ઠેકાણે ને સર્વ ચીજમાં ખુદાનેજ એકલો જુવે છે, તે માણસને મુકિત મળી છે યાને તે જન્મ-મરણના ફેરામાંથી મુક્ત થયો છે, એમ ગણાય.

જેને કોઇ જાતનો લોભ રહ્યો નથી યાને જે દરેક કાર્ય, બોલ યા વિચાર પોતાનો કાંઇબી સ્વાર્થ રાખ્યા વિના કરે છે, યાને જે સર્વ કાંઇ ઇશ્વરને અર્પણ કરે છે, તે માણસ નિર્વાણપદને પામે છે.

(૫૮૩)

ભુખ ગઈ ભોજન મિલે, થંડ ગઈ કબાય;
જોબન ગયે ત્રિયા મિલે, તાકો આગ લગાય.

(૫૮૪)

જયું ગુંગાકે સેનકો, ગુંગાહિ પયછાને;
ત્યું જ્ઞાનીકે જ્ઞાનકો, જ્ઞાની હોય સો જાને.

(૫૮૫)

માંગનકો ભલો બોલનો, ચોરનકો ભલી ચપ;
માલીકો ભલો બરસનો, ધોબીકો ભલી ધપ.

(૫૮૬)

ધોતિ પોતિ વિનતી, ગુરૂ સેવા સંત સંગ;
એ ઔરનસે ન બને, ખાજ ખુજાવત અંગ

(૫૮૭)

તિન તાપમે તાપ હય, તિનકા અનંત ઉપાય;
અધાત્મ તાપ મહાબલિ, સંત બિના નહિં જાય.

(૫૮૮)

લિખના પઢના ચાતુરી, એ સબ બાતાં સહેલ;
કામ દહન મન વશકરન, ગગન ચઢન મુશકેલ.

(૫૮૩) ભુખ ગયા પછી ખાવાનું મળે, ને થંડી ગયા પછી ઓઢણું મળે તે શા કામનાં ? તેમ માણસની જુવાની ગયા પછી, યાને બુઢાપામાં મરદ પરણે, તે શા ખપનું ?

(૫૮૪) જેમ મુગાં માણસનાં હાથના ઇસારાની વાત, મુંગો હોય તેજ સમજી શકે છે, તેમ જ્ઞાની પુરૂષોની વાતો, જે કોઇ જ્ઞાની હોય તેજ સમજી શકે છે.

(૫૮૫) જેમ માલીને વરસાદ સારો છે, ને ધોબીને તડકો પડે તે સારૂં છે તેમ, જે કોઇને કાંઇક માંગવું હોય તેને માટે બોલવું, એ સારૂં છે યાને તેને તો પોતાની જબાંન ખોલવીજ જોઇએ; જ્યારે એક ચોર હોય તેને માટે ચુપકીદી સારી છે, યાને ચોરી કરવા માગે તેને તો બધી ચુપ-કીદી રાખવાજ જોઇએ, નહિતે. પકડાઇ આવે.

(૫૮૬) જેનાં બદન ઉપર કીડ (ખુજવાત) લાગી હોય, તેનાંથી જ તે કીડ નરમ પડી શકે, તેમ નિચલી પાંચ ચીજ સઉ કોઇ પોતે કરે તોજ તેનું કામ સરે (૧) ધોતિયું પેરહણું, (૨) સોયમાં દોરો પોવો, (૩) કોઇને અરજ કરવી, (૪) ગુરૂનાં સેવા કરવી, ને સતસંગ કરવો, એ સઘળાં જ્યારે માણસ પોતે કરે, ત્યારેજ તેનાં ફળ મેળવી શકે છે, બીજો કોઇ તેને માટે એ કામો કરી શકે નહિં.

(૫૮૭) માણસનાં શરીરને તાવ લાગુ પડે છે તેના અનેક જાતનાં ઉપાયો છે, પણ જેને હૈયાંની (આત્મિક) તાવ લાગુ પડી હોવ યાને જેનું હૈયું મેલું થયું હોવ તે તાવ, સાધુપુરૂષની દોસ્તી અને તેની સલાહ વિના સાફ થઇ શકતી નથી.

(૫૮૮) લખવું, વાંચવું ને મોહોડેની ચતુરાઇ કરવી એ બધાં ઘણાં સેહેલાં છે, પણ ઇંદ્રિઓનાં વિષયોની ઇચ્છા મારવી, મનને તાબામાં રાખવું અને આસમાંનપર ચઢવું યાને ખોદા તરફ મન લગાડવું એ કામો બહુ મુશકેલ છે.

(૫૮૯)

જ્ઞાની મુલ ગમાઈયાં, આપે ભયા કરતા;
તાતે સંસારી ભલા, મનમે રહે ડરતા.

(૫૯૦)

કામી લજ્યા ન કરે, મન માને શું લાડ;
નિંદ ન માગે સાહરો, ભુખ ન માગે સ્વાદ.

(૫૯૧)

ભુખ લગી તબ કછુ નાહિં સુજે, ધ્યાન જ્ઞાન સબ રોટીમે;
કહત કબીરા સુન ભાઇ સાધુ, આગ લગો એ પોઠીમે.

(૫૯૨)

કામકા ગુરૂ કામિની, લોભિકા ગુરૂ દામ;
કબીરકા ગુરૂ સંત હય; સંતનકા ગુરૂ રામ.

(૫૮૯) જે કોઇ જ્ઞાની (ભણેલો) થયા છતાં, પોતાનું "હું પણું" દેખાડયા કરે, યાને જરા જરામાં "હું કહું છું તેજ ખરૂં છે, મારા જેવું જ્ઞાન કોઇને નથી" એવી લાહેરી કર્યા કરે, તે માણસ પોતાની (જ્ઞાનની) કિંમત ઓછી કરી નાંખે છે; એવાં માણસ કરતાં તો એક સંસારી યાને સાધારણ દુનિયવી વિચારવાળો માણસ ભલો, કે તે પોતાનાં મનમાં બીહતો રહે છે, અને કોઇ આગળ લાહેરી દેખાડતો નથી.

(૫૯૦) જેને ઉંઘ આવતી હોય તેને તકીયા કે ગોદડાંની કાંઇ પરવા હોતી નથી, જેને ભુખ લાગી હોય તેને, ભોજન સ્વાદદાર છે કે નહિં તેનો વિચાર હોતો નથી તેમ, જે કોઇ સ્ત્રીના નાદમાં પડયો હોય તેને કશી વાતની દરકાર કે શરમ હોતી નથી, પણ તે જ્યાં ગમે ત્યાં બેશરમી રીતે રહે છે.

(૫૯૧) કબીર કહેછે કે ઓ સાધુ ભાઇ, તું સમજ કે જયારે કોઇને ભુખ લાગે છે ત્યારે તેને બીજું કશું સુજતું નથી, પણ તેનું બધું એ મન ખાવામાંજ ભરાઇ જાયછે, ને તેનું શિખેલું કારવેલું (જ્ઞાન) બધું જતું રહે છે, યાને જ્ઞાનની પોઠીને ગોયા આગ લગાડી મુકે છે. અર્થાત-જ્યારે માણસનું મન ઇંદ્રિઓનાં ભોગ ભોગવવા ઉપરજ લાગુ થાય છે ત્યારે, તે ચીજમાંથી શું નુકશાન છે તે માટે જે કાંઇ શિખ્યો હોય તે બધું ભુલી જાયછે, યાને તેને યાદ આવતુંજ નથી, કારણકે તે ઇંદ્રિઓનાં વિષયોમાં આખો લિન થઇ જાયછે.

(૫૯૨) જે કોઇક કામીક પુરૂષ છે તેનો ગુરૂ તે સ્ત્રી છે, લોભી માણસનો ગુરૂ તે પૈસો છે, જયારે મારો (કબીરનો) ગુરૂ તે સાધુ છે, ને સાધુઓનો ગુરૂ તે રામ (ખુદા) છે.

અર્થાત, જેનું જે પર દિલ લાગુ છે, તેને તે પોતાનું આખું જગત સમજે છે, યાને તેના શિવાય તેને બીજું કશું સુજતું નથી, તેથી તે તે ચીજ ગુરૂ (મિસાલ) જ ગણાય છે.

(૫૯૩)

હિરે હિરાકી કોઠડી, બાર બાર મત ખોલ;
મિલે હિરાકા જોહરી, તબ હિરાકા મોલ.

(૫૯૪)

હિરા જરા ન ખોલિયે, કુંજરે કે હાથ;
સેહેજે ગાંઠે બાંધીયે, ચલિયે અપની બાત.

(૫૯૫)

તન સનદુક ગુન રતન ચુપ, તાહિ દિજે તાલ;
ગ્રાહક બિના ન ખોલિયે, કુંચી બચન રસાલ.

(૫૯૬)

હિરા પડા બાજારમે, રહ્યા છાર લપટાય;
કેતેક અંધે ચલ ગયે, પરખ ન લિયા ઉઠાય.

(૫૯૭)

રામ પદાર્થ મુંજમે, ખાંન ખુલી ઘટ માંહિ;
સેત મેત હમ દેત હય, પર ગ્રાહક કોઇ નાહિ.

(૫૯૮)

જહાં ન જાકો ગુન લહે, તહાં ન તાકો ઠાવ;
ધોબી બેઠા કયા કરે, દિગમ્બરો કે ગાંવ?

(૫૯૩) કબીર કહે છે કેઃ—તારી પાસે હિરાની ભરેલી કોડલી હોય તેને વારમવાર ઉઘાડતો નાં, યાને ગમે તેને દેખાડતો ના, કારણ કે જ્યારે હિરાનો પારખુ અને લેનાર મળે ત્યારેજ હિરાનું મુળ થાય છે અને તેજ તેની કદર પિછાણે છે.

(૫૯૪) તારી પાસે હિરો હોય તો તે કોઇ તેવા કુંજરા માણુસ આગળ ઉઘાડો કરી દેખાડતો ના, પણુ તારી પાસેજ રહેવા દઇ, તારે રસ્તે ચાલ્યો જજે.

(૫૯૫) જ્યાંસુધી તેનો ઘરાક મળે નહિ, ત્યાંસુધી તે અમુલ્ય રતનની પેટી બંધ રાખજે, ને તેને ઉઘાડવાની કુંચી બાહેર કાઢતો ના.

(૫૯૬) હિરો રાખમાં લપટાઇને બજારમાં પડયો હોય, તો પણુ ઘણાં આંધળાંઓ ત્યાંથી જવા છતાં કોઈ તેને પારખીને ઉચકી લેતું નથી.

(૫૯૭) કબીરજી કહે છે કે મારી પાસે ખુદા (જેવો અમુલ્ય) પદાર્થ પડેલો છે, અને મારાં શરારમાં તેની ખાંન ઉઘડી ગઇ છે, ને હું તે મફત આપવા ખુશી છું, પણુ તે લેવાવાળો કોઇ ઘરાક મળતો નથી.

(૫૯૮) જ્યાં જેનાં ગુણુની કદર પિછાણુવામાં આવતી નથી, ત્યાં તે માણુસ રહીને શું કરે? જ્યાં બધા નાગા ગોસાંઇઓજ રહેતા હોય ત્યાં ધોબી રહીને શું કરે?






(૫૯૯)
કહે કબીર કમાલકો, દો બાતાં શિખ લે;
કર સાહેબકી બંદગી, ઓર ભુખેકો કછુ દે.

(૬૦૦)
હાડ બઢા હરિ ભજન કર, દ્રવ્ય બઢા કછુ દેય;
અક્કલ બઢી ઉપકાર કર, જીવનકા ફલ યેહ.

(૬૦૧)
ગાંઠી હોય સો હાથ કર, હાથ હોય સો દે;
આગે હાટ ન બાનિયાં; લેના હોય સો લે.

(૬૦૨)
ખાય પિ ખલાય દે, કર લે અપનાં કામ;
ચલતી વખત રે નરો, સંગ ન ચલે બદામ.

(૬૦૩)
ધર્મ કિયે ધન ના ઘટેં, નદિ ન સંચે નીર;
અપની આંખે દેખીયે, યું કહે દાસ કબીર.

(૬૦૪)
ભિખ તીન પ્રકારકી, સુનો સંત ચિત્ત લાય;
દાસ કબીર પ્રગટ કહે, ભિન્ન ભિન્ન અર્થાય.

(૫૯૯) કબીર પોતાના ચેલા કમાલને કહે છે કે, બે વાત હું તુંને કહું છું તે શિખી લે, તે એ કે ખુદાની નિત્ય બંદગી કરવી, અને ભુખા માણુસને કાંઇક આપવું.

(૬૦૦) જેમ જેમ તું (ઉમરે) મોટો થાય, તેમ તેમ ખુદાની યાદમાં વધુ ચકચુર રહે; તારી પાસે દોલત વધતી જાય તો તું ખેરાત કર્યા કર; તારી અક્કલ હુશિયારી વધે તો બીજાનું ભલું કરી ઉપકાર કર્યો જા; કારણકે ખરૂં જીવેલું એજ પ્રમાણ છે, યાને જીંદગીની નેમ એજ કામો માટે છે.

(૬૦૧) તારી સકમઇનો મેળવેલો પૈસો ઉડારી ના દેતો યાને લખ-લુટ ખરચોમાં ના વાપડતો, પણ તારી પાસે ફાજલ હોય તો તે બીજાને અપ, કારણકે મરણ પછી એ "આપ-લે" નો સોદો બની શકવાનો નથી.

(૬૦૨) તું ખા પિ ને બીજાને ખવાડ અને એમ કરી તારૂં ખરૂં કામ કરી લે કારણકે આપણા મરણ, પછી એક ફુટી બદામબી સાથે આવવાની નથી.

(૬૦૩ ધર્મ કરવાથી યાને સખાવત કરવાથી, ધન કદી ઘટવાનું નથી; જેમ નદિ પોતાનું પાણી કાંઇ સંઘરી રાખતી નથી તેમ માણુસે પોતાની ધન-દોલત સંઘરી રાખવાની નથી, માટે તું જીવતાં જીવત ધર્મદાન કરી લે.

(૬૦૪) ભિખના જુદા જુદા અર્થ થાય છે, માટે હું (કબીર) જે કહું છું તે તમો સાધુપુરૂષો સાંભળો, કે ભીખ ત્રણ પ્રકારની છે.

(૬૦૫)

અન માગ્યા ઉત્તમ કહિયે, મધમ માંગી જો લેય,
કહે કબીર કનિષ્ટ સો, પર ઘર ધરના દેય.

(૬૦૬)

માંગન મરન સમાન હય, મત કોઈ માંગો ભિખ;
માગનેસે મરના ભલા, એહિ સદગુરૂકી શિખ.

૬ ૭)

મરૂં પર માગું નહિ, અપને તનકે કાજ;
પરમારથકે કારને, માંગન ન આવે લાજ.

(૬૦૮)

સેહેજ દિયા સો દુધ બરાબર, માંગ લિયા સો પાની;
ખિંચ લિયા સો રગત્ બરાબર, એહિ કબીરા બાની.

(૬૦૯)

ભુખેકો કછુ દિજીયે, યથા શકિત જો હોય;
તા ઉપર શિતલ બચન, લખો આત્મા સોય.

(૬૧૦)

જહાં દયા વહાં ધર્મ, જહાં ભ વહાં પાપ;
જહાં ક્રોધ વહાં કાલ, જહાં ક્ષમા વહાં આપ.

(૬૦૫) જે કોઇ, કાંઇબી માંગી લેતો નથી તે ઉત્તમ કહેવાય; જે માંગીને લે તે મધ્યમ કહેવાય, પણ જે કોઇ પારકે ઘર જઈ ભીખ માંગે તે પુરૂષ સઉથી હલકો કહેવાય.

(૬૦૬) કબીર કહે છે કે, કોઇ પાસે કાંઇ પણ માંગવું એ મોત જેવું છે, માટે કોઇએ ભિખ માંગવી નહિં, તે માંગવાનાં કરતાં મરવું બેહતર છે, એવી સદગુરૂની શિખામણ છે.

(૬૦૭) હું કોઇ પાસ મારા પોતાને ખાતર કદીબી માંગતો નથી, પણ બીજાને ખાતર માંગવું પડે યાને કોઇનું ભલું થતું હોય તો તે માટે માંગવાને હું કદી શરમાતો નથી.

(૬૦૮) કોઇને ખુશીથી થોડુંક પણ આપવું એ દુધ મિસાલ છે, માંગી લેવું એ પાણીજ છે, પણ જોર જુલ્લમથી યા ઠગીને મેળવે તે તો લોહિ લેવા બરાબર છે યાને ખુન જ કીધેલું કહેવાય, એવું મારૂં કબીરનું વચન છે.

(૬૦૯) તમારી શકિત મુજબ, ભુખ્યાને આપો, અને તેની સાથે મિઠા બોલો કહી સંભળાવો, કારણકે તમારી મિસાલ તેનામાંબી આત્મા યાને ખુદા રહેલો છે, તેથી ભુખ્યાને આપ્યું તે જાણે ખુદાનેજ આપ્યા બરાબર છે.

(૬૧૦) જેનામાં દયા હોય તે માણસજ ધર્મી કહેવાય, જેનામાં લોભ હોય તે માણસ પાપ કરે છે, જ્યાં ક્રોધ યાને ગુસ્સો વેરભાવ રહેલો હોય ત્યાં કાળ હાજર છે, યાને તેનો નાશ થવાનોજ, પણ જેનામાં સહનશિલતા હોય યાને જે કોઇ સઉની ભુલો દરગુજર કરનારો હોય, તેનામાંજ ખુદાનો વાસો રહેલો છે.

(૬૧૧)

કુંજર મુખસે કન ગિરે, ખુંટા ન વાકે અહાર;
કિડી કન લે ચલી પોષણ દઇ પરિવાર.

(૬૧૨)

દાતા દાત ચલ ગયે, રહે ગયે મખ્ખીચુર;
દાન માન સમજે નહિ, લડનેમે મજબુર.

(૬૧૩)

માણુસ ખોજત મેં ફિરા, માણુસકા બરા સુકાલ;
પર જાકે દેખે દિલ થરે, તાકા પરીયા દુકાલ.

(૬૧૪)

દયાકા લક્ષણ ભકિત, ભકિતસે મિલત જ્ઞાન,
જ્ઞાનસે હોવત ધ્યાન, એ સિદ્ધાંત ઉર આન.

(૬૧૫)

બિષય ત્યાગ વૈરાગ હય, સમતા કહિયે જ્ઞાન,
સુખદાઇ સબ જીવસોં, એહિ ભકિત પ્રમાન.

(૬૧૧) હાથીનાં મોહડાંમાંથી ખાતાં ખાતાં કનકી જેવા નાનાં કટકા નિચે પડી જાય છે, તેથી કાંઇ હાથીનો ખોરાક ઘટી જતો નથી; પણ તે બારીક કટકાઓ કિડી ઉપાડી લઇ જાય છે ને તેમાંથી પોતાનાં આખાં કુટુંબ પરિવારનું પોષણ કરે છે—અર્થાત—થોડુંક પણ દાન કર્યાંથી કેટલું ભલું થઇ શકે છે ને માણસનું કાંઇ ઘટી જતું નથી એમ કબીરનું કહેવું લાગે છે.

(૬૧૨) કબીર કહે છે કે, સખી ને પરમાર્થી લોકો જતા રહ્યા, ને માત્ર મખ્ખીચુસો આ દુનિયામાં રહેલા છે કે જેઓ, કોઇને આપવું લેવું, યા માન આપવું એવું કાંઇ સમજતા નથી, પણ પોતાનોજ સ્વાર્થ શોધવાને અને લડવાને હમેશાં તત્પર રહેલા છે.

(૬૧૩) માણસો શોધતો હું ઘણો ફર્યો છું, ને માણસોના કાંઇ ટોટા નથી, પણ જેને જોઇને આપણું દિલ ઠરી જાય એવા નેક પુરૂષોની મોટી તાંન છે.

(૬૧૪) દયાનું લક્ષણ તે ભક્તિ છે યાને દયા તેનેજ હોય છે કે જેનું મન ખુદા તરફ લાગેલું હોય છે; મન ભક્તિમાં લાગવાથી માણસને ખરૂં જ્ઞાન આવે છે, અને જ્ઞાનથી તેનું ધ્યાન એકાગ્ર થાય છે, યાને ખુદાપર પુરૂં લાગે છે, એ વાત તું જરૂર યાદ રાખજે.

(૬૧૫) ખરો વૈરાગ્ય આવવો, એટલે માણસ દુનિયાં (માયા) માંથી મોકળો થયો છે એમ ત્યારેજ કહેવાય કે જ્યારે ઇંદ્રિઓનાં વિષયો ભોગવવાની ઇચ્છાઓ તેનાં મનમાંથી ગઇ હોય, ખરૂં જ્ઞાન તેનેજ થયું છે કહેવાય કે જે માણસ બધી હાલતમાં એકસમાન રહે, યાને પોતાનાં મનનું સમતોળપણું જાળવી શકે; જે કોઇ દુનિયાનાં બધાં પ્રાણીઓને સુખ આપતો રહે, તેનીજ ભક્તિ કીધેલી પ્રમાણ છે, યાને તે તે ખરી ખુદાની ભક્તિ કહેવાય.



## માણસનો ખરો સણગાર.

(૬૧૬)
એલમસે ઉદ્યોગ ખિલે, ખિલે નેકીસે નુર;
એલમ બિન સંસારમેં, સમજ અંધેરા ધુર.

(૬૧૭)
સબલ ખમી નિર્ગવ ધની, કોમલ વિદ્યાવંત;
ભુવા ભુષન તિન હય, ઔર સબ અન્નત.

(૬૧૮)
કબીર ! ઇન સંસારમે, પંચ રતન હય સાર;
સાધુ મિલન, હરીભજન, દયા દિન ઉપકાર.

(૬૧૯)
ધન રહે ન જોબન રહે, ન રહે ગામ ન ઠામ;
કબીર! જગમે જશ રહે, કે કરદે કિસીકો કામ.

(૬૨૦)
લેનેકો હર નામ હયે, દેને કો અન્નદાન;
તિરનેકો આધિનતા, બુડનેકો અભિમાંન.

(૬૨૧)
પશુકી તો પનિયાં ભઇ, નરકા કછુ ન હોય;
પર જો ઉત્તમ કરની કરે, તો નર નારાયન હોય.

(૬૨૨)
કબીર ! મેં માગું એ માંગના, પ્રભુ મોહે દિજે સોય,
સંત સમાગમ હરિ કથા, હમારે નિશદિન હોય.

(૬૨૩)
મુગતા જુગત માગું નહિં, ભકિત દાન દિજો મોહે;
ઔર કછું માગું નહિં, નિશદિન જાચુ તોહે.

(૬૧૬) જેમ નેકીથી માણસનાં મોહડાંનું તેજ વધે છે. તેમ ઇલમથી ઉદ્યાગં ખીલવી શકાય છે, ઇલમ વગર યાને અજ્ઞાનપણાથી સંસારમાં સર્વ કાંઇ અંધારૂંજ રહે છે, યાને અજ્ઞાનપણાથી માણુસ આગળ વધી શકતો નથી.

(૬૧૭) જોરાવર છતાં સહનશિળતા રાખવી, મોટા હોય છતાં અહંકાર કે અભિમાન ન રાખવો, ભણેલો છતાં નમનતાઇ રાખવી, એ માણુસના ત્રણ મોટા સણુગાર છે, બાકી બીજા બધા હલકા સણુગારો તો ઘણુાએ છે.

(૬૧૮) ઓ કબીર ! આ સંસારમાંથી તરી જવાને માણુસની પાસે પાંચ રતને હોવાં જોઇએ; સતસંગ કરવો, ખુદાની બંદગી કરવી, સર્વ ઉપર દયા રાખવી. નમનતાઇ અને બીજાઓ ઉપર ઉપકાર કરવો.

(૬૧૯) માણુસનો પૈસો જુવાની, માલ મિલકત, અને ઘરબાર કાંઇ રહેવાનું નથી; પણુ ઓ કબીર ! જે બીજાંને મદદ કરે, યાને પરમાર્થ કરે તેની (નેકી) વાખવાખી, યાને જશ હંમેશાં રહેશે.

(૬૨૦) આ દુનિયામાં લેવાનું તે ખુદાનું નામ, આપવાનું તે ભુખ્યાની ભુખ મટાડવી. સંસારમાંથી તરી જવાને માટે જે કાંઇ અગત્યનું છે તે, ખુદાપર પુર્ણ વિશ્વાસ, પણુ જો ડુબી મરવું હોય તો અભિમાન કરવો.

(૬૨૧) જનાવરોનાં (ચામડાંનાં) તો જોડા પણુ બને છે, અને માણુસનું તો કાંઇએ કામ લાગતું નથી; પણુ જો નર ઉત્તમ કરણી કરે તો તે નારાયણુ થઇ શકે છે, યાને ખુદાઇ પદને પામી શકે છે.

(૬૨૨) કબીર કહે છે કે, ઓ ખુદા, હું તારી પાસે એટલુંજ માંગું છું કે મને હંમેશાં સંતપુરૂષોની સંગત રહે, ને તારી સેવા રાત ને દિવસ હું કર્યો જાઉં.

(૬૨૩) હું એવું નથી માંગતો કે મને તાજ ને તખ્ત મળે, પણુ મને તારી ભક્તિનું દાંન બક્ષ, જેથી હું તારી સેવા રાત ને દિવસ કરતો રેહું, એ સિવાય બીજું હું કશું માગતો નથી.

## ખરો ફકીર કોણ?

(૬૨૪)

ફિકર સબકો ખા ગઇ, ફિકર સબકા પીર;
ફિકરકી જો ફાકી કરે, ઉસકા નામ ફકીર.

(૬૨૫)

પેટ સમાતા અન્ન લે, તનહિ સમાતા ચીર;
આધકહિ સંગ્રહ ના કરે, તિસકા નામ ફકિર.

(૬૨૬)

ચાહ ગઈ ચિંતા ગઇ, મનવા બે પરવાહ;
જીનકો કછુ ન ચાહીયે, સો શાહનપતિ શાહ.



(૬૨૪) કબીર કહે છે કે ફિકર સઉને ખાઇ જાય છે, તેથી ફિકર સઉનો પીર ગણાય છે, યાને સઉની આથેની છે, પણ જે કોઇ ફિકરને ખાઇ જાય, તેજ ખરો ફકીર કહેવાય. અર્થાત-જે કોઈ પોતાનાં મનમાંથી ફીકરને દુર કરે, તેજ ખરો ફકીર અથવા સાધુ કહેવાય, યાને જેને ખુદા તરફ પુણું વિશ્વાસ છે તે પોતા માટે કદી ફિકર કરતો નથી અને તેજ ખરો ફકીર છે.

(૬૨૫) જે કોઇ પેત પુરાય એટલુંજ અન્ન માંગી લીયે છે, ને અંગ ઢંકાય તેટલાં વસ્રનીજ કાળજી રાખેછે, અને એથી વધુ મેળવવાનું જે કોઇ આશા કરતો નથી, તેજ ખરો ફકીર છે.

ફકિર શબ્દ ફારસીનો ચાર અક્ષરનો બનેલો છે, જેનાં દરેક અક્ષરનો ગુણ અર્થ થાય છે.

"ફે" એટલે "ફાકો" યાને ગમ ખાઇ જવું, દરગુજર કરવી, અથવા સહનશિળતા રાખવી.

"કાફ" એટલે "કેનાયત" યાને સંતોષ રાખવો.

"ય" એટલે 'યાદે ઇલ્લાહિ' યાને ખુદાનું નામ-સ્મરણ હંમેશાં ચાલુ રહેવું.

"રે" એટલે "રીયાઝત" યાને અપોઇ, પહરેજગારી, એટલે તનની, મનની અને કાયની પવિત્રાઇ.

એ ચાર ઉતમ ગુણો જેનામાં હોય તેજ ખરો સાધુ યાફકીર કહેવાય.

(૬૨૬) ઇંદ્રિઓનાં ભોગ ભોગવવાની ઇચ્છા, જેની જતી રહી, તેનાં મનની ચિંતા પણ દુર થાય છે, અને મનમાં ચિંતા નહિ એટલે મન શાંત થઇ જાય છે, અને જેને કાંઇ જોઇતું નથી, યાને જેને કશાંની ગરજ છેજ નહિ, તે માણસ રાજાઓથી બી મોટો છે.

---o---



## સંતોષ વષે.

(૬૨૭)

ગઉધન ગજધન ગોપીધન, ઓર રતનધન ખાન;
પર જહાં આવે સંતોષધન, તો સબ ધન ધુલ સમાન.

(૬૨૮)

મારીચે આશા આપની, જીને ડસ્યા સંસાર;
તાકા ઓખડ (સં)તોષ હય, કહે કબીર બિચાર.

(૬૨૯)

કબૂક મંદીર માલિયાં, કબૂક જંગલ બાસ;
સબી ઠોર સોહામનાં, જો હરિ હોય પાસ.

(૬૩૦)

સાહેબ મેરે મુહકો, લુખી રોટી દે;
ભાજી માંગત મેં ડરૂં, કે લુખી છિન ન લે.

(૬૩૧)

સાત ગાંઠ ગોપિનકી, મનમાં ન રાખે શંક;
નામ અમલ માતા રહે, ગને ઈંદ્રકો રંક.

(૬૨૭) ઘણાં ગાય ઢોરોનો ધણી હોય, ઘણાં હાથીઓ રાખનાર (રાજા) હોય, ઘણી સ્ત્રીઓનો ધણી હોય, અને જવાહેરોની ખાનનો માલેક હોય, પણ જેની પાસે **સંતોષ ધન** છે તેને ઉપલું સઉ કાંઇ ધુળ સમાંન છે, યાને જે કોઇ સંતોષી છે અને ગમે તેવી હાલતમાં સંતોષ રાખી જાણે છે, તે માણસનાં જેવો સુખી બીજો કોઇ નથી.

(૬૨૮) જેને આ સંસારની જંજાળો લાગેલી છે, અને તેઓને જે મારવા ચહાતો હોય, તો તેનો ઇલાજ માત્ર **સંતોષ** છે —અર્થાત–દુનિયાની ચીજો નહિ મળવાથી જે દુઃખ થાય છે તે દુઃખ દુર કરવા, જે માણસ તત્પર હોય તેને સંતોષી થવું.

(૬૨૯) જેની પાસે ખુદા છે યાને જેનું મન ઇશ્વર તરફ લાગેલું હોય છે, તે ગમે તો રાજમેહેલમાં વસે, યા જંગલમાં વસે, પણ તેનું મન સંતોષી હોવાથી અને ખુદા પર લાગેલું હોવાથી, દરેક જગ્યા તેને સરખી લાગે છે યાને ખુદાથી ભરપુર અને શોભાયમાન છે એવું તેને દેખાય છે.

(૬૩૦) કબીર કહે છે કે, ઓ ખુદા, મને લુખી રોટલીજ આપ્યા કર, તે ઉપર ભાજી મને જોઇતી નથી, અને તે માંગતાં બીહું છું કે રખેને સુકી રોટલી બી જતી રહે, અર્થાંત–માણસે સાદી સુખવાસી જીંદગી માટેજ કાળજી રાખવી, કારણ કે વધુ માંગતા, આપણને વધારે જંજાળો ભોગવવી પડે છે.

(૬૩૧) જે કોઇ ખરો સંતોષી છે અને જેનું મન ઇશ્વર સિવાય બીજાં કશાંને માંગતું નથી, તે માણસ માટે કબીર કહે છે, કે તેનાં આંગ ઉપર માત્ર લંગોટી હોય, ને તેનેબી સાત ઠિગરાં મારેલાં હોય છતાં, તે પોતાનાં મનમાં એટલો સંતોષી હોય છે કે ઈંદ્ર જેવા રાજાને તો પોતાથી ગરીબ સમજે છે, એટલે કે ઈંદ્રનાં રાજપાતથી પણ તે લલચાતો નથી.




(૬૩૨)

કબીર ! ધીરજ કે ધરે, હસ્તી સવામન ખાય;
એક ટુકકે કારને, સ્વાંન ઘરોઘર જાય.

(૬૩૩)

ધીરે ધીરે રે મના, ધીરે સબ કછુ હોય;
માલી સિંચે કેવરા, પર રૂત આવે ફુલ જોય.

(૬૩૪)

બહોત ગઇ થોરી રહી, વ્યાકુલ મન મત હોય,
ધીરજ સબકો મિત્ર હય, કરી કમાઇ મત ખોય.

(૬૩૫)

ધીરજ બોધ તબ જાનીયે, સમજે સબકી રીત;
ઉનકા અવગુન આપમે, કબ ન લાવે મીત.

(૬૩૬)

સાહેબકી ગત અગમ હય, તું ચલ અપને અનુમાન;
ધીરે ધીરે પાઉં ધર, પહોંચેગા પ્રમાન.

(૬૩૨) ઓ ફકીર ! હાથી છે તે ધીરજ રાખવાથી સવામણ જેટલું ખાઇ શકે છે, જ્યારે કુતરો અધીરો હોવાથી એક ટુકડાને ખાતર ઘરે ઘર ફરતો ફરે છે યાને હાડમાર થાય છે.

(૬૩૩) માટે એ માણસ, તું ધીરજ રાખ, ધીરજથી બધું એ થઇ શકે છે; કેવરો ગોપી, માલી ધીરજ ધરી બેસે છે, ત્યારે રૂત આવ્યા પછી તેનું ફળ પામે છે, તેમ માણસે મેહનત કરી તેના ફળ માટે અધિરા થવુ નહી ધીરજ જ હર હમેશ રાખવી.

(૬૩૪) તેં એટલી બધી મેહનત કીધી, હવે થોડીકજ બાકી રહી, ત્યારે તું કાંય અધીરો થાય છે ? ધીરજ રૂઉ કોઇનો મિત્ર છે, માટે ધીરજને પકડશે ને અધીરાઇ છોડશે તો બધીએ કીધેલી મેહનત ફોકટ જતી બચશે, યાને સફળ થશે.

(૬૩૫) ખરો ધીરજવંત અક્કલનો માણસ તે છે કે જે સઉ કોઇની રીત સમજે, યાને સઉનો સ્વભાવ સંભાળી લે, પણ પોતે કદીબી અધીરો બનતો નથી, અને સામાનો અવગુણ પોતામાં લાવતો નથી. અર્થાત–સામા ધણીની સ્થીતી જોઇને તે વર્તનારો છે, યાને સામો ધણી ગુસ્સો કરે, પણ તે કદીબી ગુસ્સે થતો નથી–પણ પોતાનાં મનની શાંતી જાળવી રાખે છે.

(૬૩૬) આપણને સમજ પડતું નથી કે જગતને ખુદા કેમ ચલાવે છે, માટે તું તારી શકિત મુજબ ચાલ્યા કર, ને ધીરે ધીરે પણ મક્કમપણે ખુદાપર વિશ્વાસ રાખીને ચાલશે, તો જરૂર તે સુખી ધામે તું પુગી જશે.




(૬૩૭)

ચિંતા મત કર નચિંત્ત રહે, પુરનહાર સમર્થ;
જલ ઠલમે જો જીવ હય, ઉનકી ગાંઠ કયા ગ્રહર્થ?

(૬૩૮)

ચિંતા ઐસી ડાકની, કાટ કલેજા ખાય;
વૃદ બિચારા કયા કરે, કહાં તક દવા લગાય?

(૬૩૯)

સરજનહારે સરજીયા, આતા પાની લોન;
દેનેહારા દેત હય, તો મિટનહારા કોન?

(૬૪૦)

કાહેકો તલપત ફિરે, કાહે પાવે દુઃખ?
પહેલે રજક બનાયકે, પિછે દિનો સુખ.

(૬૪૧)

અબ તું કાહેકો ડરે, સિરપર હરિકા હાથ;
હસ્તી ચઢ કર ડોલિયે, કુંકર ભસેં જો લાખ.

(૬૪૨)

રચનહારકો ચિન કર, કયા ખાવેકુ રોય;
દિલ મંદીરમેં પેંઠ કર, તાંન પિછોડી સોય.

(૬૩૭) તું ચિંતા ના કર, નચિંત રહે! કાંય જે ખુદા તારૂં પુરૂં કરવાવાળો છે, ને તે મહા બળવાન છે; પાણીમાં ને જમીનમાં જે જીવો છે તેઓની પાસે કાંઇ પૈસા નથી, તોપણ તેઓનું પોષણ થાય છે, તેમ તારૂંબી થશે.

(૬૩૮) ચિંતા એવી ડાકણી છે કે તે માણસનું કલેજું કોતરી ખાય છે; જેનાં મનમાં ચિંતાએ ઘર કીધું હોય તેને વૈદ બિચારો શું કરી શકે? કયાં સુધી તેને દવા આપ્યા કરે? અર્થાત–જ્યાં સુધી મનમાંથી ચિંતા જાય નહિ ત્યાંસુધી શરીરનું દુઃખ ઓછું થતું નથી.

(૬૩૯) **તે પેદા કરનાર સાહેબે,** આટો પાણી મીઠું વગેરે સરજ્યું છે, અને તે આપવાવાળો છે તો પછી છીનવી લેનાર કોણ છે?

(૬૪૦) શા માટે તું તલપનો ફરે છે, અને શા સારૂં દુઃખ પામે છે? પહેલ્લાં તારે માટે ખોરાક તૈયાર કરીને પછી તને ખાવાને મોહોડું આપ્યું છે.

(૬૪૧) જ્યારે તારાં માથાં ઉપર તે સાહેબનો હાથ છે ત્યારે તું હવે શું કામ બીહે છે! હાથી ઉપર ચઢીને બેઠા હોઇયે ને લાખ કુતરા ભસતા (કરડવાને) આવે તોબી આપણે તો નચિંતાઇથી ડોલા ખાયા કરીએ તેમ; જ્યાં ખુદાજ આપણાં માથાં ઉપર હોય ત્યાં પછી ચિંતા શાની રાખવી?

(૬૪૨) ખાવા પિવાનાંને શું રડવા બેઠો છે! બાહેરની બધી ચીજો ઉપર પીછોડી ઢાંકીને, તેઓને તું ભુલી જા, અને જગતકર્તાને તારાં હૈયાંરૂપી મંદીરમાં દાખલ થઇને જો.

(૬૪૩)

સાહેબસે સબ કછુ બને, બંદેસે કછુ નાય;
રાઇકો પરવત કરે, ઔર પરવત રાઈ માય.

(૬૪૪)

ચિંતા તો હરિ નામકી, ઓર ન ચિતવે દાસ;
જો કોઇ ચિતવે નામબિન, સોહિ કાલકી પાસ.

(૬૪૫)

કબીર મેં કયા ચિતવું, હમ ચિતવે કયા હોય ?
હરિ આપહિ ચિંતા કરે, જો મોહે ચિંતા ન હોય.

(૬૪૬)

મેરા ચિત્યો હર ના કરે, કયા કરૂં મેં ચિત;
હરકો ચિત્યો હર કરે, તા પર રહું નચિંત.

(૬૪૭)

રામહિ કિયા સો હુવા, રામ કરે સો હોય;
રામ કરે સો હોયગા, કાહે કલ્પો કોય ?

(૬૪૮)

મુખસે રહે સો માનવી, મનમે રહે સો દેવ;
સુરતે રહે સો સંત, ઇસ બિધ જાનો ભેવ.

(૬૪૯)

કબીર કબીર કયા કરો, ખોજો આપ શરીર;
જો યે પાંચો વશ કરો, તો આપે દાસ કબીર.

(૬૪૩) તે સાહેબથીજ બધું બને છે, આપણાથી કાંઇ થઇ શકે નહિ; તે સાહેબ ચાહે તો રાઇનો પહાડ કરે, અને પહાડને રાઇ જેવો બારીક કરી નાખે.

અર્થાત—જે કાંઇ થાય છે તે ખુદાના હોકમથી બને છે, આપણા માણસના હોકમથી કંઇ થતું નથી.

(૬૪૪) ખુદાનું નામ જપવાનીજ ચિંતા કર, કારણકે તે સિવાય બીજી ચીજ વિષે તું ચિંતા યાને વિચાર કર્યા કરશે તો તે જમને હસ્તકજ છે, યાને ખુદા સિવાય બીજી બધી ચીજો નાશવંત છે, માટે તે વિષે કીધેલી ચિંતા ફોકટની છે.

(૬૪૫) કબીરજી કહે છે, કે હું શાની ચિંતા કરૂં ! મારા ચિંતનથી શું થવાનું છે ? જો હું ચિંતા નહિ કરૂં તો ખુદા મારે માટે પોતેજ ચિંતા રાખશે.

(૬૪૬) મારૂં ધારેલું ખુદા કરતો નથી, ત્યારે હું શું કામ, વગર ફોકતની ચિંતા કરૂં ! ખુદાનું ધારેલું તેજ ખુદા કરે છે, ત્યારે તેની ઉપર વિશ્વાસ રાખી, હું નચિંતે બેસુંની ?

(૬૪૭) ખુદાએ કીધું તે થયું યાને ભુતકાળ પણ ખુદાનોજ ધારેલો થયો; હમણા પણ ખુદા કરે છે તેજ થાય છે; અને ભવિષ્યમાં પણ ખુદાનુંજ ધારેલું થશે, ત્યારે આપણે શા માટે ચિંતા કરવી ?

(૬૪૮) જે કોઇ ખાલી મોહડાંથી બોલીને માત્ર રહેતો હોય, તે સાધારણ માનવી છે, જે કોઇ હંમેશાં પોતાનાં મનમાં રહેતો હોય યાને ઉંચી બાબદનો વિચાર કર્યા કરતો રહે તે ફરેસ્તો છે, પણ જેનાં ધ્યાનમાં હરપળે ઈશ્વરનોજ ખ્યાલ રહેતો હોય, તે માણુસ સાધુસંત છે, એ રીતે માણુસ પારખવાનો ભેદ છે.

(૬૪૯) કબીર, કબીર, શું કર્યા કરો છો ? જો તમે તમારૂં શરીર તપાસો, અને આ પાંચ ઈંદ્રિઓને તાબામાં રાખો, તો તમો પોતેજ કબીરદાસ બની જશો. યાને જેમ મેં મારાં મનને કાબુમાં લઇ, ઇંદ્રિઓ ઉપર જીત મેળવી છે, તેમ દરેક માણુસ કરે તો તે પણ ખુદાનો બંદો થઇ શકે.




(૬૫૦)

ઐસા કોન અભાગ્યા; જો વિશ્વાસે ઓર;
રામ બિનાં પગ ધરનકુ, કહો કહાં હય ઠોર ?

(૬૫૧)

કિયા બિના માગે બીના, જાન બીના સબ આય;
કાહે કો મન કલ્પીયે. સેહેજ રહે સમાય ?

(૬૫૨)

દાતા નહી એક સમ, સમ કોઇકો દેત;
હાથ કુંભ જીસકા જૈસા, તૈસાહી ભર લેત.

(૬૫૩)

મુરદેકોબી દેતા હય, કપડા લતા આગ;
જીવત નર ચીંતા કરે, વાકો બડો અભાગ.

(૬૫૪)

આશા તો એક રામકી, દુજી આશ નીરાસ;
નદી કીનારે ઘર કરે, કબુ ન મારે પ્યાસ.

(૬૫૫)

પિછે ચાહે ચાકરી, પહેલે મહીનાં દેય;
તા સાહેબકો સીર સોંપતે, ક્યું કસકતા હય દેહ ?

(૬૫૦) ખુદા વગરની એક પણ જગ્યા એવી બાકી છે કે જ્યાં પગ મુકી શકાય? ત્યારે એવો કોણ અભાગ્યો હોય કે ખુદા સિવાય બીજા કોઇનો ભરોસો રાખે ?

(૬૫૧) જ્યારે આપણાં **વગર કીધે, વગર માંગવે અને વગર જાણવે** સઉ કાંઇ થાય છે અને આવે છે, અને જ્યારે એવું સેહેલાઇથી બની શકે છે ત્યારે આપણે માણુસે શા માટે કલ્પનાં અને ચિતવન કરવું ?

(૬૫૨) ખુદા એક નદી સમાંન છે, જે સર્વ કોઇને આપે છે; જેવું જેનું (નાનું યા મોટું) વાંસણ હોય તેવું અને તેટલું પાણી તે નદીમાંથી ભરી લે છે તેમજ, ખુદા પણ દરેકને તેની લાયકાત મુજબ આપ્યો જાય છે.

(૬૫૩) મુરદાંને યાને મરણ પછી પણ શરીરને કફન, આગ, પાણી વગેરે તે (ખુદા) પોંહોચાડે છે, તો પછી જીવતાં જીવત જે માણુસ પોતા માટે ચિંતા કરે તેને ખરેજ અભાગ્યપણું લાગેલું હોવું જોઇયે !

(૬૫૪) ખુદા સિવાય બીજી બધી ચીજોની આશા કીધેલી ફોકટ છે; નદીની પાસે રહેતા હોય તેઓ કદીબી તરસે મરતા નથી, તેમ, જે કોઇ ખુદા ઉપર વિશ્વાસ રાખે છે, તે કદી પણ નિરાસ થતો નથી.

(૬૫૫) જે ધણી પેહલાં પગાર આપે, ને તે પછી આપણી પાસે ચાકરી કરાવે, એવા મોટા સાહેબને તારૂં માથું આપવાને કાંય તું બિહે છે ? **તેની ઉપર ભરોસો રાખ.**

(૬૫૬)

ચિડીયા પ્યાસી સમૂદ્ર ગઇ, નિર ન ઘટયા જાય;
એસા બાસન ન બના, જામે સમદ્ર સમાય.

(૬૫૭)

અજગર કરે ન ચાકરી, પંખી કરે ન કામ;
દાસ કબીરા યું કહે, સબકા દાતા રામ.

(૬૫૮)

રામ નામસે દિલ મિલા, જમ હમપર બરાય;
મોહે ભરોસા ઇષ્ટકા, બંદા નર્કે ન જાય.

(૬૫૯)

ભજન ભરોસે આપકે, મગહર તજા શરીર;
તેજ પુંજ પ્રકાશમેં, પહોંચે દાસ કબીર.



(૬૫૬) ચલ્કિ તરસી થઇને સમુદ્રનું પાણી પીવા ગઇ, તેથી કાંઇ સમુદ્રનાં પાણી ઘટી જતાં નથી, કારણ કે એવું કોઇ મોટું વાસણ નથી કે જેમાં સઘળું પાણી સમાઇ જાય; તેમ ખુદા એવો મોટો દાતાર છે કે તે સર્વે કોઇને આપ્યા કરે છે ને તેનું કાંઇ ઘટી જતું નથી.

(૬૫૭) સર્પ કાંઇ નોકરી કરતો નથી, ને પંખી બી કાંઇ કામ કરતું નથી, પણ, હું કબીર કહું છું કે એ સર્વેનો આપનાર ખુદા બેઠો છે.

(૬૫૮) કબીર કહે છે જેનું દીલ ખુદા સાથે મળી ગયું હોય, અને તે માણસપર **જમ** આવી લાગે, પણ જો તેને ખુદાપર પાકો ભરોસો હોય, તો તે માણસ કદી નર્કમાં જવાનો નથી.

(૬૫૯) કબીર કહે છે કે મેં ખુદાપર પુરં વિશ્વાસ રાખ્યો, ને તેનું નામ લેતાં લેતાંજ, મેં મગહર ગામમાં મારૂં શરીર છોડયું, અને જેવો દેહ છોડયો કે હું (કબીર) તુરતજ તે **પ્રકાશનાં જથ્થામાં** જઇ પુગો યાને **ખુદામાં મળી ગયો** —અર્થાત-કબીરજીનું મરણ મગહર ગામમાં થયું હતું અને તેવણુ માટે કહે છે કે દેહ છોડતી વખતે પણ ઇશ્વરનાંજ ધ્યાનમાં ચકચુર હતા, તેથી જેવું આ ખાકી શરીર પડયું કે ઇશ્વરનાં સાક્ષાંત દર્શન તેને થયાં.



——:o:——

## નસીબ વિષે.

(૬૬૦)
પુરબકા રવિ પશ્ચિમે, ગર જો ઉગે પ્રભાત;
લિખા મિટે નહિ નસીબકા, લિખા જો હરિકે હાથ.

(૬૬૧)
બુંદ પડી જો પલમે, વોહ દિન લિખા લેખ;
માસા ઘટે ન તલ બઢે, જો સિર કુટો અનેક.

(૬૬૨)
જ્યાં એ જીવરા પગ ધરે, બખ્ત બરાબર સાથ;
જો યેહ લિખા નસિબમેં, તો ચલે ન અવિચલ બાત.

(૬૬૩)
જાકો જીતના નિર્માન કિયા, તાકો તિતનાં હોય;
માસા ઘટે ન તલ બઢે, જો સિર કુટો કોય.

(૬૬૪)
પ્રારબ્ધ પહેલ્લે બનાં, પિછે બનાં શરીર;
કબીર, અચંબા યે હય, મન નહિં બાંધે ધીર.

(૬૬૫)
કબીર ! રેખા કરમકી, કબૂ ન મિટે રામ;
મેટનહાર સમર્થ હય, પર સમજ કિયા હય કામ.

(૬૬૬)
બખ્ત કહો ભાયગ કહો, નસીબ કહો નિરધાર;
હજાર નામ મનકે ધરો, મનહિ સરજનહાર.

(૬૬૦) કદી સૂર્યની ચાલ ફેરવાય, ને પુર્વમાં ઉગતો રવિ કોઇ સવારે પશ્ચિમેબી ઉગે, પણ કર્મના લેખ જરાબી ફેરવાય નહિં, કે જે લેખ ખુદાએ પોતાને હાથે લખ્યા છે.

(૬૬૧) જે ઘડીએ માતાનાં પેટમાં જીવ પડયો, તે ઘડીએ (કર્મનાં) લેખ લખાઇ ચુકયા; અને તેમાંથી એક અરધો તોલો ઓછો, યા રતીભાર વધુ, ગમે એવું માથું કુટે તોબી, ફેરફાર થવાનો નથી.

(૬૬૨) જયાંબી તે જીવ (માણુસ) જશે, ત્યાં તેની સાથે એ નસીબ ચાલ્યા કરવાનું, અને જે કાંઇ નસીબમાં લખ્યું હશે તેજ બનવાનું, તેથી તેની સાંમે થવામાં કશો ફાયદો થતો નથી.

(૬૬૩) જેટલું જેને નિર્માણ થયું હોય, તેટલુંજ તેની જિંદગીમાં બનવાનું; તેમાંથી રતીભાર ઓછું કે વધતું થવાનું નથી, પછી માણુસ ગમે એટલું માથું કુટે તો શું થયું ?

(૬૬૪) પહેલ્લાં માણુસનું નસીબ બંધાય છે, ને તે પછી તેને જન્મ મળે છે યાને તેનું શરીર બને છે અને એવું કુદરતમાં બનતું હોવાથી કબીર કહે છે કે, મને એ અજાયબી લાગે છે, કે માણુસનું મન કેમ ધીરજ રાખતું નથી !

(૬૬૫) ઓ કબીર ! ખુદાએ જે કર્મનો કાયદો બનાવ્યો છે, અને તે કર્મના આધારે જે નસીબ બંધાય છે તે, ખુદા સિવાય બીજા કોઇનાં હાથે ફેરવાતું નથી; તેને ફેરવનાર, ખુદા પુરતો સામર્થવાંન છે, પણ એ કર્મનો કાયદો, તેણે ડહાપણ વાપડીનેજ બનાવ્યો છે, યાને માણુસનાં ભલા અર્થેજ કીધો છે.

(૬૬૬) એને (કર્મને) બખ્ત કહો, ભાયગ કહો અથવા કાંઇ પણ આધાર વગરનું નસીબ છે એમ હજારો નામો, એ વિષે મનમાં કલ્પો, પણ **એ નસીબનો બનાવનાર માણુસ પોતે જ છે.**

(૬૬૭)

બાહેર સુખ દુઃખ દેતકો, હુકમ કરે મન માંય;
જબ ઉઠે મન બખ્તકો, બાહેર રૂપ ધરી આય.

(૬૬૮)

બખ્ત બલે ભવજલ તરે, નિર્બલ ભયા બિકાર;
યે સબ ક્યા નસીબકા, રહે નિશ્ચય નિરધાર.

(૬૬૭) પોતાની બાહેર અમુક સુખ યા દુઃખ આવે તે માટે પેહેલાં માણસનાં મનમાં હોકમ (વિચાર) થાય છે, ને જ્યારે મન-નસીબ પાકત થયું, ત્યારે તેનો આકાર બાહેર પડે છે.

અર્થાંત-સઉથી પેહલાં માણસના મનમાં ઇચ્છા ને વિચાર ઉત્પન્ન થાય છે, કે મારી આસપાસ અમુક જાતના સંજોગો બને; એવી રીતે વિચાર કરતાં કરતાં, જ્યારે તે વિચારો પૂરા મજબુત યાને પાકત થયા કે તેઓ અમુક આકાર લઇને બાહ્ય ભુવન ઉપર જાહેર થાય છે, યાને તેનું અમુક જાતનું નસીબ (હાલત) બંધાય છે. ટુંકમાં, જે કાંઇ માણસની હાલત બની હોય છે યા બનવાની હોય છે, તેનો બનાવનાર તેનું **મન** યાને તે **પોતેજ** છે.

Mind is the master power, that moulds and makes,
And **man** is **mind**, and evermore he takes
The tool of thought. and **shaping** what he **wills**,
Brings forth a thousand **joys**, a thousand **ills**
He thinks in secret, **and it comes to pass.**
Environment is but his looking glass.— (James Allen.)

**અર્થ**—માણસનું મન એ મહા બળવાન શકિત છે કે જે આકાર ઘડે છે ને બનાવે છે; માણસ તે **મનજ** છે, જેમ જેમ તે વિચારનું હથિયાર વાપડે છે, અને ઇચ્છા કરે છે તેવો આકાર મન બનાવે છે, અને તેમાંથી પછી હજાર જાતનાં સુખો કે હજાર જાતનાં દુઃખો તે ઉપજાવે છે; તે (માણસ) છુપી રીતે (મનની અંદર) વિચાર કરે છે, પણ તે બાહેર જાહેર થાય છે, અને તેનાં સંજોગો તે માત્ર તેની આરસી છે, યાને બાહેરના સંજોગો તે તેના પોતાનાજ કરેલા (વિચારો)નું પરીણામ છે.

(૬૬૮) નસીબનાંજ જોરે માણસ આ ભવસાગરમાંથી તરી જાય છે, ને તેનાં વિકારો નબળા પડે છે, યાને તેનાં દુર્ગુણો મટે છે તેબી ઉપર કહ્યા પ્રમાણે તેનાં નસીબનાંજ જોરે યાને તેનીજ મહેનતથી થાય છે, એવી રીતે સઉ કાંઇ માણસના હકમાં બને છે, તે બધું, તેનું **પોતાનુંજ** બનાવેલું (નસીબ) છે, અને બીજા કોઇથી તે બનતું નથી, એ તું નક્કી માંનજે.

(૬૬૯)

કરમ અપના પરખ લે, મન નહિં કિજે રીસ;
હરિ લિખા સો પાઇયે, પથ્થર ફોડે સિસ.

(૬૭૦)

કિને બિના ઉપાય કછુ, દેવ કબ નહિં દેત;
ખેત બીજ વાવે નહિં, તો કયું જામે ખેત ?

(૬૭૧)

દુખ લેને જાવે નહિ, આવે આચા બુચ;
સુખકા પેહરા હોયગા, તબ દુઃખ કરેગા કુચ.

(૬૭૨)

હોને પદાર્થ હોત હય, બિસર જાત સબ સુધ;
જૈસી લિખી નસીબમે, તૈસી ઉકલત બુધ.

(૬૭૩)

અનહોની હોય નહિં, હોની હોય સો હોય;
રામચંદ્રજી બનકું ગયે, સુખ અછત દુઃખ હોય.

(૬૭૪)

એ મન ભાયગ ભુલ મત, જો આયા મન ભાગ;
સો તેરા ટલતા નહિં, નિશ્ચય સંશય ત્યાગ.

(૬૬૯) (માટે) તારૂં કીધેલું તેજ, (તારૂં નસીબ) બન્યું છે એમ જાણીને તું તારા મનમાંનો બળાપો કાઢી નાંખ. કારણ કે ખોદાએ કર્મનો કાયદો એવો કીધો છે કે સઉ કોઇ પોતાની કરણીનુંજ પરિણામ (સુખ યા દુઃખ) મેળવે છે, અને તેમાંથી કદીબી છુટી શકતો નથી, પછી ગમે તો પથ્થર લઇને તે માથું કાં ન ફોડે.

(૬૭૦) તારાં પોતાનાં કર્યા સિવાય બીજું કાંઇ ખુદા તને આપતો નથી; કારણ કે ખેતરમાં બીજ વાવે નહિં, તો ત્યાં પાક કેમ પેદા થાય?

(૬૭૧) દુઃખ (ઉછીનું) લેવા કોઇ જતો નથી, પણ તે અચાનક (આગળી કરણીનાં ફળ તરીકે) આવી ઉભું રહે છે; તેમજ જયારે સુખનો વખત આવી લાગશે, યાને નઠારાં કર્મો પુરાં થશે, ત્યારે દુઃખ પોતાની મેળે ચાલ્યું જશે.

(૬૭૨) જે કાંઇ નસીબમાં લખ્યું હોય, તેજ બનવાનું, અને તે બનવાનું એટલે માણસની બધી અક્કલ હુશિયારી જતી રહે છે, અને જેવું નસીબમાં બનવાનું હોય, તેવી જાતની અક્કલ તેને સુજ પડે છે, યાને બનાવને અનુસરતુંજ કાર્ય તે કરે છે.

(૬૭૩) જે કાંઇ નસીબમાં લખ્યું ન હોય, તે કદીબી બનવાનું નથી, પણ જે કાંઇ બનવા કાળ હોય તેજ બને છે ને બનવાનું; રામચંદ્ર જેવા મોટા રાજાનાં કર્મમાં વનવાસ લેવાનો હતો, ત્યારે પોતે રાજપાટ ને સુખ છોરીને વનવાસે ગયા.

અર્થાત—જે કાંઇ કારણો આપણે ઉપજાવ્યા હોય, તેનાંજ પરિણામ આપણને આવી મળે છે.

(૬૭૪) માટે ઓ માનવી, તું તારાં નસીબને ભુલી જતો ના, કારણકે જે કાંઇ તારાં નસીબનું હશે તેટલુંજ તને મળવાનું અને તે કદીબી મટવાનું નથી, માટે તારા દિલમાંનાં વેહમને દુર કર, ને ખુદાપર ભરોસો રાખી બેસ.

(૬૭૫)

મનકી શંકા મેટ કર, નિશંક રહે નિરધાર;
નિશ્ચય હોય સો હોયગા, જો કરસી કિરતાર.

(૬૭૬)

તેરા વેરી કોઇ નહિં, તેરા વેરી ફયેલ;
અપને ફયેલ મિટા લે, ફિર ગલી ગલી કર સહેલ.

(૬૭૭)

દુનિયા કહે મેં દોરંગી, પલમે પલટી જાઉં;
સુખમે જો સો રહે, વાકો દુઃખી બનાઉં.

(૬૭૮)

કબીર ! ઘટમે રામ હય, રજક મોત જીવ સાથ;
કહાં ચારા મનુષ્યકા, કલમ ધનીકે હાથ ?

(૬૭૯)

આતાલ જા પાતાલ જા, કે ફોડ જા બ્રહ્માંન્દ ;
કહે કબીર ના મિટે, દેહ ધરેકા દંડ.

(૬૮૦)

લિખા મિટે નહિં નસીબકા, ગુરૂ કર ભજ હરિનામ;
સિધે મારગ નિત ચલ, દયા ધરમ વિશ્રામ.

(૬૭૫) તારા મનમાંના વેહમોને દુર કર, અને બીજી ચીજોપર ભરોસો રાખવાનું મુકી દે, પણ ખુદાપર વિશ્વાસ રાખી તે જે કરે તેજ ખરૂં છે, એવું ખાતરીથી માનતો રહે.

(૬૭૬) તારા કોઇ શત્રુઓ નથી, પણ તારા દુઃખનું કારણ તે તારા પોતાના દુર્ગુણો જ છે, તેઓને તું મારી હટાડ, તો પછી તું જ્યાં જશે ત્યાં તુંને સુખ મળ્યા કરશે.

(૬૭૭) આ દુનિયાં બે તરેહની છે, જે પળવારમાં ફેરવાઇ જાય છે, અને તે એમ કહે છે કે જે સુખમાં નભરવસ થઇને પડી રહે છે, યાને ખુદાને યાદ કરતો નથી, પણ પોતાની મોજમાં ચકચુર રહે છે, તેને હું દુઃખી બનાવું છું.

(૬૭૮) એ કબીર! **ખુદા** આ શરીરમાં રહેલા છે, ને તેની સાથેજ આપણું **રજક, મરણ** ને **જીવન** રહેલું છે, અને જ્યારે તે **સાહેબના** હાથમાં આપણું નસીબ (લખવાનું) રહેલું છે, તો પછી આપણુ માનવીનો શું ઇલાજ?

(૬૭૯) ગમે તો આતાલ યા પાતાલમાં ભરાઇ જાવો, યા આખું બ્રહ્માંડ ફોડીને બાહેર નિકળો, તોપણ કબીર કહે છે કે, આ દેહ ધારણ કરવાનો જે દંડ છે તે આપ્યા વગર કદી માણસથી રેહવાતું નથી. અર્થાત–કર્મના કાયદાની ચુંગાલમાંથી કોઇ બચી શકતું નથી, પણ જેવું જે કરે, તેવુ તેને ભરપાઇ કરવું પડે છે.

(૬૮૦) છેવટ કબીર કહે છે કે, નસીબમાં લખેલું જ્યારે મટતું નથી, ત્યારે તેને ફેરવવાની કોશેશ કરવાને બદલે તું ગુરૂ કર, ને ખુદાનું નામ જપવાનું તેની પાસે શિખ; અને નેકીને રસ્તે ચાલી હમેશાં દયાનાં અને ધરમનાં કામો કર, જેથી તુંને ખરૂં સુખ પ્રાપ્ત થાય.




(૬૮૧)

શ્રમ હિતે સબ કછુ બને, બિન શ્રમ મિલે ન કાંઈ;
સિધી અંગુલી ઘી જમ્યો, કબહું નિકલે નાહિં.

(૬૮૨)

કૈસા પર સમર્થ હો, બિન ઉધમ દુઃખ પાય;
નિકટ અસન બિન કર ચલે, કૈસે મુખમે જાય ?

(૬૮૩)

શ્રમ હિતે સબ હોત હય, જો મન રાખે ધીર;
શ્રમતે ખોડત કુંપ જ્યું, ઠલમે પ્રગટે નીર.

(૬૮૪)

કિયે બિના કરે બિના, દેવ કબુ નહિ દેત;
ખેત બિજ વાવે નાહં, તો કયું જામે ખેત ?

(૬૮૧) મેહેનત કર્યા સિવાય કાંઇ બનતું નથી, મેહેનત વગર કોઇ ચીજ મળતી નથી; વાસણમાં ઘી જમી ગયું હોય તે પણ વાંકી આંગળી કીધા વિના યાને મેહેનત વગર નિકળી શકતું નથી.

(૬૮૨) ગમે એવો બળવંત માણસ હોય, પણ ઉદ્યમ નહિ કરે તો દુઃખ પામે છે; પાંચ આંગળાંએ લિધા વગર ખોરાક મોહોડાંમાં જઈ શકતો નથી. તેમ, મેહનત કર્યા વગર કશી ચીજ બની શકતી નથી.

(૬૮૩) જો મન ધીરજ રાખે અને મેહનત કરે તો સર્વ કાંઇ બની શકે છે; મેહેનત કરી ખોડકામ કરે છે ત્યારેજ જમીનમાંથી પાણી નિકળી તેનો કુવો બંધાય છે તેમ, મેહેનત કર્યાથીજ ફળ પ્રાપ્ત થાય છે.

(૬૮૪) મેહેનત કર્યા વગર ખુદા કાંઇબી (અમરથું) આપતો નથી; ખેતરમાં બીયાં વાવે નહિં તો તેમાં પાક કયાંથી થાય ?






(૬૯૫)

જીવ જન કયુ મત મારો,
ભક્તિ કરો દયા ઉર ધારો;
સાધુ દેવ ભક્ષ અંકુર આય,
મિન મદ માસ રાક્ષસ ખાય.

(૬૯૬)

માંસ કુંકરકે ખાને હય, મનુષ્ય દેહ કયું ખાય;
રતી એક ઘટમે સંચરે, સેહેજ નર્ક લે જાય.

(૬૯૭)

માંસ અહારી માનવિ, પ્રત્યક્ષ રાક્ષસ જાન;
તાકી સંગત મત કરો, હોય ભજનમેં હાન.

(૬૯૮)

શાઈકા બારવા હિસ્સા, માંસ મુવાકોં ખાય;
કોટ જનમ સ્વાન અવતરે, પરે ચોરાસી માંય

(૬૯૯)

બરા પાપ હય હિંસા, તેહિ સમાન ન કોય;
ધર્મરાય જબ લેખા માંગે, તબ સબ નૌબત હોય.

(૬૮૫) પશુ પક્ષી (જેઓને આપણી માણુસની પેઠે જીવવા ગમે છે) ને ના મારો, ને જીવ હત્યા ના લેવો, પણ ખુદાને યાદ કરી સર્વ (જીવો) ઉપર દિલમાં દયા રાખો. સાધુ પુરૂષો અને દેવતા લોકોનો ખોરાક વનસ્પતિ, ફળ, ફળાદીનોજ છે, માત્ર રાક્ષસ લોકોજ માછલી, દારૂ ને માંસ ખાય છે.

(૬૮૬) માંસ, કુતરા અને જંગલી જનાવરોનાં ખાવાને માટે છે, માણુસનાં શરીરને તે બિન અનુકુલ છે, માટે માણુસે તે શા માટે ખાવું ? કાંય જે એક રતીભાર બી માંસ શરીરમાં જાય તો માણુસ જરૂર નર્કમાં-જ જાય.

(૬૮૭) જે માનવિ માંસ અહાર કરે તેને, રાક્ષસજ જાણુવો, અને તેવા માણુસની સંગત કરવી નહિં, કારણકે તેથી ખુદાનું ભજણુ કરવામાં હરકત થાય છે.

(૬૮૮) રાઇના બારમા ભાગ જેટલુંબી થોડું, મુવેલાં જનાવરનું માંસ જે કોઇ ખાય, તે કરોડો જનમ કુતરા તરીકે અવતરે અને ચોરાસી ફેરામાં તે પડે.

(૬૮૯) જીવ લેવો, તેનાં જેવું મોટું પાપ એકે નથી; જ્યારે મરણુ પછી જીવનો ઇનસાફ થાય છે અને ધર્મરાજ (રસ્તે રાસ્ત) તેની કરણીનો હિસાબ માંગે છે ત્યારે (જીવહત્યા) પાપની શિક્ષાનાં દુઃખની વાત તેને ખબર પડે છે.

(૬૯૦)

જીવ મત મારો બાપુરા, સબકા એકહિ પ્રાન,
જીવ હત્યા નહિં છુટતી, કરોડ ગઉ દે દાન.

(૬૯૧)

દયા દિલમે રાખીયે, તું કયું નિર્દય હોય;
સબહિ જીવ હય સાંઇકા, કિડી કુંજર સોય.

(૬૯૨)

જીવ જીવ સબ એક હય, જીવકા કરો બિચાર;
બિન સાંસાકા જીવ હય, તાકા કરો અહાર.

(૬૯૩)

દયા દયા સબ કોઈ કહે, મર્મ ન જાને કોય;
જાત જીવકી જાને નહિં, દયા કહાંસે હોય ?

(૬૯૪)

મુરઘી મુલ્લાંસે કહે, તું જબેહ કરતા હય મોહે;
સાહેબ જબ લેખા માંગે, તબ સંકટ પડસી તોહે.

(૬૯૫)

ગલા કાટ કલ્લમા પઢે, મુખસે કહે હલાલ;
સાહેબ કે દરબારમે, હોગા કોન હલાલ ?

(૬૯૦) માટે કબીર કહે છે કે તું ગરીબ પ્રાણીઓને કાપી કપાવીને જીવ ના લે, બધાના જીવ એકસરખા છે; જીવ હંત્યા કરવાનું પાપ એટલું તો ખરાબ છે કે કરોડો ગાયોનું દાંન આપવાથી, યાને ગમે એવું મોટું દાંન યા ધર્મનાં કામો કરવાથી, તે પાપ ધોવાઇ શકાતું નથી.

(૬૯૧) તું બધાપર દયા રાખ, ને ધાટકી ના થા, કાંય જે બધા જીવો ખુદાનાંજ પેદા કીધેલા છે, અને સઉમાં ખુદાનોજ જીવ રહેલો છે, અને સઉને તારી માફક જીવવા ગમે છે.

(૬૯૨) જીવ માટે તું વિચાર કર, નાના મોટા બધા જીવો એકજ છે, યાને (એક) ઇશ્વરનાજ તે ભાગો છે; જે જીવમાં યાને (વન્સપતિ ફળ ફ-ળાદી) માં શ્વાસોશ્વાસ (breathing process) યાને દમ લેવાનું કામ ચાલતું નથી, તેઓનો અહાર કરયાને તે ચીજો તું ખાવામાં લે.

(૬૯૩) દયા દયા કરીને સર્વ કોઇ બોલે છે ખરા, પણ તેનો મર્મ શું ? યાને દયા શા માટે કરવી, દયા શું છે તે કોઇ સમજતા નથી, તેમજ જીવ શું છે તેની જાત, તે કયાંથી આવ્યો વગેરે જયાંસુધી માણુસ સમજે નહિં તો પછી તેને દયા કયાંથી આવે ?

(૬૯૪) મરઘીને જયારે જબેહ કરે છે ત્યારે તે મુલ્લાંને કહે છે કે તું શું કામ મને મારે છે ? જયારે ખુદા તારો હિસાબ માંગશે ત્યારે તારી પર જે સંકટ આવશે, તેનો કાંઇ વિચાર કરે છે કે નહિં.

(૬૯૫) એક ગમ તું મારૂં ગળું કાપતો જાય, ને બીજી ગમ ખુદાના નામનો કલ્મો પઢે યાને ખુદાનું નામ દઇને ખુન કરે, તો (એવા જુઠાપણા માટે, સાહેબની દરબારમાં તું જશે, ત્યાં તારી કેવી વળે થશે ?

(૬૯૬)

સાહેબ કે દરબારમે, કયું કર પાવે દાદ;
પહેલે કામ બુરા કરે, બાદ કરે ફરીયાદ.

(૬૯૭)

ગલા ગુસ્સેકા કાટ, મિયાં કેહેરકુ માર:
પાંચો બકરી જુંબા કરો, તબ પાવે દિદાર.

(૬૯૮)

જો જાકો કાટે, સો ફિર તાહે બાટે;
કહે કબીર ના છુટે, સામા સામી સાટે.

(૬૯૯)

જીભ્યા જીને વશ કરી, તિને વશ કિયા જહાંન;
નહિ તો અવગુન ઉપજે, કહે સબ સંત સુંજાન.

(૭૦૦)

મખ્ખી ગુડમે ગડ ગઇ, પાંખ રહિ લપટાય;
સીસ પટક કર ઘસે, સ્વાદે દેહિ ગુમાય.

(૭૦૧)

આધી ઓર સુકી ભલી, સારી સુખ સંતાપ;
જો ચાહેગા ચોપરી, તો બહોત સહેગા બાપ.

(૬૯૬) હમણા તું ગળું કાપીને બીજાને દુઃખ દે, ને પછી જ્યારે તુંને તેનો બદલો દુઃખમાં આવે, ત્યારે તું ખુદા પાસે ફરયાદ કરે કે એ ખુદા) મને બચાવ! તો તારી દાદ કોણ સાંભળશે?

(૬૯૭) તારા ગુસ્સાનું ગળું કાપ, તારા દિલમાંનો કીનો કપટ મારી નાખ, ને તારી પાંચો બકરીઓ યાને પાંચ ઈંદ્રિઓ જે પાપ કરે છે ને કરાવે છે, તેઓને કતલ કર, અને ત્યારે તું ખુદાનું નામ લેશે તો ખુદા તને મળશે.

(૬૯૮) જે કોઇ બીજાને કાપે, ને તેની વેહેચણી કરે, તે સામાં સાથે " આપ-લે " નું સાટું કરે છે, અને હમણા તેનો લેવાનો દાવ છે, તો હવે પછી તેની આપવાની વારી આવશે.

(૬૯૯) જેને પોતાની જીભને તાબે કીધી, તે આખી જેહાંનને તાબે કરી શકે, પણ જે જીભને તાબે નહીં કરે, અને ગમે તેવું ખાયા કરે યાને જીભના " સ્વાદવાં "ને પોખ્યા કરે, તે માણુસનાં શરીરને વ્યાધીઓ થાય, એવું સાધુપુરૂષોનું કેહેવું છે.

(૭૦૦) માખીને ગોર ગમે છે તેથી તે ગોરના રસપર બેસે છે ત્યારે તેની પાંખો તેમાં લપટાઇ જાય છે ને તેમાંથી બાહેર નીકળવાને માથું પટકી મરી જાય છે તોયે છુટી શકતી નથી, અને જીભના સ્વાદને લિધે પોતાનો જાંન ગુમાવે છે તેમ માણુસ પણ જીભના સ્વાદને લીધેજ પાપો કરે છે અને પોતાની દેહને નુકશાન કરે છે.

(૭૦૧) અરધી ને સુકી (સાદુ ખાનું) રોટલીજ આપણે માટે સારી છે, કારણ કે આખું ખાવા જતાં દુઃખ આવે છે, માટે તું જો સ્વાદનાં પકવાન માગ્યા કરશે તો પછી "ઓ બાપરે" "ઓ બાપરે" એવું કર્યા કરવું પડશે.

અર્થાત—સાદો સુતરો ખોરાક લેવામાંજ શરીરની તનદરોસ્તી જળવાય છે, પણ માત્ર જીભના શોખને ખાતર તહરેવાર ચીજો ખાય છે તેઓને શરીરનાં દુઃખો ઉત્પન્ન થાય છે, અને ત્યારે તેઓને પસ્તાવો થાય છે.

(૭૦૨)

ખાટાં મિઠાં દેખકર, જીભ્યા ધર લે નીર;
તબલગ મન પાકા નહિં, કાચા નિપટ કઠીર.

(૭૦૩)

ખાટા મીઠા ખાય કર, કરે ઇંદ્રીઓકા ભોગ;
સો કૈસે જા પહોંચે, સાહેબજી કે લોગ?

(૭૦૪)

દેખ પરાઇ ચોપરી, મત લલચાઓ જી;
લુખ્ખા સુકા ટુકડા, ઔર થંડા પાની પી.

(૭૦૫)

દયા ધર્મકો મુલ હુયે, પાપ મુલ અભિમાન:
કબીર, દયા ન છોડીયે, જબલગ ઘટમે પ્રાન.

(૭૦૬)

દયા સબહિ પર કિજીયે, તું કયું નિર્દય હોય;
જાકી બુદ્ધિ બ્રહ્મમે, સો કયું ખુની હોય?

(૭૦૭)

પુન બરા ઉપકાર હય, સબકે ઉપર ભાખ;
જીવ દયા ચિત્ત રાખીયે, બેદ પુરાન સાખ.

(૭૦૨) ખાટું મિઠું જોઇને, મોહડામાં પાણી છુટે ત્યારે જાણવું, કે મન હજુર પાકું થયું નથી, પણ કાચું યાને અજ્ઞાન છે, યાને આપણુને તનદરોસ્તીનાં કાયદાની ખબર નથી.

(૭૦૩) ખાટું મિઠું ખાયા કરી, ઇંદ્રિઓનાં વિષયોનાં ભોગ ભોગવ્યા કરે, તો પછી તે માણુસ ખુદાને કેમ જઇ પુગે? કારણ કે માણુસનું મન ઇંદ્રિઓના સ્વાદથી ચકભમ થઇ જાય છે, તેથી તેને ખાવું પીવું એ સિવાય બીજું કશું જીંદગીમાં કરવાનું છે એવું ભાન થતુંજ નથી.

(૭૦૪) બાહેરની સ્વાદદાર ચીજને જોઇને, તું લલચાઇ ના જા, પણ જો તું એવું માગતો હોય કે તારૂં શરીર નિરોગી રહે ને તુંને સુખ મળે તો લુખું સુકું યાને સાદું સુતરૂં ખા, ને પીવામાં માત્ર નિર્મળ પાણી વાપડ.

(૭૦૫) દયા એજ ધર્મનો મુળ પાયો છે. જે ધર્મમાં દયા નથી, તે ધર્મ છેજ નહિં, અને જે માણુસમાં દયા ન હોય તે માણુસ ધર્મિ કહેવાયજ નહિં; પાપનું મુળ અભિમાન છે, જે એમ કહે કે હું મોટો છું અથવા જનાવરને મારીને ખાવાનો મને હક છે, તે માણુસ અભિમાની છે, અને તેથીજ તે પાપો કરે છે; માટે કબીર કહે છે કે જો તું ખરો સુખી થવા માગતો હોય, તો જ્યાં સુધી તારાં શરીરમાં પ્રાણ છે ત્યાં વેર કદીબી તું દગા છોડતો નાં, યાને હંમેશા બધાપર દયા રાખ, કે જેથી પરમેશ્વરની દયા તારા પર ઉતરે.

(૭૦૬) તું બધાંપર દયા રાખ, શા માટે નિર્દય થાય છે? જેની બુદ્ધિ ખુદામાં છે યાને ખુદાને જે કોઇ ગણુતો હોય તે કદી પણ ખુની થતો નથી.

(૭૦૭) કોઇ પણુ જાતનો ઉપકાર કરવો એ સારી વાત છે, પણ બધી તરેહના ઉપકાર કરતાં, જીવ દયાનો ઉપકાર સઉથી સરસ છે, યાને મરતાંને બચાવવું અને કોઇબી પ્રાણીને દુઃખ દેવું દેવાડવું નહીં એનાં જેવું એકે પુન બીજું નથી જે માટે, વેદ પુરાણ (બધાં ધર્મશાસ્ત્રો) સાહેદી પુરે છે, યાને બધા ધર્મો શિખવે છે કે જીવો પર દયા રાખવી.




(૭૦૮)

ક્રિયા કરાયા સબ ગયા, જબ આયા અહંકાર;
કોટ કરમ લાગેં રહેં, એક અહંકારકી લાર.

(૭૦૯)

અહંન્તા ન આનિયેં, જો હરિ સિંહાસન દે;
જો દિલ રાખે દિનતા, સાંઇ અપના કર લે.

(૭૧૦)

લગુતાઇમે પ્રભુતાઇ હય, પ્રભુતાઇસે પ્રભુ દૂર;
કિડી હો મિસરી ચુંગે, હાથી સિર ડારે ધૂર.

(૭૧૧)

બડિ બિપત બડાઈ હય, નાના કરમસેં દૂર;
તારે સબ ન્યારે રહેં, ગ્રહે ચંદ્ર ઔર સૂર.

(૭૧૨)

કબીર! ગર્વ ન કિજીયે, રંક ન હસિયેં કોય;
અજહુ નાંવ સાગરમે હય, ન જાનુ કયા હોય.

(૭૦૮) જ્યારે માણસને અહંકાર આવે છે, યાને પોતે ઘણો મોટો છે એવો "હુંપણાનો" ભાસ વધી જાય છે, ત્યારે તેનું કીધેલું કારવેલું બધું ધુળ મલી જાય છે, કાંય જે અહંકાર એવો બુરો છે, કે તેનાથી માણસ કરોડો પાપો કરે છે, અને પાપથી તેનો નાશ થાય છે.

(૭૦૯) તેથી કબીર કહે છે કે, અગર ખુદા રાજગાદી આપી તુંને રાજા કરે, તો પણ તું કદી મનમાં મગરૂર થનો ના, પણ જો તું નમનતાઇ રાખશે તો ખુદા બી તારો થઇ જશે, યાને ખુદા તુંને પોતાનો કરી લેશે.

(૭૧૦) નમનતાઇમાંજ મોટાઈ સમાયલી છે, જ્યારે મોટાઇ દેખાડયાથી યાને "હું મોટો છું" એવો ગર્વ રાખ્યાથી, માણસ ખુદાથી દુર થતો જાય છે. દાખલા તરીકે, કિડી જમીનપર હોવાથી તે ખાંડને ઉંચકી શકે છે, જ્યારે હાથી ઉંચો હોવાથી પોતાને માથે, ખાંડને બદલે, ધુળજ નાંખ્યા કરે છે.

(૭૧૧) વડાઇ કર્યાથી, માણસને ઘણું વેઠવું પડે છે, પણ નાના માણસને યાને જે પોતા માટે વડાઇ રાખતો કે માગતો નથી, તે ઘણી જાતનાં પાપો કરવામાંથી બચી જાય છે. તેથી તેને ઘણું ઓછું દુઃખ હોય છે. જેમ ગ્રહણ સુર્ય અને ચંદ્રમા જે મોટા છે તેઓ ઉપરજ આવે છે, પણ તારા જે નાનાં છે તેઓને ગ્રહણની કશી અસર થતી નથી, તેમ મોટા થવામાં ઘણાં દુઃખ સમાયલાં હોય છે.

(૭૧૨) ઓ કબીર! તું અહંકાર જરાએ કરનો ના, ને તારાથી જે ગરીબ દેખાય તેને હસી કાઢતો ના, કારણકે તારી હોડી પણ હજુર સમુદ્રમાંજ છે, ને કિનારે ગઇ નથી; ત્યાં તું સહિસલામત પહોંચશે કે નહિં તે તું જાણનો નથી. અર્થાત આજે તું મોટો દેખાય છે, પણ કાલે તું કેવો રહેશે તે કાંઇ તને ખબર છે?

(૭૧૩)

ઉંચા પાની ના ટિંકે, નિચેહિ ઠહેરાય;
નિચા હોય સો ભર પિયે', ઉંચા પ્યાસા જાય.

(૭૧૪)

ઉંચે કુલ જનમે' કહાં, દેહિ ધરે' અસ્થૂલ;
પાર બ્રહ્મકો ના ચઢે, બાંસ બિહોના પૂલ.

(૭૧૫)

ઉંચા કુલ કહા કિજીયે, જો કરની ઉંચ ન હોય?
કનક કલેશમે મન ભરા, સંતો નિંદિયા સોય.

(૭૧૬)

ઉંચા દેખ ન રાચિયે', ઉંચા પે'ડ ખજુર;
પંખી ન બૈઠે છાંયડે, ફલ લાગો પન દુર.

(૭૧૭)

ઉંચે' કુલકે કારને, બાંશ બડયો અહંકાર;
રામ ભજન હિરદે' નહિં, જાલ્યો સબ પરિવાર.

(૭૧૩) ઉંચી જગ્યા પર પાણી રહી શકતું નથી, નિચે આવે છે ત્યારેજ તે ઠરીને રહી શકે છે, ને માણુસ વાંકો વળે ત્યારેજ તે પાણી પી શકે છે, ઉભો રહેનાર તે પી શકતો નથી, પણ તરસો રહે છે તેમ, જે કોઇ ગર્વ કરે છે તે નિચેજ પડે છે, અને નમનતાઇ રાખે છે, તે સુખી થાય છે.

(૭૧૪) તારૂં શરીર હમેશ ટકનારૂં નથી, ત્યારે તું શાની વડાઇ લે છે કે "હું ઉંચાં કુળમાં જનમ્યો છું." એમ તો વાંસબી ઉંચો તાર જેવો વધી જાય છે. પણ તેને વાંસને કાંઇ ફુલ હોતાં નથી, કે તેને ખુદાના પગ આગળ ચઢાવવામાં આવે, તેમ પોતાનાં કુળની અમસ્થી વડાઇ લેવાથી કાંઇ ઉંચું થવાતું નથી.

(૭૧૫) જો તારી કરણી ઉંચી (નેક) ન હોય તો તારા એવાં (અમસ્થાં) ઉચાં કુળને શું કરે? તું ગમે એવા ઉંચાં ખાનદાનનો છોકરો હોય, પણ જો તારૂં મન પૈસા મેળવવાના કાવાદાવા કરવામાં રોકાયા કરે ને તેમ કરતાં, તું બીજા નેક માણસોનું દિલ દુઃખવે તો તારૂં એવું ઉંચું કુળ શા ખપનું?

(૭૧૬) એવાં માત્ર નામનાં ઉંચા કુળ જોઇને રાજી થવું હોય તો, ખજુરનું ઝાડ બી ઉંચું છે, પણ તેની ઉપર કોઇ પંખી બેસી શકતું નથી, ને તેનું ફળ ઘણું દુર હોવાથી તે કોઇના હાથમાં આવતું નથી, તેથી કબીર કહે છે કે એવી બાહેરથી ઉંચ દેખાતી હાલત માટે મનમાં મઘન ના થયા કર.

(૭૧૭) "હું ઉંચ કુળનો છું" એમ વાંસને પણ ઘણો અહંકાર થાય છે; પણ એ વાંસને માટે કહે છે કે તેમાં અગ્નિ તત્વ વધારે છે, તેથી ઘણીક વખતે વાંસે વાંસ ઘસાવાથી અગ્નિ પ્રકટ થઇ આખાં જંગલનાં જંગલ બાળી નાંખે છે, અને પોતે પણ સાથે બળી મરે છે જેથી "પોતાનાં કુટુંબ પરિવાર બાળ્યાં" એવું તેને માટે કહેવાય છે, એવીજ રીતે જે માણુસ પોતાનાં ઉંચાં કુળ માટે મગરૂબી દેખાડયા કરે પણ કરણી ઉંચી ન કરે તે પોતે દુખી થઇને આખાં કુટુંબને પાયમાલ કરે છે.

(૭૧૮)

કબીર ! તહાં ન જાઇયે, જહાં કુલકો હેત;
સાધુપનો જાને નહિં, નામ બાપકો લેત.

(૭૧૯)

બડે બડાઇ ન કરે, બડા ન બોલે બોલ;
હિરા મુખસે ના કહે, લાખ હમારા મોલ.

(૭૨૦)

ના મુંજ છાઇ ન છાપરી, ના મુજ ઘર ન ગામ;
જો કોઇ પુછે, કોન હય ? ના મુજ જાત ન ઠામ.

(૭૨૧)

મેરા મુજમે કછુ નહિ, જો કછુ હોય સો તેરા;
તેરા તુજકો સોપતે, કયા લગેગા મેરા ?

(૭૨૨)

છોડે જબ અભિમાનકો, સુખી ભયા સબ જીવ;
ભાવે કોઇ કછુ કહે, મેરે હૃદય નિજ પિવ.

(૭૧૮) ઓ કબીર! જે માણુસ પોતાનાં કુળ માટે ખાલી વડાઇ માર્યા કરે, અને વારે વારે પોતાના બાપનું નામ લઇને પોતાની મોટાઇ દેખાડયા કરે કે "હું તો ફલાણુા ખાનદાંનનો છોકરો છું," પણુ જે પોતાની કરણી નેક કરતો નથી, તે માણુસ પાસે તું જતો ના.

(૭૧૯) હિરો અમુલ્ય હોવા છતાં, પોતાની કીંમત લાખ રૂપિયા છે એવું મોહોડેથી કેહેતો નથી તેમ, જેઓ (ખરા) પુરૂષો છે તેઓ પોતાની મોટાઇની ડીંગ મોહડેથી કદી મારતા નથી, અને પોતા માટે જરાએ મગરૂબઇ ધરાવતા નથી.

(૭૨૦) કબીર કહે છે કેઃ—મારી તો નાની ઝુપડી બી નથી, ને ધરે નથી, ને નથી મારૂં પોતાનું ગામ; મને જો કોઇ પુછે કે "તું કોણુ છે?" તો મારો જવાબ એ કે, **મારી તો જાતબી નથી, ને મારૂં કંઇ ઘર બારબી નથી, પણુ હું તો ખુદાનો બંદો છું.** સારાંશ કે દુન્યાંમાં કોઇબી ચીજ આપણી છેજ નહિં, ત્યારે અમસ્થી વડાઇ શા માટે કરવી!

(૭૨૧) મારૂં (જેવું) તો કાંઇ છેજ નહિ, જેબી છે તે તારૂં (ખુદાનું) છે, અને તે બધું તેને હવાલે કરવાનું, એટલે બાકી રહ્યું શું કે તે આપણું કહેવાય?

(૭૨૨) **પેલું તો મારૂં** છે, આ ચીજનો **ધણી હું** છું એવું એવું (હર તરેહનું) અભીમાનપણું જ્યારે છોડે, ત્યારેજ તે જીવ ખરો સુખી થાય છે, અને એવી રીતે જે કોઇ નમ્ર થાય છે, તેનાં હૈયાંમાં ખુદા વાસો કરે છે, પણુ નમ્ર થવાથી, કબીર કહે છે કે જો કોઇ તારી મશકેરી કરે તો તારે તેની ચિંતા કરવી નહિ, કાંય જે આપણાં હૈયામાં ઇશ્વર હોય તો પછી આપણે બીજા કોઇની શી પરવાહ છે?

(૭૨૩)

તિમ્મર ગયા રવિ દેખતે, કુબુદ્ધી ગઇ ગુરૂ જ્ઞાન;
સુબુદ્ધિ ગઈ કછુ લોભસે, ભકિત ગઇ અભિમાન.

(૭૨૪)

આપે સબહિ જાય, ક્રિયા કરાયા સોય;
આપ તજ હરિકો ભજે, લાખનમે બિરલા કોય.

(૭૨૫)

ભરમ ગયા તબ જાનિયે, અચરજ લગે ન કોય;
એ લિલા હય રામકી, નિરખો આપા ખોય.



(૭૨૩) સુર્ય ઉગવાથી જેમ અંધારૂં જતું રહે છે તેમ, ગુરૂનાં આપેલાં જ્ઞાનથી માણુસની ખરાબ મતી દુર થાય છે; લોભથી જેમ માણુસની સારી બુદ્ધિ નાશ પામે છે તેમ અભિમાન કરવાથી ખુદા તરફની ભકિત જતી રહે છે, યાને જ્યાં પોતાનોજ વિચાર રહે એટલે કે **"મને સુખ મળે, મને સારૂં થાય, હું મોટો થાઉં,"** એવાં એવાં હુંપણાના ખ્યાલો મનમાં રહે ત્યાં ખુદાનો વિચાર કેમ સમાય ?

(૭૨૪) "હું હું" કર્યાથી યાને મગરૂબાઇ દેખાડયા કીધાથી માણુસનાં કીધેલાં કારવેલાં (સારાં કામો) બધાં ફોકટમાં જાય છે, પણ કબીર કહે છે કે એવો પોતાનો વિચાર છોડવાવાળો, ને માત્ર ખુદાનેજ ભજવાવાળો માણુસ, તો લાખમાં એકાદજ કોઇ વિરલો હોય છે.

(૭૨૫) માણુસના વેહમો ને (ખોટા) ભ્રમો ત્યારેજ ગયલા કહેવાય કે જ્યારે તેને કોઇબી વાતની અજાયબી લાગે નહિ, પણ એ ત્યારે થઇ શકે કે જ્યારે માણુસ પોતાનું હુંપણું છોડે, અને ત્યારેજ તે જોઇ શકે, કે આ બધું (જગત) જે છે તે ખુદાનીજ લીલા છે, યાને બધાંમાં ખોદાજ રહેલો છે.

———o———




(૭૨૬)
વાદવિવાદ નહિં કર, કર નિત એક બિચાર;
રામ સમર ચિત લાયકે, સબ કરનિમેં સાર.

(૭૨૭)
બોલત હિ બિષ વાદ હય, પુછત હિ હય વાદ;
ઐસે મનમેં સમજ કર, ચુપ રહે સો સાધ.

(૭૨૮)
વાદ કરે સો જાનિયે, નિવરેકા વોહ કામ;
સંત ફુરસદ કહાં પાવે, સુમરન કરતાં રામ ?

(૭૨૯)
કહેતે કો કહે જાને દે, ગુરૂકી શિખ તું લેય;
સાકુંથ એક સ્વાંનકો, ફેર જવાબ ન દેય.

(૭૩૦)
આવત ગારી એક હય, ઉલટત હોય અનેક;
કહે કબીર ના ઉલટીયે, વાહિ એક કી એક.

(૭૨૬) વાદવિવાદ યાને તકરાર કરવાનું તું મુંકી દે, ને હર વખતે એવો વિચાર કર્યા કર, કે ઓ ખુદા, મારૂં ધ્યાન તારી ઉપર જ રાખું, તારી સેવા કરતો રહું ને સત્યના માર્ગે ચાલ્યા કરૂં, કારણ કે નેક કરણીમાંજ બધો સાર છે.

(૭૨૭) અમસ્થું બોલવાથી ઝેહેરી તકરાર થઇ પડે છે, ને પુછતાં પુછતાંબી તકરાર ઉભી થાય છે એ વાત, જેઓ મનમાં સમજે છે તેઓ મુગાંજ બેસી રહે છે, ને કદીબી તકરાર કરતા નથી, અને તેઓજ સાધુપુરૂષો કહેવાય છે.

(૭૨૮) ફોકટની તકરારો કરવી, એ કામ નવરા માણસનું છે; સાધુપુરૂષોને ખુદાનું સ્મરણ કરતાં, વખતજ ક્યાં મળે છે કે તેઓ તકરાર કરવા બેસે ?

(૭૨૯) ગુરૂની શિખામણ એવી છે કે, તારી સાથે કોઇ તકરાર કરવા બેસે, અથવા તુંને ગાળ બી દિયે, તેને તેમ કરવા દે, પણ કોઇક અજ્ઞાની કુતરાની મિસાલ આંગપર તકરાર કરવા આવે તેની સાથે તું સાંમાસામી તકરાર કરવા બેસતો નહિ.

(૭૩૦) તુંને તે એક ગાળ આપે, ને તું પાછી વળતી ગાળ તેને દિયે, તો તેમાં વાત વધી જાય, માટે તું પાછો ઉત્તર આપતોજ ના, જેથી તેની ગાળ તેનેજ લાગશે.

(૭૩૧)

ગારી હિંસે ઉપજે, કલશે કષ્ટ ઔર મિચ;
હારી ચલેસો સાધવાં, લાગિ મરે સો નિંચ.

(૭૩૨)

ગારી મોટા જ્ઞાન હય, જો રંચક ઉરમેં જરે;
કોટી સવારે કામ, બેરી ઉલટા પાંય પરે.

(૭૩૩)

બહેંતેકો બહે જાને દે, મત પકડાવો ઠોર;
સમજાયા સમજે નહિં, દે ધકકા દો ઓર.

(૭૩૪)

બહેતેકો મત બહેન દે, ગ્રહી પકડવો ઠોર;
કહ્યો સુનિયો માને નહિ, શબ્દ કહો દો ઓર.

(૭૩૫)

અતી હઠ મત કર, હઠે બાત ન હોય;
જ્યું જ્યું ભીંજે કામરી, ત્યું ત્યું ભારી હોય.

(૭૩૨) ગાળાગાળી કરવાથી કજીયો કંકાશ વધે છે ને માણસને દુઃખ ને દલગીરી ઉપજે છે, માટે જે કોઇ ગાળાગાળી કરવાથી હારી જાય યાને નહિં કરે તે માણસ સાધુ પુરૂષ કહેવાય, ને તેને દુઃખ આવતું નથી, પણ જે કોઇ જરા જરામાં ઉતરી પડે, તે માણસ હલકો કહેવાય ને તેને દુઃખ આવ્યા કરવાનું.

(૭૩૩) ગાળ ગળાચ યાને ખોટી તકરારો કરવી એમાં કેટલો ગેરલાભ છે એ વિષે જેને જ્ઞાન થયું છે, તે માણસ એવી રીતે કામ ચલાવે છે કે તેનાં (કરોડો) કામો સફળ થાય છે, ને તેનો વેરી સામો તેને પગે પડતો આવે છે.

(૭૩૪) જે માણસ હઠીલો હોય ને અમુક (ખોટે) રસ્તે જયા કરતો હોય, તેને ફેરવવાની કોશેશ કરતો ના, કારણકે જેમ તેને સમજાવ સમજાવ કરીશું તેમ તેમ તે ઉલટો વધુ આડો ફાટશે, માટે તેને તેના રસ્તે જવા દે.

(૭૩૫) જે કોઇ આડે માર્ગે જતો હોય તેને ફેરવવાની કોશેશ કરજે ને એકવારનું આપણું કહેલું નહિ માન્યું તો બીજીવાર તેને (બીજી રીતે) સમજાવવાની કોશેશ કરવી.

(૭૩૬) કોઇ સાથે બી ઘણી હઠ કરવી નહિ, કારણકે તકરાર કરવા માં કાંઈ ફાયદો થતો નથી; ધાબળી (ગરમ કપડાં) ને જેમ જેમ પાણીમાં ભીંજવયે તેમ તેમ, તે વધુ ભારી થતી જાય છે તેમ, હઠિલા માણસ તકરાર કરવાથી તેની હઠ વધતી જાય છે, ને તે વધુ તકરાર કરે છે.

(૭૩૬)

સબસે હિલીયે, સબસે મિલ્યે, સબકા લિજીયે નામ;
હાજી ! હાજી ! સબસે કહિયે, બસીયે અપને ઠામ.

(૭૩૭)

અતિ ભલા નહિ બોલનાં, અતિ ભલા નહિં ચૂપ;
અતિ ભલા નહિ બરસનાં, અતિ ભલા નહિ ધૂપ.

(૭૩૮)

વાદવિવાદ મત કર, કર નિત અપના કામ;
ગુરૂ ચરને ચિત લાયકે, ભજ લે કેવલ રામ.

(૭૩૯)

ઝગરા નિત્ય બરાઇયે, ઝગરા બૂરી બલાય;
દુઃખ ઉપજે ચિંત્તા દહે, ઝગરામે ઘર જાય.

———o———

(૭૩૬) બધા સાથે હળી મળીને રહેવું, બધાનું નામ માન સાથે લેવુ ને બધાંને "હાજી હાજી" કહેવું, પણ આપણુને જેમ ઠીક લાગે તેમ ચાલવું —અર્થાત, કોઈ સાથેબી તરછોડ કે તકરાર કરવી નહીં, પણ સઉની સાથે મિઠાસથી અને નરમાસથી વર્તવું, તેઓનું બોલેલું આપણુને પસંદ ન પડે તોબી તેમને સામાં સખુનો કહેવા નહિ. પણ "તમારૂં મત તમોને મુબારક" એમ કહી મીઠાસથી જવાબ આપવો, ને આપણુને જે વાજબી લાગે તેમ કરવું, પણ તેને ખોટા પાડવાનો યત્ન ન કરવો.

(૭૩૭) જેમ, ઘણો વરસાદ પડે તે સારૂં નથી, ને ઘણો તડકો પડે તે પણ સારૂં નથી તેમ, ઘણું ઘણું, બોલવું યાને મોહોડાંનો પટપટારો કર્યા કરવો તેબી સારો નથી, તેમજ વળી તદન ચુપકીદી રાખવી યાને જ્યાં બોલવા ઘટતું હોય ત્યાં નહિં બોલવું એબી સારૂં નથી.

(૭૩૮) કબીર કહે છે કે તકરાર કરવાનું છોડી દઈને તારૂં પોતાનું ખરૂં કામ જે છે તે નિત્ય કરતો રહે ને તારૂં ધ્યાન ગુરૂનાં ચરણ આગળ ધરી, ખુદાને યાદ કર્યા કર, યાને તેની ભકિતમાં રોકાયલો રહે.

(૭૩૯) તું હંમેશાં કજીયો દુર કરજે, કારણકે ઝગરો એ મોટી બલા છે, તેથી માણસને દુઃખ ઉપજી ચિંતા વધે છે, અને છેવટે તેનું ઘરબી નાશ પામે છે, યાને તેની માલ મીલકત વગેરે નાશ થાય છે, એટલુંજ નહિં પણ પોતેબી જીવથી જાય છે.





## નિંદા-કપટ વિષે.

(૭૪૦)

કપટી મિત્ર ન કીજીયે, પેટ પેંઠ બુધ લેત;
આગે રહા દીખાયકે, પિછે ધકકા દેત.

(૭૪૧)

કપટીકે મન કપટ બસે, સાધુકે મન રામ;
ગંડુ લોક તો ભગ ચલે, સુરાકે સંગ્રામ.

(૭૪૨)

નિંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
બિન સાબુ બિન પાંનીસેં, મેલ હમારા ધોય.

(૭૪૩)

કામી તિરે ક્રોધી તિરે, લોભીકી ગત હોય.
સલીલ ભગત સંસારમે, તિરા શકે ન કોય.

(૭૪૪)

કાહુકો ન નિંદીયે, સબકો કહિયે સંત;
કરની અપનીસોં તિરે, મિલ ભજીયે ભગવંત.

(૭૪૫)

આપનકો ન સહરાઇયે, ઓર ન નિંદીયે કોય;
[illegible] હોય.

(૭૪૦) કપટી માણસ હોય તેની દોસ્તી કરતો ના, કારણકે તે તારાં પેટમાં ભરાઇને તારો બધો ભરમ લેશે, અને તારાં મોહોડાં ઉપર મીઠો થઇ તારી પીઠ પછવાડે નિંદા કરી તને નુકશાન કરશે.

(૭૪૧) કપટી પુરૂષોનાં મનમાં હમેશાં વેર ભાવજ હોય છે, જ્યારે સાધુ યાને નેક પુરૂષનાં મનમાં ખુદાનીજ વાતો ચાલ્યા કરે છે; એવા નેક પુરૂષની સામે હિચકારા કપટી માણસો ઉભાં રહી શકતાં નથી, પણ ત્યાંથી તેઓ નાંસતા ફરે છે.

(૭૪૨) કબીર કહે છે કે જે મારી નિંદા કરે તેને હું મારો મિત્રજ લેખું છું, કારણકે તે વગર સાબુ ને વગર પાણીએ મારો મેલ ધુએછે યાને મારાં પાપોનો ધોનારો છે.

(૭૪૩) કામી યાને સ્ત્રિનાં છંદમાં પડેલો પુરૂષ, ક્રોધી યાને ગુસ્સાવાળો અને લોભી માણસ, એ અવગુણો ધરાવનાર પુરૂષો કોઇક વાર તરી જશે, પણ જે કોઇ નિંદાખોર પુરૂષ હોય તે આ સંસારમાંથી તરી શકતો નથી યાને કદી પણ સુખ પામતો નથી. કબીરનું કહેવું એમ છે કે નિંદા સર્વથા ખરાબ પાપ છે.

(૭૪૪) કોઇનીબી તું નિંદા કરતો નાં, સઉ કોઇની ખુબી પિછાણી તેઓ સારા છે એમ કહેતો રહે, કારણ સઉ કોઇ પોતાની કરણીથીજ તરશે, માટે તું સર્વની સાથે હળી મળીને રેહ ને ખુદા ખુદા કર્યા કર.

(૭૪૫) તું તારી પોતાની સહરાઇ કરવાનું છોડી દે, ને બીજાઓની નિંદા ના કર; કારણકે હજુર તો ઘણો લાંબો વખત લેવો છે, અને કાલે શું થશે તે આપણે જાણતા નથી.

અર્થાતઃ—'ફલાણો તો આવો છે, પેલો તો આમ કહે છે, એમ બીજાઓની નિંદા કરી, પોતે કેવોક સારો હોય તેમ પોતાની સહરાઇ કરવી, યા બીજાની ખોડ ખાંપણ કાઢયા કરી, પોતાના અવગુણો ભુલી જવા એબી નિંદાજ છે. એથી કબીર કહે છે કે તું કોઇબી વિષે બુરું બોલવાનું મુકી દે.

(૭૪૬)

કંચનકો તજવો સેહેલ, સેહેલ હય ત્રિયાકો નેહ;
નિંદા બોલ ત્યાગવો, બરો કઠીન હય ચેહ.

(૭૪૭)

અંતર કતરની જીભ્યા રસ, નૈનાં ઉપના નેહ
તાકી સંગત રામજી, સ્વપનેહિ મત હેય.

(૭૪૮)

હિરદે કતરની જીભ્યા રસ, મુખ બોલનકા રંગ;
આગે ભલા પિછે બુરા, તાકો તજીયે સંગ.

(૭૪૯)

જાન બુજી સાચકુ, કરે જુઠો કોઇ નેહ;
ઉસકી સંગત રામજી, મોહે કબુ ન હેય.

(૭૫૦)

જુઠાકો જુઠા મિલે, અધિકા બઢે સ્નેહ;
જુઠેકો સાચા મિલે, તબહિ તુટે નેહ.

(૭૫૧)

કપટી કદી ન ઓધરે, સો સાધનકો સંગ;
મુંજ પખાલે ગંગમે, જયું ભિંજે ત્યું તંગ.

(૭૫૨)

કબીર ! યહાં તો રામ હય, નંદવેકો કછુ નહિં;
કિસ બીધ ગોવિંદ સેવિયે, રામ બસે સબ માંહિ.

(૭૪૬) સોનાનો લોભ લાગો હોય તે છોડવાનું કામ સેહેલું છે, સ્ત્રિનો નાદ લાગો હોય તે પણ છોડવું સહેલ છે, પણ નિંદા કરવાની ટેવ પડી હોય તે છોડવી બહુ મુશકેલ છે, યાને એ નિંદા ચીજ સઉથી બુરી છે.

(૭૪૭) બાહેરથી મોહોડાંનો મિઠાસ અને આંખોના ખોટા ચમકારા કરી, હું મિત્ર છું એવું દેખાડે, પણ જેનાં પેટમાં (કપટની) કાતર રહેલી હોય, તેવા પુરૂષની સંગત, ઓ ખુદા, તું મને સ્વપનામાંબી નાં આપતો.

(૭૪૮) જેનાં હૈયામાં (કપટની) કાતર હોય, પણ બાહેરથી યાને મોહો ડાંએ મિઠું મિઠું બોલે, યાને જે મોહડાં પર આપણી તારીફ કરી પીઠ પછવાડે બુરૂં બોલે, તેવા માણસની સંગત છોડી દેવી ને તેની દોસ્તી કરવી નહિં.

(૭૪૯) જાણી જોઇને, સારાં માણસની સાથે, જે કોઇ જુઠી દોસ્તી કરે, અથવા ખામખા જે કોઇ સાચાનું જાડું કરે, તેવા માણસની દોસ્તી ખોદા કોઇને નહિં દેખરાવે.

(૭૫૦) ગપીદાસને ગપીદાસ મળે ત્યારેજ તેઓની દોસ્તી વધુ ધારી થતી જાય છે, કપટી, અને નિંદાખોરને તેવા નિંદાબાજ માણસો ગમે છે; પણ જ્યારે એક જુઠો ને બીજો માણસ સાચો હોય છે ત્યારે ત્યાં ફાટફુટ થાય છે, યાને તેઓ દોસ્ત તરીકે રહી શકતા નથી.

(૭૫૧) કપટી માણસ, ગમે એવા સારા માણસ સાથે બેસે, પણ તેનામાં કપટ ભરેલું હોવાથી, કદીપણ તે સુધરવાનો નથી, કાયજે ગરમ ધાબળીને જેમ જેમ પાણીમાં બીજવે તેમ તેમ તે ભારી ને ભારી થાય છે તેમ, જે કોઇનાં હૈયાંમા કપટ હોય છે તે માણસ, બીજાં સારાં માણસો-ની નેકી જોઇને, વધુ કપટી બને છે.

(૭૫૨) ઓ કબીર! યહાં તો ખુદા છે, અને નિંદા કરવાનું કાંઇ છેજ નહિં; સઉની અંદર ખુદા રહેલો છે માટે કોઇબી રીતે ખુદાની ખુબી ગાયા કર.




(૭૫૩)

નારી દિસા ન દેખીયે, દેખ ન કિજે દોર;
દેખતેહિ બિખ ચઢે, મન બ્યાપે કછૂ ઓર.

(૭૫૪)

નારી કાલી ઉજલી, નેક વિમાસી જોય;
સબહિ ડારે ફંદમે, નિંચ લિયે સબ કોય.

(૭૫૫)

નારી સેતી નેહ, બુદ્ધિ વિવેક સબ હરે;
કાય ગુમાવે દેહ, કારજ કોઇ ના સરે.

(૭૫૬)

નારી ગુમાવે તિન સુખ, જો નર પાસ હોય;
ભકિત મુકિત્ નિજ જ્ઞાનમેં, પેંઠ શકે ન કોય.

(૭૫૭)

બિષય પ્યારી પ્રીતડી, જબ હરિ અંતર નાહિં;
જબ હરિ અંતરમેં બસેં, તબ બિષયસે પ્રીત નાંહિ.

(૭૫૮)

કબીર ! પર નારી છુરી, મત કોઇ લાવો અંગ;
રાવનકે દસ શીર ગયે, પર નારીકે સંગ.

(૭૫૩) મારૂં (કબીરનું) કહેવું એ છે કે, જે તરફ સ્ત્રી હોય તે તરફ તારી નજર ફેરવતા નાં, અને તેને જોઇને (અથવા જોવા માટે) દોડાદોડી કરતો નાં, કારણકે, સ્ત્રીને જોવાથી મરદને ઝેર ચઢે છે, અને તેનાં મનમાં કંઇક તરેહવાર (બુરા) વિચારો આવે છે.

(૭૫૪) સ્ત્રી કાલી હોય યા ઉજલી હોય, પણ જો તું નેક રીતે યાને ઉંડાણથી વિચાર કરીને જોશે તો, તને માલમ પડશે કે, કારી યા ગોરી બધી, એકજ સરખી રીતે. મરદને ફાંદામાં ઉતારે છે, ને તેનું સર્વસ્વ નિચવી લે છે.

(૭૫૫) મરદની નજર, બુદ્ધિ ને મર્યાદા સઉ કોઇ સ્ત્રિ હરી લિયે છે, તેથી કબીર કહે છે કે તું તેનાં (સ્ત્રીનાં) લંપટમાં પડી તારી દેહ કાં ગુમાવે છે, કારણકે તેથી તારૂં કાંઇબી સફળ થવાનું નથી.

(૭૫૬) મરદની પાસે સ્ત્રી રહેવાથી, મરદનાં ત્રણ (ખરાં) સુખો જતાં રહે છે; જે કોઇ સ્ત્રીની પાસેજ રહ્યા કરે છે તેનાંથી ખોદાની ભકિત થઇ શકતી નથી, ને મુકિત મળવાનો જે ખરો જ્ઞાન-માર્ગ છે તેમાં, તેનાથી દાખલ થઇ શકાતું નથી.

(૭૫૭) જ્યારે માણસનાં દિલમાં ખુદા હોતો નથી ત્યારે તેનું મન ઈંદ્રિઓનાં ભોગ ભોગવવા પર થયા કરે છે, પણ જ્યારે દિલમાં ખુદા વસ્તો થયો, કે તે માણસનું મન પછી (ઈંદ્રિયોનાં) વિષયો ઉપર લાગતું નથી.

(૭૫૮) ઓ કબીર ! પારકી સ્ત્રી તે એક છરીજ છે, માટે તેને તું તારા આંગ સાથે લગાડનો ના, કારણકે રાવન જેવાનાં દશે માથાં પારકી સ્ત્રીને માટે કપઇ ગયાં તો તારી શી બિશાદ કે તું બચી જાય !

(૭૫૯)
પરનારી પ્રત્યક્ષ છુરી, જાણે બિરલા કોય;
નાંહિન પેટમેં મારીયે, ગર સોનેકી હોય.

(૭૬૦)
પરનારી રાતા ફિરેં, ચોરી બંદ તો ખાય;
દિવસ ચાર સરસો ફિરેં, અંત સમૂલો જાય.

(૭૬૧)
પર નારીકો રાચનો, જેસી લસનકી ખાન;
ખુંને પેંઠી ખાઇયે, પ્રગટ હોય નિદાંન.

(૭૬૨)
એક કનક અરૂ કામીની, બિખ્યા ફલકો પાય;
દેખતહિં બિખ ચઢે, ખાય સો મર જાય.

(૭૬૩)
નારી મદન તલાવડી, ભવસાગરકી પાલ;
નરે મછા કે કારને, જીવત માંડી જાલ.

(૭૬૪)
કામી અમૃત ન ભાવહિ, બિખ્યા લિની શોધ;
જનમ ગમાયો ખાધમે, ભાવે ત્યું પરમોધ.

(૭૫૯) પારકી સ્ત્રી એક દેખાઈની છરીજ છે, એવું જે કોઇ વીરલો પુરૂષ છે તે સમજે છે, તે છરી સોનાની બી હોય તોયે કદી તે પોતાનાં પેટમાં મારતો નથી, કારણકે છરી મારી તો પેટ કપાઇજ જાય.

(૭૬૦) જે કોઇ પરસ્ત્રીના નાંદમાં પડે છે, તેને ચોરી છુપઇથી રહેવું પડે છે, અને કદાચ ચાર દિવસ તે અઘટિત મજાહ ભોગવે છે, પણ અંતે તેનો સમૂળો નાશ થાય છે.

(૭૬૧) પર સ્ત્રીનાં નાંદમાં પડવું ને લસન ખાવી બરાબર છે, કાંય જે, ગમે તે ખુણામાં બેસીને ખાધી હોય છતાં લસનનો વાસ છુપો રહેતો નથી, પણ પ્રગટજ થઇ આવે છે તેમ, પર સ્ત્રીનાં વિષયમાં જે પુરૂષ પડયો હોય તે ગમે એવો છુપઇને રહે તે છતાં પરખાઇ આવે છે.

(૭૬૨) પૈસો અને સ્ત્રી, એ બે વિષયોની પુઠે જે જાય છે તે, ઝેહરી ફળજ મેળવે છે; કારણકે તે ફળોને જોતાંજ માણસને ઝેહેર ચઢે છે અને તે ખાધાથી માણસ મરણ પામે છે યાને તેનો નાશ થાય છે.

(૭૬૩) નારી (જાતી) તે પ્યારની તલાવડી છે કે જે આ ભવસાગરની પાલ કહેવાય છે, અને તે ઉપર ઉભી રહીને, નર માછલાં માટે જાલ નાખી તેઓને જીવતાં પકડી લે છે.

અર્થાત— સ્ત્રી તરફ જે ખેંચાયા કરે છે તે માણસ આ દુનિયાની માયામાં ફસી પડે છે, જેમાંથી બાહેર નિકળવું બહુ મુશકેલ થઇ પડે છે.

(૭૬૪) જેને ઈંદ્રિઓનાં વિષયો ઉપરજ મન થયા કરે છે તેને ખરૂં અમૃત ગમતું નથી, પણ તે તો તરેહવાર વિષયોનેજ શોધતો ફરે છે, અને ગમે તેમ કરી, તેઓને ભોગવ ભોગવ કરવાજ માગે છે, અને એમ કરી પોતાનો જન્મ તેમાંજ બરબાદ કરે છે.

(૭૬૫)
કામી લજ્યા ન કરે, મન માને ચુ' લાડ;
નિંદ ન માગે સાઠરો, ભખ ન માગે સ્વાદ.

(૭૬૬)
કામ જહાં, તહાં રામ નહિ, રામ તહાં નહિ કામ;
દોનો એક જા કયું રહે, કામ રામ એક ઠામ ?

(૭૬૭)
ભકિત બિગાડી કામિયાં, ઇંદ્રિ કેડે સ્વાદ;
જનમ ગમાયા ખાધમે, હિર ખોયા હાથ.

(૭૬૮)
કબીર ! મન મસ્તક ભયા, ઇંદ્રિ અપને હાથ;
તોય કબ્ ન કિજીયે, કનક કામીની સાથ.

(૭૬૯)
જહાં જલાઈ સુંદરી, તું મત જાય કબીર;
ભસ્મી હો કર લાગસી, સોનાં સમાં શરીર.

(૭૭૦)
નારી તો હમહિ કરી, જાના નહિં બિચાર;
જબ જાની તબ પર હરી, નારી બડો બિકાર.

(૭૭૧)
જૈસા પ્રેમ પર નારીસોં, ઐસા હરસે હોય;
સાંઇયાં કે દરબારમે, પલ્લા ન પકરે કોય.

(૭૬૫) જેને ઉંઘ આવતી હોય તેને, તકીયાની ગરજ હોતી નથી, ને જેને ભુખ લાગી હોય તે ભોજણનો સ્વાદ જોતો નથી તેમ, જે કોઇ સ્રીના છંદમાં પડયો હોય તે પુરૂષ, મર્યાદાની કાંઈ દરકાર કરતો નથી, પણ મન ભાવે તેમ લાડ કર્યો જાય છે યાને ગમે તેમ બેમલાજે રહે છે.

(૭૬૬) જેનાં મનમાં સ્રીનો (ઈંદ્રિઓનાં ભોગ ભોગવવાનો) જ ખ્યાલમાં રહેતો હોય, ત્યાં ખુદાનો વાસો હોતો નથી, કારણકે જેમ એક જગ્યામાં બે ચીજ એકી વેળા રહી શકતી નથી તેમ, **કામ** ને **રામ** (વિષયવાસના ને ખુદા) સાથે રહી શકતા નથી. કારણકે બેઉ પરસપર વિરૂદ્ધ છે, જ્યારે, એક (કામ) જાય, ત્યારે બીજું (ખુદા) ત્યાં આવી શકે.

(૭૬૭) ઈંદ્રિઓના મોજ મજાહમાં પડવાથી, ખોદા તરફની માણસની ભકિત જતી રહે છે, તેથી તે પોતાનો જનમ તેમાંજ ગુમાવે છે, અને ખરા હિરા (ખુદા) ને હાથમાંથી ખોહી બેસે છે.

(૭૬૮) માટે ઓ કબીર! તારૂં મન મરી ગયું હોય, અને તારી ઇદ્રિઓ તારા હાથમાં રહેલી હોય, યાને મન અને ઈંદ્રિઓ તું કબજામાં રાખી શકતો હોય, તોય તું સ્રી અને પૈસા સાથે તારૂં દિલ લગાડતો નાં કારણકે એ મહા માયારૂપી ચીજો છે. જેથી માણસનું મન અને ઇદ્રિઓ તુરત ફરી જાય છે, અને તેમાં તેઓ વીટલાઇ જાય છે.

(૭૬૯) માટે ઓ કબીર! જ્યાં સુંદરી (સ્રી) હોય ત્યાં તું કદી જતો નાં યાને સ્રીનાં છંદમાં તું પડતો ના, કારણકે તેનું શરીર સોનાં જેવું તુંને દેખાય તોબી તે અગ્નીની માફક (બાળીને) રાખ કરી નાંખશે.

(૭૭૦) કબીર કહે છે કે સ્રી તો મેં બી કીધી, ને તે વેળાએ મેં વિચાર કર્યો હતો નહિં, પણ જ્યારે મેં વિચારીને જોયું ત્યારે જાણ્યું કે, નારી તે પારકું ધન છે આપણું નથી, અને તે (નારી) ની પાસે રહેવાથી મરદને ઘણા વિકારો (જુસ્સાઓ) ઉપજે છે.

(૭૭૧) જેવો પ્રેમ એક મરદ, પારકી સ્રીને માટે રાખે છે, તેવો પ્રેમ જો તે ખુદા માટે રાખે, તો તે ખુદાની દરબારમાં એવો સરસરાટ પહોંચી જાય, કે તેને કોઇબી અટકાવી શકે નહિં.

(૭૭૨)

કામકા ગુરૂ કામિની, લોભિકા ગુરૂ દામ;
કબીરકા ગુરૂ સંત હય, સંતનકા ગુરૂ રામ.

(૭૭૩)

નારી નરક ન જાનહિ, સબ સંતનકી ખાંન;
જામે હરિજન ઉપજે, સોહિ રતનાગરકી ખાન.

(૭૭૪)

નારી પુરૂષ કોઈ નહિ, સુન ગત ગુરૂકી શિખ;
બિષય ફલ બહોત અનોપ હય, મત કોઇ દેખો ચિખ.

(૭૭૫)

માંસ માંસ સબ એક હય, કયા હરની કયા ગાય;
નાર નાર સબ એક હય, કયા મેહેરી કયા માય.

(૭૭૬)

જો મન સમજેં જ્ઞાનમે, તો જ્ઞાન હોય સહાય;
તો ફિર તોકું ના રૂચે, જાકુ તું કહે માય.

(૭૭૨) સ્રીનાં છંદમાં પડેલા પુરૂષનો **ગુરૂ** તે **સ્રી** છે, લોભી માણસનો **ગુરૂ** તે **પૈસો** છે, પણ કબીર કહે છે કે મારો ગુરૂ તે, **સંત પુરૂષ** છે અને સંત પુરૂષોનો ગુરૂ તે ખુદા છે. અર્થાત, જેનું જે ચીજપર દિલ લાગે છે તે ચીજ તેનો **ગુરૂ** થઇ લાગે છે, માટે જે કોઇ ખુદાપર દિલ લગાડે તો ખુદા તેનો ગુરૂ થાય ને તે આ ભવસાગરની પેલી મેર પુગી જાય.

(૭૭૩) સ્રી (જાત) નરક સમાન છે એવું તું સમજતો નાં, પણ તે (સ્રી) તો બધા સંત પુરૂષોથી ભરેલી એક ખાંન છે, કે જેમાંથી હરીજનો જેવા નર પેદા થાય છે તે રતનાગરની (ઘણીજ અમુલ્ય) ખાંન છે.

(૭૭૪) ગુરૂ પાસે તું શિખે ને તે જ્ઞાનની નજરે તું જોય તો માલમ પડે કે નારી યા પુરૂષ જેવું (ખરેખરૂં) કાંઇ બી નથી, માત્ર તેમાં રહેલો **વિષયજ** છે, કે જેનાં ફળ અતી બેસ્વાદ યાને ખોટાં છે. માટે મારૂં કબીરનું કહેવું એ છે કે તેમાં તારૂં દિલ ના લગાડી રાખ.

(૭૭૫) જેમ હરણી કે ગાય એ સઉનું માંશ એક સરખુંજ છે તેમ દરેક નાર પછી તે માતા હોય કે સ્રી હોય તે બધાં સરખાંજ છે. માત્ર બાહેરના દેખાવથી માણસ ભુલાય છે, અને કહે છે કે ફલાણી નાર ખુબસુરત છે ને ફલાણી બદસુરત છે. પણ **અંતરમાં તો સઉ એકજ છે.**

(૭૭૬) જો તારૂં મન જ્ઞાનમાં સમજીને બેસી જાય, તો તે જ્ઞાન તારી મદદે આવે ને ત્યારે

* * * * * *

* ઉપલું પદ બહુ ગુહ્ય અર્થ ધરાવે છે જે સધારણ રીતે સમજાવી શકાતું નથી.

(૭૭૭)

પહેલ્લે માંકા ખસમ ભયા, પિછે ભયા હય પૂત;
અંતર ગત સમજ કે, છોડ ચલે સબ ધુત.

(૭૭૮)

ખસમ ઉલટ બેટા ભયા, માતા મેહેરી હોય;
મુરખ મન સમજે નહિં, બડા અંચબા મોય.

(૭૭૯)

સમજનકા ઘર ઓર હય, ઔરોકા ઘર ઓર;
સમજયા પિછે જાનિયેં, રામ બસેં સબ ઠોર.

(૭૮૦)

સાહેબ તેરી સાહેબી, સબ ઘટ રહી સમાય;
જયું મેહેદીકે પાતમે, લાલી લખી ન જાય.

(૭૭૭) પેહેલ્લાં મા નો ધણી થયો,* તે પછી તેનો દીકરો* થયો, પણ એ બધા બાહેરનાં દેખાવની અંદર ખરૂં તત્વ શું છે, તે જે કોઇ સમજે છે, તે એ બધા બાહેરનાં ફેરફારો ઉપર લક્ષ આપતો નથી, પણ તેમાં રહેલા વિષયોને છોડી ચાલતો થાય છે.

(૭૭૮) ધણી હતો તે ફેરવાઇને દિકરો* થયો, ને માતા હતી તે સ્ત્રી* થાય છે, એવા જે બાહેરના માત્ર માયા રૂપી દેખાવો (પુર્ણ જન્મના કાયદાની રૂએ) થઇ રહ્યા છે, તે માણુસનું મુરખ મન સમજતું નથી, તેથી કબીર કહે છે કે મને ધણી અજાયબી લાગે છે.

(૭૭૯) જેઓને જ્ઞાન મળ્યું છે, તેઓની દુનિયાંને સમજવાની રીત ઓરજ છે, યાને જુદીજ છે, જ્યારે અણુસમજુ લોકોની વાત બીજીજ છે, કારણ કે જ્યારે માણુસને જ્ઞાન થાય છે ત્યારે તે સમજે છે કે **ખુદાજ સઉમાં સઉ થઇને રહેલા છે,** યાને દરેક ચીજ, આકાર, કે માણુસમાં ખરૂં તત્વ તે ખુદા જ છે

(૭૮૦) જ્ઞાની પુરૂષ સમજે છે અને તેથી તે કહે છે કે ઓ ખુદા, તારી ખુદાઇ યાને તારી હાજરી બધે છે, સર્વ આકાર કે ચીજોમાં તું રહેલો છે, પણ જેમ મેદીનાં પાતરાંમાં રહેલો રતાસ આપણી આંખે દેખાતો નથી, તેમ બાહેરથી ખુદા યાને આ ખાકી નજરથી તે કાંઇ દેખાતો નથી. પણ જેને આત્મા જ્ઞાન મેળવયું છે તે તેને જોઇને જાણી શકે છે ને ત્યારે તે સમજે છે કે દુનિયામાં નારી પુરૂષ જેવું ખરેખરૂં કાંઇ નથી. **પણ જે છે તે ખુદાજ છે.**

* ઉપલું પદ બહુ ગુહ્ય અર્થ ધરાવે છે જે સાધારણ રીતે સમજાવી શકાતું નથી.



(૭૮૧)

તુમ મત જાનો બિછુરચો, સજ્જન પ્રીત ઘટાય;
બેપારીકે બ્યાજ જ્યું, દિન દિન દુંન બડાય.

(૭૮૨)

ઘેહેરી પ્રીત સુજ્જાનકી, બઢત બઢત બઢ જાય;
ઓછી પ્રીત અજાનકી, ઘટત ઘટત ઘટ જાય.

(૭૮૩)

કબીર ! સુરત મિત્રકી, દિન દિન ચઢ રહે ચિત્ત;
તન ના મિલે તો કયા ભયા, મન તો મિલતા નિત ?

(૭૮૪)

જો મિલેસો પ્રીતમે, ધાય મિલે સબ કોય;
મનહિ મન મિલા બિનાં, દેહ મિલે કયા હોય.

(૭૮૫)

સો કોષ સજ્જન બસેં, જાનું હિરદા મઝાર;
કુસ્નેહિ ઘર આંગને, જાંનુ દરિયા પાર.

(૭૮૧) તું એમ ના સમજતો કે એક નેક પુરૂષની પ્રીત કદી ઓછી થશે, ને તે તારાથી છુટો થશે, પણ જેમ વેપારીનું વ્યાજ તેનાં (ચક્રવતિ) વ્યાજ સહિત દિન પર દિન વધતું જાય છે તેમ, નેક પુરૂષની દોસ્તી દિવસે દિવસ વધતીજ જાય છે, ને કદી પણ ઓછી થતી નથી.

(૭૮૨) નેક માણુસની પ્રીત એવી તો ધારી (સાચી) હોય છે, કે તે હંમેશ વધતીજ રહે છે, જ્યારે અજ્ઞાનીની દોસ્તી કાચી હોવાથી તે દિવસે દિવસ ઘટતી જાય છે.

(૭૮૩) ઓ કબીર! નેક પુરૂષનાં મનમાં રોજ રોજ તેનાં મિત્રની સુરત આવ્યા કરે છે, ને તેનાંથી (શરીરે) દોસ્તને મળાયું ન હોય તો શું થયું તેનું મન તો રોજ તેને મળ્યા કરતું હોય છે! અર્થાત—મિત્રને મળ્યાથીજ કાંઇ ખરૂં હેત છે, એવું થરતું નથી, પણ મનમાં યાદ રાખવાથી યાને તેના માટે હંમેશાં ભલું ઇચ્છવાથીજ ખરો દોસ્ત કહેવાય છે, તેથી કબીર કહે છે કે, દોસ્ત દોસ્તને (શરીરથી) મળી શકનો ન હોય, પણ તેની યાદ તેનાં મનમાં રહ્યા કરતી હોય તો બસ છે.

(૭૮૪) કબીર કહે છે કે જ્યારે દોસ્તો એક બીજાને મળે છે ત્યારે દોડતા કે જઇને ભેટે છે, યાને બગલગીરી કરે છે, પણ જો એકમેકનાં મનમાં પ્રેમની લાગણી ન હોય તો એવું માત્ર બાહેરનું શરીરથી મળવું અથવા હાથો મેળવવા તે શા ખપનું?

(૭૮૫) ખરા પ્રેમભાવવાળો મિત્ર હોય, ને તે આપણાથી સો કોષ દુર હોય, તો પણ તે આપણાં હૈયાંમાંજ બેઠો છે એમ સમજવું. જ્યારે એક કપટી (મોહોડાંનો) મિત્ર, આપણાં ઘર આગળ (પાસે) હોય છતાં તે આપણાથી પેલી પાર રહેલો છે, યાને દુરજ છે એમ જાણવું.

(૭૮૬)

જલમે બસેં કુમોદની, ચંદા બસેં આકાસ;
જો જાકે હિરદે બસેં, સો તાહિકે પાસ.

(૭૮૭)

સ્વાર્થકા સબ કોઇ સગા, જુગ સારાહિ જાન;
બિન સ્વાર્થ સગપન કરે, સો હરિ પ્રીત પિછાંન.

(૭૮૮)

જો કોઇ કરે સો સ્વાર્થી, અરસપરસ ગુન લેત;
બિન કિયા કરે સો સુરવા, પરમારથકે હેત.

(૭૮૯)

સુખકે સંગ હય સ્વાર્થી, દુઃખમે રહે જો દૂર;
કહે કબીર પરમારથી, દુઃખ સુખ સદા હજૂર.

(૭૯૦)

પ્રીત તાસે કિજીયે, જાકી જાત મજીઠ;
પ્રીત કુસંબ ન કિજીયે, ભિડ પડે દે પીઠ.

(૭૮૬) કમોદણી નામે એક પ્રાંણી હોય છે, જે હંમેશાં ચંદ્ર આકાશ પર હોય છે ત્યારે પાણી ઉપર આવી ચંદ્રને નિહાળ્યા કરતું હોય છે, એ એની દોસ્તી માટે કબીર કહે છે કે, કમોદણી જોકે પાણીમાં (નિચે) રહે છે, અને ચંદ્ર આકાશ પર હોવા છતાં તે બેઉમાં એકમેક માટે પ્યાર રહેલો હોય છે. તેમજ જેનાં હૃયામાં કોઇ એકને માટે પ્યાર રહેલો હોય તો તે માણુસ તેની પાસેજ (રહેલો) છે એમ તેને જણાય છે.—

(૭૮૭) આ દુનિયાં જ બધી સ્વાર્થી છે, ને સઉ કોઇ પોતાનાં સ્વાર્થ માટે સગાં વહાલાં થાય છે, અથવા દોસ્તી કરે છે; પણ જે કોઇ પોતાનો સ્વાર્થ રાખ્યા વગર મિત્ર થાય યાને બીજાને મદદ કરતો હોય તેનો પ્યાર, તે ખરો ખુદાઇ પ્રેમ છે

(૭૮૮) જેબી કોઇ કરે છે તે પોતાનો સ્વાર્થ પેહલ્લાં રાખીને જ કરે છે, અને એમ અરસપરસ ચાલ્યા કરે છે, પણ જે કોઇ સાંમી તરફની કાંઇ પણ આશા વગર, માત્ર ખરી લાગણીથી યાને બીજાને મદદ કરવાનાજ હેતુથી, કામ કરતો હોય તેજ ખરો પરમાર્થી માણુસ કહેવાય, અને તેનો જ પ્યાર બિનસ્વાર્થી છે, યાને ખુદાઇ પ્રેમ છે એવું કહેવાય.

(૭૮૯) સ્વાર્થી લોકો આપણાં સુખની વખતે આવી પાસે રહે છે, ને દુઃખની વખતે આપણાથી દુર નાસે છે, પણ જે કોઇ પરમાર્થી માણુસ છે, તે તો આપણાં સુખ યા દુઃખ બંન્ને વેળાએ આપણી પાસે રહી મદદ કરે છે, બલકે દુઃખમાં વધુ ભાગ લે છે.

(૭૯૦) કબીર કહે છે કે જેની જાત પાક્કી હોય યાને જે જાતવંત હોય તેની દોસ્તી કરજે, પણ જે કોઇ કોસંબ જેવો કાચો હોય, ને અડિ-બિડીએ આપણાથી પીઠ ફેરવીને નાસે, તેવા માણુસની દોસ્તી કરતો નાં, અર્થાત, કાચા રંગનો લાલ કોસંબો ગરમ પાણીમાં નાખ્યાથી કાચો પડી પોતાનો રંગ ખોઇ દે છે, તેમ જે કોઇ ખોટો મિત્ર હોય છે, તેની કસોટી આપણાં દુખની વેળાએ થાય છે, યાને તે ખરો છે યા ખોટો તેની કસોટી તે વેળાએ જણાઇ આવે છે.

(૭૯૧)

સજ્જન ઐસા ચાહિયે, દુખ્યા દે નહિ દોષ;
ખેદયા ભેદયા દુઃખ દિયા, મધુરા બોલે બોલ.

(૭૯૨)

સજ્જન સ્નેહિ બહોત હય, સુખમે મિલે અનેક,
બિપત્ત પડે દુઃખ બાતિયે, સો લાખનમે એક.

(૭૯૩)

બલિહારી ઉસ કુલકી, જામે દુની બાસ;
અપના તન મન સોંપકે, હો ગયા પુરાના ઘાસ.

(૭૯૪)

નેહ નિભાવન કઠન હય, સબસે નિભત નાહિ;
ચઢવો મોમ તુરંગપે, ચલવો પાવક માહિ.

(૭૯૫)

પ્રેમ પ્રીતસે જો મિલે, તાકો મિલીયે ધાય;
કપટ રાખકે જો મિલે, તાસે મિલે બલાય.

(૭૯૬)

દિલપર દિલસેં જો મિલે, જા દિલ દગા ન હોય;
સો દિલ કબૂ ન બિછરે, કોટીક કરો જો કોય.

(૭૯૭)

પ્રીતમ પ્રીત બઢાયકે, દુર દેશ મત જાય;
હમતુમ એક નગર બસેં, જો ભિખ માગ નિત પાય.

(૭૯૮)

એક દ્રષ્ટ દો નૈન હય, એક શબ્દ દો કાંન;
હમ તુમ એક પટંતરા, દો ઘટમે એક પ્રાંન.

(૭૯૧) મિત્ર તો એવો જોઇએ કે જે આપણને કદીબી ઠપકો કે બીનો મારે નહિં, પણ ગમે એવું આપણા તરફથી કંટાળો યા દુઃખ મળ્યું હોય છતાં, મિઠા બોલો બોલી આપણને રીજવે.

(૭૯૨) આપણા સારા વખતમાં યાને સુખમાં તો ઘણાંએ દોસ્તો મળે છે ને થાય છે, પણ જ્યારે દુઃખ આવે ત્યારે આપણી પાસે ઉભો રહે તેવો મિત્ર તો લાખ માણસમાંથી કોઇ એકાદજ નિકળી આવે છે.

(૭૯૩) ખરી મોટાઇ તો પેલાં ફુલના છે કે જે બીજાંને સુગંધ આપવાને માટે પોતાનું તન મન આપી દીયે છે, ને પોતે સુકઇને ઘાસ જેવું થઇ જાય છે.

(૭૯૪) દોસ્તી નીભાવવી એ બહુ કઠણ વાત છે. બધાથી તે નીભાવી શકાતી નથી, કારણ કે દોસ્તી કરવી, ને મીણના ઘોડાપર બેસી, અગ્નિમાંથી પસાર થવા બરાબર છે.

(૭૯૫) કબીર કહે છે કે, જે કોઇ આપણને ખરા પ્રેમભાવથી મળે તેને આપણે દોડતા કે મળવું જોઇએ; પણ જે કોઇ પેટમાં કપટ રાખી, માત્ર મોહોડાંથી મીઠો થઇ મળવા આવે, તેને તો મારી બળાબી નહિ મળે, યાને તેવા માણસને જરાએ મળવું નહી. એટલે કે તેની દોસ્તી કરવી નહીં.

(૭૯૬) જેનાં દિલમાં દગો નથી, પણ જે ખરાં દિલથી મળનો હોય તે માણસ, ગમે તેવું થાય યા ગમે તે કોઈ કહે તોપણ કદીબી આપણાથી છુટો થતો નથી, યાને તે માણસ પોતાના દોસ્તને હંમેશાં ચહાતો રહે છે.

(૭૯૭) તેવો ખરો દોસ્ત તો પોતાના મિત્રને કહે છે કે, ઓ મારા ભાઇ, તું મારેથી જુદો પડી બીજે કેઠે જઇશ નહિં, તું મારી પાસે રહે, ને જે મને મળશે યા તારે માટે ભીખ માગવી પડશે તોય તે કરીશ, ને તેમાંથી તારો ભાગ કરીશ.

(૭૯૮) જો કે આપણી બે આખો છે, તોય આપણી નજર એકજ છે, આપણા બે કાંન છતાં આપણે એકજ શબ્દ સાંભળીએ છીએ, ને આપણાં શરીર બે જુદાં છે છતાં આપણો પ્રાણ એકજ છે—ખરા મિત્રોની એ હાલત છે.




(૭૯૯)

કઠન ગલિ હય પ્રેમકી, હિરદે આવે રામ;
રવિ સનક આદિ મઘન ભયે, ઐસા હય હરિનામ.

(૮૦૦)

પ્રેમી ઢુંડત મેં ફિરૂં, પ્રેમી મિલે ન કોય;
પ્રેમીકો પ્રેમા મિલે, તબ ભકિત દ્રઢ હોય.

(૮૦૧)

જાકે હિરદે પ્રેમ બસે, તાકો સબ જૂગ દાસ;
પ્રેમ બિના ભકિત કરે, માંનો કાંટા ઘાસ.

(૮૦૨)

પ્રેમ છુપાયા ન છુપે, જા ઘટ ઉમગ્યાં હોય;
જદિપ મૂખ બોલે નહિ, નૈન દેત હય રોય.

(૮૦૩)

ઘડિ ચઢ ઘડિ ઉતરે, વોહ તો પ્રેમ ન હોય;
અઘટ પ્રેમ હિરદે બસે, પ્રેમ કહિયે સોય.

(૭૯૯) જે પ્રેમથી ખુદા આપણાં હૈયાંમાં આવી જાય એવી જે પ્રેમની ગલી છે તેમાં પેસવું એ કામ બહુ મુશકેલ છે; પરંતુ કબીર કહે છે કે એ, ખુદાનું નામ એવું છે, કે તે નામ જપવાથીજ રવી, સનક વગેરે મોટા થઇ ગયલા પુરૂષો, ખુદાઇ આનંદ મેળવી ગયા છે.

(૮૦૦) એવા પ્રેમભાવવાળા માણસને, હું (કબીર) શોધતો ફરૂં છું, પણ મને તેવો પ્રેમવાળો માણસ મળતો નથી; જ્યારે એવા પ્રેમવાળાને બીજો સામો પણ પ્રેમથી ભરપૂર થયલો માણસ મળે છે ત્યારે, તેઓની ખુદા તરફની ભક્તિ વધુ મજબુત થાય છે.

(૮૦૧) જેનાં હૈયાંમાં (ઇશ્વરી) પ્રેમ હોય છે તેનાં, સઉ કોઇ દાસ બની જાય છે, પણ જે કોઇ પ્રેમ વિનાં ભક્તિ કરે છે, તે માત્ર કાંટાવાળાં ઘાસ જેવું છે.

અર્થાત પ્રેમથી ધ્યાન; ને ધ્યાનથી જ્ઞાન આવે છે. જેનાં હૈયાંમાં ખુદાની ઉપર હેત હોય તેનું ધ્યાન વગર મેહનતે નિરંતર ખુદાપર લાગેલું રહે છે, યાને ધ્યાન સંપૂર્ણ લાગેલું રહે, ત્યારે ખુદા દેખાયા કરતો રહે; પણ જેનાં હૈયાંમાં ખુદાની ઉપર હેત નથી, તેનું ધ્યાન ખુદાપર લાગતું નથી; ઘાસ અને કાંટાવાળી જમીન ઉપર ચાલવા જઇએ ને પગ સરી સરી જાય, તેમ હૈયાં-નાં હેત વગર જે ધ્યાન કરવા જાય તેનું ધ્યાન થાયજ નહિં.

(૮૦૨) જેનાં હૈયાંમાં ખરો ખુદાઇ પ્રેમ હોય, તે કદી પણ છુપો રહેતો નથી; કદાચીત તે મોહોડેથી બોલીને દેખાડતો ન હોય, છતાં તેની આંખો, તે પ્રેમને પ્રદર્શિત કરી આપતી રહે છે

(૮૦૩) ઘડિમાં ચઢે, ને ઘડિમાં ઉતરી જાય, તેવી લાગણી કાંઇ ખરો પ્રેમ નથી, પણ જે કદીબી હૈયાંમાંથી ખસે નહિ, અને નિરંતર ચાલુ રહે તે ખરો પ્રેમ કહેવાય.

(૮૦૪)

જા ઘટ પ્રેમ ન સંચરે, સો ઘટ જાનુ મસાંન;
જૈસે ખાલ લુહારકી, સ્વાસ લેત બિન પ્રાંન.

(૮૦૫)

પિયા ચાહે પ્રેમ રસ, રાખા ચાહે માન;
દો ખંડ એક મેંનમે, દેખા સુનાં ન કાંન.

(૮૦૬)

પ્રેમ પિયાલા સો પિવે, શિસ દક્ષિના દેય;
લોભિ શિસ ન દે શકે, નામ પ્રેમકા લેય.

(૮૦૭)

પ્રેમ બિના ધીરજ નહિં, બિરહે બિના બૈરાગ;
સદ્દગુરૂ બિના મિટે નહિં, મન મનસાકા દાગ.

(૮૦૮)

જહાં પ્રેમ તહાં નેમ નહિ, તહાં ન બુદ્ધિ વેહવાર;
પ્રેમ મગન જબ મન ભયા, કોન પુછે તિથી વાર ?

(૮૦૯)

પ્રેમ બિના નહિ ભેષ કછુ, નાહક કરે સો બાદ;
પ્રેમ ભાવ જબલગ નહિં, તબલગ ભેષ સબ બાદ.

(૮૦૪) જેનાં હૈયાંમાં (ખોદા તરફ) પ્રેમ હોતો નથી, તે માણસનું શરીર, (જીવતાં જીવત) એક સ્મસાણ જેવુંજ છે, અને જેમ લોહારની (ચામડાંની) ધમ્મણ (માત્ર હવાથી) ઉપર નીચે (દમ લેતી હોય તેમ) થયા કરે છે, પણ તેમાં કંઇ ખરો સ્વાસ કે દમ હોતો નથી તેમ, ખુદાના પ્રેમ વગરનાં માણસનું શરીર જીવતું (દમ લેવા) છતાં, મુવેલુંજ છે.

(૮૦૫) ખોદાઇ પ્રેમ પિવા માંગતો હોય ને પોતાનું માન બી રાખવા માગે તે કેમ બને ? એક મ્યાનમાં બે તરવાર રહી હોય એવું તો મેં જોયું યા કાંને સાંભળ્યું નથી

(૮૦૬) જે કોઇ પોતાનું માથું આપે તેનાથીજ પ્રેમનું પ્યાલું પિવાઇ શકાય; જે કોઇ લોભી હોય યાને જ્યાં પોતાનાં સ્વાર્થનો ખ્યાલ રહેલો હોય, અને જે પોતાનું સર્વસ્વ આપવાને રાજી નથી, તેનો કાંઇ ખરો પ્રેમ હોતો નથી, તે તો માત્ર મોહડાંથી ખાલી પ્રેમનું નામ લે છે, પણ તેનાં અંતઃકરણમાં કાંઇ પ્રેમ હોતો નથી.

(૮૦૭) જ્યાં સુધી માણસનાં હૈયાંમાં ખરો (બિનસ્વાર્થિ) પ્રેમ આવતો નથી ત્યાં સુધી તેને ધીરજ હોતી નથી; અને જ્યાં સુધી તેને ખુદા તરફનો પ્રેમ લાગતો નથી, ત્યાં સુધી તેને વૈરાગ્ય આવતો નથી, યાને દુનિયાની ચીજો ઉપરથી તેનું મન ખસતું નથી; તેજ પ્રમાણે જ્યાં સુધી માણસને સદ્દગુરૂ મળતા નથી, ત્યાં સુધી તેના મનના વિકારો ને જુસ્સાઓ મટતા નથી.

(૮૦૮) જ્યાં બિનસ્વાર્થિ પ્રેમ હોય ત્યાં પોતાને માટે કાંઇબી નેમ હોતી નથી, અને ત્યાં બુદ્ધિ વેહેવાર હોતો નથી યાને "આપ લેના" સોદા જેવી વાતો થતી નથી; કારણ કે જેનું મન ઇશ્વરી પ્રેમથી સંતોષ થયલું હોય તે તિથી ને વાર શું થયો છે ને પુછતો નથી.

(૮૦૯) જ્યાં સુધી હૈયાંમાં ખરો પ્રેમ આવે નહિં ત્યાં સુધી બાહેરના સ્વાંગો પહેરી, દેખાવો કરવા, તે બધા ફોકટનાં છે, કારણ કે જ્યાં સુધી ખરો પ્રેમ આવતો નથી, ત્યાં સુધી બાહેરનાં દેખાવો કર્યાથી કાંઇ કામ આવતું નથી.

(૮૧૦)

પ્રેમ જગાયે વિરહકો, વિરહ જગાયે પિવ;
પિવ જગાયે જીવકો, હોય પિવ હોઇ જીવ.

(૮૧૧)

જબલગ નાતા જાતકા, તબલગ ભગત ન હોય;
નાતા તોરે હરિ ભજે, ભગત કહાવે સોય.



(૮૧૦) પ્રેમ જ, માણસના વિરહ યાને ખુદા તરફની લાગણીઓને જગાડે છે, અને વિરહ તેનાં પીયુને જગાડે છે, અને પીયુ જ્યારે તે જીવને દુનિયાની માયામાંથી જગાડે છે, ત્યારે તે જીવ ને પીવ બેઉ એક થઇ જાય છે. અર્થાત, જ્યારે માણસનાં હૈયામાં (ખુદા તરફ) પ્રેમ થાય છે ત્યારે તેની લાગણીઓ તે તરફ દોડે છે, અને તેનું નિચલું મન તેનાં આત્મા તરફ જાય છે, ને છેવટ તે અને તેનો આત્મા એક થઇ જાય છે.

(૮૧૧) જ્યાં સુધી માણસનાં મનમાં નાતજાતનાં તફાવતનો વિચાર રહેલો હોય ત્યાં સુધી તેનાથી **ભગત** થઇ શકાતું નથી, પણ જ્યારે તેનો એ ખ્યાલ જતો રહે યાને સર્વ માણસોને, જનાવરોને અને ચીજોને એકસરખી નજરથી જુવે, ત્યારેજ તે ખરો (ખુદાનો પ્રેમી) ભગત થયો છે એમ કહેવાય.

અર્થાત, જ્યાં સુધી માણસને પોતા વિષે અથવા પોતાની જાત વિષે વધુ હેત આવ્યા કરે, યાને તેની જાત ઉંચી ને બીજી જાત હલકી એવો ખ્યાલ રહેલો હોય તે માણસથી ખોદાનો ભગત થઇ શકાતું નથી. પણ જ્યારે કુલ સૃષ્ટિની પેદાયશને તે એકસરખો ચહાનો થાય, અને સર્વમાં ખુદાજ રહેલો છે એવું તેને ભાન થાય, દરેક જાનદાર અથવા કહેવાતી બિનજાનદાર પેદાયશને એકસરખા અથવા કહો કે **પોતા પેરે** ચહાનો થાય, ત્યારેજ તે માણસ ખુદાનો ખરો ભગત થયો છે અને **ખુદા સાથે** એકતાઇ મેળવી છે એવું કહેવાય.





## આપં-ભોગ વિષે.

(૮૧૨)

સુરે ચઢે સંગ્રામકો, બાનાં પેહેન અનેક;
સાંઇયાં કે મુંખ સામને, મુવા જ કોઇ એક.

(૮૧૩)

સુરા સોહિ જાનીયે, લડે ધનીકે હેત;
પુરજા પુરજા હો રહે, તોહુ ન છાંડે ખેત.

(૮૧૪)

ખેત ન છાંડે સુરવા, ઝુંજે દોઉ દલ માંહિં;
આશા જીવન મરનકી, મનમે આંને નાહિં.

(૮૧૫)

ભાગે ભલા ન હોયગી, ભોં ભારી ઘર દૂર;
સિર સાહબકો સોપતેં, સોંચ કાહેકો સૂર.

(૮૧૨) એવા કહેવાતા, શુરવિર પુરૂષો ઘણાં ઘણાં હથયારો સજીને લડાઇ કરવા ચઢી જાય છે ખરા, પણ ધણીની સામને (લડતાં લડતાં) મુવો હોય એવો (ખરો શુરવિર) તો કોઇકજ હોય છે.

અર્થાંત—જેમ, સિપાહ બચ્ચાઓ લડાઇ કરવા જાય છે, પણ જ્યારે ત્યાં જીવ જવાની વાત આવે છે ત્યારે સૌ કોઇ પોતાને બચાવવાની કોશેશ કરે છે, અને કોઇકજ એવો માનો પૂત હોય છે કે જે પોતાનાં ધણીને ખાતર જીવ આપી દે છે તેમ, જેઓ ખુદાઇ માગ'માં દાખલ થવા માગે છે યાને દુનિયાની લોભ લાલચ ઉપર ફ્તેહ મેળવી મિનોઇ માર્ગમાં જાય છે તેઓ-માંથી કોઇકજ એવો બહાદુર નર હોય છે કે જે પોતાના જીવની પણ દરકાર કર્યા વિના છેલ્લી ઘડી સુધી ટકી રહે છે યાને નેકી માટે આપભોગ આપવાને, એટલે કે પોતા ઉપર ગમે એવું દુઃખ આવે તે સેહવવાને યા મરણ નિપજે તે પણ ખુશાથી સહન કરવા તૈયાર હોય.

(૮૧૩) ખરો શુરો તો તેને જાણવો કે જે પોતાનાં ધણીના (ખુદાના) ચાહને ખાતર જ લડતો હોય અને નહિ કે પોતાના સ્વાર્થ માટે, અને જે કોઇ તેમ (ખુદાને ખાતર) લડતો હોય તે પોતાનાં કટકે કટકા થઇ જાય તો પણ લડાઇનું મેદાન કદી છોડતો નથી.

(૮૧૪) ખરો શુરવિર પુરૂષ કદીબી લડાઇનું મેદાન છોડતો નથી પણ બન્ને લશકરમાંથી લડતો આગળ વધે છે, કારણ કે તેનાં મનમાં જીવવાની આશા કે મરવાની બીક જરાએ હોતી નથી, પણ તેનું મન, તેની ફરજ કે મારા ધણી મટે લડવું છે તેના ઉપરજ રહેલી હોય છે.

સારાશ કે-જે કોઇ ખુદાઇ રાહપર ચાલે છે તે કદીબી પોતા વિષે કાંઇ પણ વિચાર રાખતો નથી.

(૮૧૫) (તે) શુરવિર પુરૂષ જાણે છે કે મેદાનમાંથી નહાસવાથી તેનું ભલું થવાનું નથી, તેમજ તેને ભય હોય છે કે મારૂં (ખુદાને પુગવાનું) ઘર ઘણું દુર છે, અને પોતાનું માથું તો ખુદાને સપુરદ કરવાનું છે, ત્યારે તે શુરો શા માટે બીજો વિચાર કરે ?

(૮૧૬)

જો સિર સોપા સાંઇકો, વોહ સિર ભયા સનાથ;
કબીર દે ઉબરન ભયે, જાકા તાકે હાથ.

(૮૧૭)

જો મુવા હરી હેતમે, કોઇ ન બુજે સાર;
હરિજન હરિસા હો રહા, માયા રહિ સિર માર.

(૮૧૮)

કબીર ! યા ઘર પ્રેમકા, ખાલાકા ઘર નાંહિ;
સિસ ઉતારે હાથસું, સો પેંઠે ઘર માંહિ.

(૮૧૯)

સુરા સોહિ જાનિયે, પાંવ ન પિછે પેંખ;
આગે ચલ પિછા ફિરે, તાકા મુખ ન દેખ.

(૮૨૦)

ઘાયલકી ગત ઓર હય, ઓરનકી ગત ઓર;
આંનજ લાગા પ્રેમકા, રહા કબીરા ઠોર.

(૮૨૧)

સુરાકાં તો દલ નહિં, ચંદનકા બન નાંહિં;
સબ સમૂદ્ર મોતી નહિં, યુ હરિજન જગ માંહિ.

(૮૨૨)

સારા શુરા બહુ મિલે, ઘાયલ મિલે ન કોય;
ઘાયલકુ ઘાયલ મિલે, તબ (રામ) ભક્તિ દ્રઢ હોય.

(૮૧૬) જેને માથું ખુદાને સોંપ્યું તેને, પોતાનાં માથાંને બળવંત ધણીનાં હાથમાં આપેલું કહેવાય; કારણ કે માથું તો ધણીનુંજ (આપેલું) છે ત્યારે તેને હવાલે કરી, મેં (કબીરે) તો મારૂં કલ્યાણ કરી લીધું છે.

(૮૧૭) જે કોઇ ખુદાનાં પ્રેમ અર્થે મરે છે, તેની કદર કોઇ બી દુનિયવી માણુસ બુજતો નથી, કારણ કે દુનિયવી લોકો સમજતાં નથી કે જે ખુદાનો બંદો દુનિયામાંથી મુવો તે ખુદા પાસે પુગી ગયો અને માયાના બંધણમાંથી તે છુટો થયો, તેથી માયા પોતાનું માથું કુટવા બેઠી છે.

(૮૧૮) ઓ કબીર, એ પ્રેમનું ઘર છે તે કાંઇ તારી માસી (માયની બેન) નું ઘર નથી કે ત્યાં તું લાડ કરતો સેહેલાઇથી જઇ શકે; એ પ્રેમ (મેળવવા) ના ઘરમાં તો ત્યારેજ પેસી શકાય કે જ્યારે તું તારૂં માથું પોતાના હાથે ઉતારી નિચે મુકે.

(૮૧૯) ખરો શુરો માણુસ તેને જાણવો કે જે પોતાના પગ પછાડી હઠાડેજ નહિ; પણ જે કોઇ આગળ ચાલી પાછો હઠે, તે માણુસ કાંઇ ખરો શુરો નથી, ને તેનું મોંહ જોવું નહિ.

(૮૨૦) જે કોઈ ઘાયલ થયલો છે તેની વાત જુદીજ છે, જ્યારે બીજા બધા માણુસોની વાત કાંઇ ઓરજ છે, મને કબીરને તે પ્રેમનો બાંન લાગો તેથી હું ખુદાઇ રાહમાં મક્કમ થયો છું.

(૮૨૧) જેમ બધાજ શુરા પુરૂષોનું કાંઇ લશકર (બનેલું) હોતું નથી, જેમ ચંદન (સુખડ) ના ઝાડથી બધું બનેલું વન હોતું નથી, અને જેમ બધાજ દરયાવમાંથી મોતી નિકળતાં નથી, તેમ જગતમાં હરિજનો (થોડાક-જ) હોય છે.

(૮૨૨) લડાઇનાં ઘા ખમ્યા વગરના એવા કહેવાના શુરવિરો તો ઘણુંએ દિસે છે, પણ કોઇ ખરો ઘાયલ (શુરવિર) મળતો નથી; જ્યારે ઘાયલને ખરો ઘાયલ પુરૂષ મળે, ત્યારેજ તેઓની ખુદા તરફની જાનફેશા-ની મજબુત થાય છે.

(૮૨૩)

કરદી ધારા રામકી, કાચા ટિકે ન કોય;
શિર સોપે સિધા લરે, શુરા કહિયે સોય.

(૮૨૪)

પહેલે દાતા મે ભયા, હરિકો સોંપા શિસ;
પિછે દાતા હરિ ભયા, કાહ કરૂં બખશિસ ?

(૮૨૫)

દેખા દેખીસું ચઢે, મર્મ ન જાને કોય;
સાંઇયાં કારન શિસ દે, શુરા જાનું સોય.

(૮૨૬)

શિર સટ્ટેકા ખેલ હય, સો શુરનકા કામ;
પહેલ્લે મરના જ આગમે, પિછે કહેના રામ.

(૮૨૭)

સાંઈયાં શીત ન પાઇયે, બાતાં મિલે ન કોય;
કબીર સૌદા રામસું, સિર બિન કબૂ ન હોય.

(૮૨૮)

હરિકા ગુન કઠન હય, ઊંચા બહુ અકથ;
સિર કોટી પગ તલ ધરે, તબ જા પહોંચે હથ.

(૮૨૩) ખુદાને મળવાનો રસ્તો બહુ સખત છે, જેમાં કાચા પુરૂષો ટકી શકતા નથી; પણ જે કોઇ પોતાનું માથું આપી સિધો ઉભો રહીને લડી શકે તેજ માણસ આગળ ચાલી શકે છે, ને તેનેજ ખરો શુરવિર કહેવો.

(૮૨૪) કબીર કહે છે કે, પહેલ્લાં હું આપનાર થયો ને મેં મારૂં માથું ખુદાને સોંપયું. તે પછી, ખુદા દાતા યાને આપનાર થયો ત્યારે હવે હું શું તેને આપું ?

અર્થાંત—તન, મન, સર્વસ્વ ખુદાને મેં અર્પણ કરી દીધું એટલે હવે બાકી રહ્યું શું કે તે હું આપુ ?

(૮૨૫) એક બીજાને જોઇને જે કોઇ કરવા જાય તે, ખરો ભેદ પામી શકતો નથી, પણ જે કોઇ ખુદાને માટે પોતાનું માથું અર્પણ કરે તે માણસજ ખરો પરમાર્થી પુરૂષ છે.

(૮૨૬) માથાંનો સટ્ટો રમવો તે તો ખરા શુરવિર પુરૂષનુંજ કામ છે; કારણ કે ત્યાં પેહલ્લાં આગમાં જવાનું છે, ને તે પછી ખુદાનું નામ લેવાઇ શકાય છે.

અર્થાંત, ખુદાને મળવું એ કાંઇ જેવું તેવું કામ નથી. જ્યારે માણસ પોતાનો સ્વાર્થ છોડી દે ત્યારેજ તેનાંથી એ માર્ગમાં દાખલ થઇ શકાય છે.

(૮૨૭) એમ કાંઇ ખાલી મોહોડાંની વાતોથી ખુદાને મળી શકાતું નથી પણ ખોદાની સાથે સાટું કરવું હોય યાને ખુદાને મળવું હોય તો જ્યાં સુધી માણસ પોતાનું માથું તેને હવાલે કરતો નથી ત્યાં સુધી તેનાથી તેને (ખુદાને) પુગાતું નથી.

(૮૨૮) ખુદાઇ ગુણ મેળવવો એ બહુ મુશકેલ છે, અને તે એટલું તો ઉંચું છે કે તેનો વિચાર મોહોડેથી બોલી શકાતોજ નથી, પણ ત્યાં પોંહોચવાને સારૂં જ્યારે માણસ પોતાનાં કરોડો માથાંઓ પગ નીચે મુકે, યાને પોતાની ખુદીને કચડી નાંખે ત્યારેજ ત્યાં પુગી શકાય છે.

(૮૨૯)
ઉંચા તરવર ગગન ફૂલ, પંખી મુંવા સબ ઝૂર;
બહોત શિયાંને પચ ગયે, ફૂલ લાગો પર દૂર.

(૮૩૦)
દૂર ભયાં તો કયા ભયા, સિર દે નેડા હોય;
જબલગ સિર સોંપે નહિં, ચખ શકે ન કોય.

(૮૩૧)
એ રનમાંહિ પેંઠ કર, પિછે રહે ન શુર;
સાહેબકે સનમૂખ રહે, ધરદે સિસ હજૂર.

(૮૩૨)
લાગી લાગી કહા કરો, લાગી નહિ લગાર;
લાગી તબહિ જાનીયે, નિકસ જાય દો સાર.

(૮૩૩)
કાયા મોડ કમાંન કર, પાંચ તત કર તાંન;
મારો તો મન મરઘલા, નહિતો મીઠયા જાન.

(૮૩૪)
સિસ ઉતારી ભું ધરે, ઉપર ધર દે પાય;
દાસ કબીરા યું કહે, એસા હો તબ આય.

(૮૨૯) એ ઝાડ ઘણું ઉંચું છે ને તેનાં ફળો છેક આસમાને લાગેલાં હોય છે, જેથી તે મેળવવા જતાં પંખીઓ બધાં ઝુરી મરે છે, ઘણાંક કહેવાતા શિયાના પુરૂષો તે લેવા ગયા, પણ તે ફળ તેઓથી દૂર ને દૂરજ રહ્યું.

(૮૩૦) કબીર કહે છે કેઃ–તે ફળ ઘણું દુર છે તો શું થયું ? તું જો માથું આપે તો તે તારી આગળ આવે કારણ કે જ્યાં સુધી તું માથું આપે નહિં ત્યાં સુધી તે ચાખી શકાતું નથી.

(૮૩૧) જે શુરો પુરૂષ ખુદાઇ માર્ગમાં એકવાર દાખલ થયો કે, પછી તે કદીબી પાછળ હઠતો નથી, પણ ખુદાની સમક્ષ ઉભો રહે છે, ને પોતાનું માથું તેનાં પગ આગલ હાજર કરે છે.

(૮૩૨) "મને પ્રેમ લાગો છે, મને પ્રેમ લાગો છે," એવું માત્ર મોહોડેથી અમસ્થું શું બોલવું ? હું (કબીર) કહું છું કે જે કોઇ મોહોડેથી એમ બોલે તેને, પ્રેમ લાગોજ નથી, પણ જ્યારે દિલ ખરૂં ખુદાપર લાગે ત્યારે તો માણસથી બે સાર નિકળી જાય છે યાને તે વેળા તે માણસની હાલત તદન બદલાઇ જાય છે.

(૮૩૩) એમ કાંઇ પ્રેમ લાગતો નથી, પણ જ્યારે તું તારી કાયાને કમાન પેરે વાળે, તારી પાંચે ઈંદ્રિઓની તાંન બનાવે, ને તારા ભટકતાં મનને મારી મારીને શાંત કરે, ત્યારેજ તે રસ્તો હાથ આવે, નહિંતો બધું ફોકત છે.

(૮૩૪) માથું ઉતારી જમીનપર મુકે, ને તેની ઉપર પગ મુકે ત્યારેજ, હું દાસ કબીર કહું છું કે તે માણસ ખુદાને પુગી શકે, નહિં તો કદી પણ નહિં.

(૮૩૫)

જબ લગ ધડપર સિસ હય, શુરા કહીયે નાહિં;
માથાં તુટી ધડ લડે, શુરા કહીયે તાહિં.

(૮૩૬)

કબીર સાચા સુરવા, કબ ન પેહેરે લોહ;
જુજનકે બંધ ખોલકે, છાંડે તનકા મોહ.

(૮૩૭)

કઠનાઇ કછૂ નહિં, જો સિર બદલે લોહ;
રામનામ નહિ છાંડીયે, જો સિર કરવત હોય.

(૮૩૫) જ્યાં સુધી ધર ઉપર માથું રહેલું હોય, ત્યાં સુધી તે માણસ શૂરો કેહેવાય નહિં, પણ માથું નિચે તુટી પડે ને શરીર લડ્યા કરતું રહે, ત્યારે તે ખરો શુરવિર છે એમ કહેવાય

(૮૩૬) ઓ કબીર ! જે કોઇ ખરો શુરવિર પુરૂષ છે તે કદીએ લોઢાંનું બખ્તર પેહેરતો નથી; તે તો પોતાનો અંગરખો પણ ખોળી નાંખીને લડે છે, અને પોતાનાં શરીર વિષે કાંઇપણ દરકાર કરતો નથી.

(૮૩૭) મુશકેલી કોઇએ નથી, માત્ર મનનો રોહ બદલવાનો છે, તે એ કે, ગમે તે થાય તોએ રામ (ખુદા) નું નામ છોડવું નહિં, માથાંપર કરવત આવી કાં ન ફરતી હોય તોબી ખુદા પર જેનું દિલ લાગું છે તે કદીબી ફરતો નથી, એવી રીતે જેનાં મનની લેહ અદલાઇ યાને મન ખુદા તરફ રહેતું થયું તો પછી ખુદાઇ માર્ગમાં આગળ વધવાને કાંઇજ મુશકેલી નથી—માટે કબીર કહે છે કે તું તે (ખુદાનું) નામ છોડતો ના.




(૮૩૮)

બિરહા બુરા હય જન કહે, બિરહા હય સુલતાન;
જા ઘટ હરિ બિરહા નહિ, સો ઘટ સદા મસાંન.

(૮૩૯)

બિરહા આયા દુધસા, કડવા લાગા કામ;
કાયા લાગી કાલસિ, મિઠો લાગો રામ.

(૮૪૦)

જા તનમેં બિરહા બસેં, તા તન લોહુ ન માંસ;
ઇતના બહોત હિ ઉબરા, હાડ ચામ ઓર શ્વાસ.

(૮૪૧)

બિરહા કુંડી ભુંડ પડે, દરશન કારન રામ;
જીવત દરશન ના દિયો, મુવેકા નહિં કામ.

(૮૩૮) બિરહા યાને માણસનાં અંતઃકરણમાં (કોઈપી ચીજ માટે) જતી મજબુત ઇચ્છા અથવા સાધારણ બોલીમાં કહીએ તો ખેંચાણ. એ લાગણી માટે લોકો કહે કે તે ખરાબ છે, પણ કબીર કહે છે કે એ (પ્રેમના) લાગણી ઉત્તમ છે; પરંતુ જેના દીલમાં એ ખેંચાણ ખોદા તરફ થતું નથી, પણ જેનું દીલ બીજી દુનિયવી ચીજો ઉપર લાગેલું હોય તે માણસનું શરીર સદાનું મસાનજ છે.

અર્થાત–માણસના જીવ અને ખુદા વચ્ચે જે જુદાઇ થઈ છે તેનું પાછું જોડાણ અથવા એકત્ર થવું, અને એ માટે જીવનું તલપવું, તે બિરહા છે, તેથી કબીર કહે છે કે જેનાં દીલમાં એ લાગણી થતી નથી તે માણસનું શરીર જીવતું હોવા છતાં મસાન કહેવાય.

(૮૩૯) જે માણસનાં દીલમાં એ લાગણી એકવાર ખરેખરી પેદા થઇ તેને ઈંદ્રિઓની મોજ ભોગવવાનું દાઢુ ઝેહેર જેવું લાગે છે, અને શરીર કે જે તેના ખુદા સાથે મેળાપ કરતાં વચ્ચે અડચણ કર્યા કરે છે તે અકારૂં થઇ પડે છે, અને તેને ખુદાનીજ વાતો ગમ્યા કરે છે, અને બીજી ચીજો ગમતી નથી

(૮૪૦) જેનાં દીલમાં ખુદા તરફ પયાર વસતો થયો તે માણસનાં શરીરમાં લોહી ને માસ ઘણું નહીં હોય. તેની કશી ફીકર નથી; તેનું ચામડું, હાડકાં ને શ્વાસ (પ્રાણ) ચાલતા હોય એટલુંજ બસ છે.

અર્થાત–ખુદાની રાહપર ચાલતાં માણસને દુઃખ આવે અથવા તેનું શરીર નબળું પડી જાય, તેની કાંઇ ચિંતા કરવી નહીં; કારણ કે આ શરીર તો એકવાર પડવા (મરવા)નુંજ, અને જ્યારે દુનિયવી લોભ લાલચ માટે, માણસ આટલી બધી જંજાળો ઉઠાવે છે યાને પોતાના શરીરને કુરબાન આપે છે, ત્યારે ખુદાના રાહમાં ચાલવાને યાને ખુદાને મેળવવા માટે આપણાં શરીરને કુરબાન આપવી તેમાં શું ખોટું છે ! કારણ કે પૈસો ટકો માણસને ખરૂં સુખ આપી શકતું નથી, જ્યારે ખુદાના મળવાથી તો ખરૂં (હંમેશનું) સુખ આપણને પ્રાપ્ત થાય છે

(૮૪૧) કબીર કહે છે કે ખુદાના દર્શન કરવા માટે મારા શરીર ઉપર સેંકડો દુઃખો આવી જાય તોપણ તેની મને પરવાહ નથી. પણ હું એટલું માગું છું કે ઓ ખુદા મને જીવતાં જીવત તારી સાથે મેળાપ થાય; મુવા પછી મને તારાં દર્શણ થાય એવું હું માગતો નથી.

(૮૪૨)
મુવે પિછે મત મિલો, કહે કબીરા રામ;
લોહા માટી મિલ ગયા, તબ પારસકા કયા કામ ?

(૮૪૩)
ગલું તુમારે નામમે, જ્યું પાનીમેં લોન;
ઐસી બિરહા પઠાયકે, નિત દુખાવે કોન ?

(૮૪૪)
દેખતહિ સબ દિન ગયા, નિશબી નિરખત જાય;
બિરહન પિયુ પાવે નહિ, જીવડા તલખે જાય.

(૮૪૫)
નેના હમારે જલ ગયે, છિન છિન લોટે તુંજ;
ન તું મિલે ન મેં સુખી, ઐસી બેદના મુજ.

(૮૪૬)
ઇસ તનકા દીવલા કરૂં, બાતી ડાલું જીવ;
લોહી સીંચું તેલ જ્યું, કબ મુખ પાવું પીવ.

(૮૪૭)
માંસ ગયા પિંજર રહા, તાકો ન લાગે કાગ;
સાંઇ અજહું ન સંભારયા, મંદ હમારા ભાગ

(૮૪૨) એ ખુદા મુવા પછી હું તને જોવા માગતો નથી-કારણ કે સોહું કીતાઇને માટી થઇ ગયું પછી કે પારસમણીનું શું કામ રહ્યું? અર્થાંત. માણસને આ (બાકી) દુનીયામાંજ ખુદા સાથે એકતાઇ મેળવવાની છે, અને આ શરીરમાંજ જો ખુદાને નહી મેળવી શકે તો મુવા બાદ તેનાથી કાંઇ થઇ શકવાનું નથી.

(૮૪૩) પાણીમાં મીઠું નાખવાથી જેમ તે અંદર ગળી જાય છે, તેવી રીતે ખુદાનાં નામમાં હું (કબીર) બધો ગળી ગયો છું, અને એવી રીતે (ગળી જઇને) ખુદાને ખાતર પોતાનાં શરીરને હંમેશાં કષ્ટ આપવાને કોણ તૈયાર છે?

(૮૪૪) ખુદાને જોતાં જોતાં (યાને જોવાની આશામાં) મારા દિવસ ને રાત એક નિકળી ગયાં, એમ જ્યાં સુધી તે મારો વહાલો ધણી મળ્યો નહિં ત્યાં સુધી, મારો જીવ તલખયા કરતો હતો.

(૮૪૫) દરેક પળે તુંને જોતાં જોતાં મારા ડોળા બળી ગયા, ને જ્યાં સુધી મને તું મળે નહિં ત્યાં સુધી સુખ થાય નહિ, એવી જાતનું દુઃખ મને થઇ લાગું છે.

(૮૪૬) આ મારા તનની બતી કરૂં ને તેમાં આ (મારા) જીવનો કાકડો બનાવી મેળું, ને તેલને ઠેકાણે મારૂં લોહી અંદર સીચું કે ક્યારે મારા પીયુનું (ખુદાનું) મોહોડું જોઉં. અર્થાત, ઇંદ્રિઓ ને મન સર્વ કાંઇ ખુદાના જ વિચાર ને વમાસણમાં કબીર રાખતો હતો.

(૮૪૭) (એમ કરતાં કરતાં) મારાં શરીરનું માંસ ગળી ગયું, ને હાડ પીંજર જેવું થઇ ગયું કે તે ઉપર કાગડાબી આવીને બેસે નહિં, એટલું છતાં હજુર ખુદા મને મળ્યા નહીં એટલે મારૂં નસીબજ અભાગ્યું.

(૮૪૮)

કબીર! હસનાં દુર કર, રોવન પર ધર ચિત;
બિન રોવે કયું પાઈયે, પિયું પુરબલા મિત.

(૮૪૯)

હસું તો દુઃખ ન બિસરે, રોવું તો બલ ઘટ જાય;
મનકા મનમે બિસરનાં, જયું ધુન કાષ્ટકુ ખાય.

(૮૫૦)

પહેલે અગન બીરહેકા, પિછે પ્રેમ પ્યાસ;
કહે કબીર તબ જાનીયે, રામ મિલનકી આસ.

(૮૫૧)

જીતના ગુનાહ મેં કીયા; તિતના કરે ન કોય;
કાલા હુવા મુખડા, ધો ન શકું રોય.

(૮૫૨)

બિરહેની મર જાયગી, આતુર હાલ શરીર;
બેગી દર્શન દિજીયે, તો જીવે દાસ કબીર.

(૮૫૩)

બિરહેની દેત સંદેશો, સુનો હમારે સુજાન.
બેગી તુમ આ મીલો, નહિં તો તજયા પ્રાન.

(૮૪૮) ઓ કબીરા ખુદાને મળવું તે કાંઇ હસવાં સરીખું કામ નથી, માટે તું હસવાનું મુકી દે, અને રડવા પરજ ધ્યાન લગાડ, કારણકે વગર રડવે, યાને પોતાના જીવપર જુલમ કર્યા વિનાં ખુદા મળી શકતો નથી.

(૮૪૯) કબીર કહે છે કે હસું તેથી કાંઈ દુઃખ ભુલાતું નથી, ને જો રડયા કરૂં છું તો મારૂં બળ ઘટતું જાય છે. (ત્યારે કરવું શું? તેનો પાછો જવાબ આપે છે કે) તું મનમાં ને મનમાંજ બધું વીસરવાની કોશેશ કર, જેમ ચુલામાં બળતું થયા વગર માત્ર ધુમાડાથીજ લાકડું ખવાઇ જાય છે તેમ તારાં દુઃખનો દેખાવ બહારથી કર્યા વગર, મનની અંદરજ તે ભુલી જા.

(૮૫૦) ખુદા તરફ પ્યાર થવા આગમજ પહેલાં દુઃખ આવે ને તે પછી ખુદાના પ્યારની તરસ લાગે, ત્યારે (કબીર કહે છે કે) ખુદા મળવાની આશા છે, એમ જાણવું. અર્થાત, જ્યારે માણસને દુઃખ આવી પડે છે ત્યારે તે દુઃખથી ખુદા તરફ ખેંચાય છે, ને ત્યારેજ ખુદા તરફ તેને પ્રેમ ભાવ થાય છે, અને એવું જ્યારે માણસને થાય ત્યારે, કબીર કહે છે કે જાણવું કે તે માણસને ખુદા મળવાની આશા રહે છે.

(૮૫૧) ખુદાને મળવાન માટે જેટલાં દુઃખો મેં વેઠયાં તેટલાં કોઇ વેઠશે નહિં. દુઃખથી મારૂં મોહડું એવું તો કાળું મારી ગયું કે ગમે તેટલું રડવાથી તે ધોવાતું નથી.

(૮૫૨)જેમ એક સ્ત્રી, બીજા મરદપર આશક થયલી હોય તેને જોવાને માટે તેનું શરીર આતુર હોય છે, તેમ કબીર કહે છે કે ઓ ખુદા હું તુંને જોવાને આતુરતીથી રાહ જોઉં છું માટે મને તારાં દર્શન જલદીથી આપી દે, તો હું જીવતો રહું

(૮૫૩) જેમ એક સ્ત્રી, પોતાના વહાલા ઉપર પોતાને મલી જવા માટે સંદેશો મોકલાવે છે તેમ, કબીર કહે છે કે જે ખુદાનો આશક બને છે, તે ખુદા તરફ પોતાનો અંતઃકરણનો અવાજ મોકલે છે ને કહે છે કે ઓ ખુદા, તું મને જલદીથી આવી મળ, નહીં તો આ પ્રાણ છોડી દેવશ.

(૮૫૪)

સાંઇયા તુમ મત જાનિયો, કે પ્રીત ઘટે કવચિત;
મરૂં તો તુમ સુમરત મરૂં, જીયું તો સુમરૂં નિત.

(૮૫૫)

મેં દિવાની રામકી, જિવાની કહે સબ કોય;
મોહે દિવાના આ મિલે, તમ બંદી ચંગી હોય.

(૮૫૬)

પપૈયા પિયુ પિયુ કરે, નિશદીન પ્રેમકી આશ;
પંખી વીરક્ષ ના છાંડહિ, તો કયું છાંડે નિજ દાસ.

(૮૫૭)

આઠ પોહોર ચોસઠ ઘડી, લાગા રહે અનુરાગ;
હિરદે પલક ના બિસરે, તબ સાચા બૈરાગ.

(૮૫૮)

જ્યું મેરા મન તુજમેં, યું તેરા મુજમેં હોય;
તાતા લોહા યું મિલે, સાંધ ન લખે કોય.

(૮૫૪) ઓ મારા ધણી, તું એમ ના સમજતો કે તારી તરફનું મારૂં વહાલ કદીબી ઘટશે, નહીં કદી નહીં, કારણ કે મારાં મનમાં હમેશાં તું રહેલો છે તેથી, હું મરી જાઉં ત્યારે (મરતાં મરતાં) પણ તારીજ યાદમાં મરીશ, ને જીવતો રહીશ તો હંમેશાં તારૂં સ્મરણ કર્યા કરીશ

(૮૫૫) હું તો રામ (ખુદા)ની દીવાની છું, અને ભલે મને બધા (દુનિયાંનાં) લોકો દિવાની કહે, તેની હું દરકાર કરતી નથી, પણ મને મારો દીવાનો (આશક યાને ખુદા) કયારે આવી મળે તેની હું વાટ જોઉં છું, અને તે જયારે મને આવી મળશે ત્યારેજ મારૂં દીવાનાપણું જતું રહેશે ને હું સારી થઇ જઇશ.

(૮૫૬) બુલબુલ જેવું પક્ષી તે માલેકના પ્રેમની આશામાં "પીયુ પીયુ" કરતું રાત ને દિવસ બોલ્યા કરે છે અને જયારે પંખેરાં જેવું નાનું પ્રાણી તેની (ખુદાની) જીકકર મુકતું નથી તો હું કે જે ખોદાનો બંદો (માણસ જાત) છું તે કેમ કરી તે માલેક (ખુદા)ની યાદ ભુલી જાઉં યાને તેની જીકકર કરવાનું મોકુફ રાખું ?

(૮૫૭) કબીર કહે છે કે દિવસનાં આઠે પહોર અને દરેક પોહોરની ચોસઠ ઘડી છે તે દરેક ઘડિએ માણુસનું ચિત જયારે ખુદામાં લાગેલું રહે, ને તેનો (ખુદાનો) ખ્યાલ હૈયામાંથી વિસરાય જ નહિ, ત્યારે જાણવું કે તે માણુસને ખરો વૈરાગ ઉપજયો છે, યાને તેનું મન દુનિયવી માયા પરથી ઉઠી ખુદાપર લાગું છે.

(૮૫૮) કબીર કહે છે કે ઓ ખુદા ! જેમ મારૂં મન તારામાં ભરાઇ રહ્યું છે તેમ તારૂં મારામાં ભરાય, એવું હું માગું છું કે જેમ ગરમ કીધેલા લોખંડનાં કટકાને સાંધ કરે છે ત્યારે તેઓ એકમેક સાથે મળી જાય છે, ને તેની સાંધ કોઇ પારખી શકતું નથી તેમ, આપણે બંન્ને સાથે મલી એક થઇ જઇએ.

(૮૫૯)

કફૂ કાયા ચિત ચકમકા, ઝાલિ વારમવાર;
તિન વાર ધુંવા ઉઠે, ચોઠ પરે અંગાર

(૮૬૦)

પાનીકી મછલી, ચઢી પરબતે ગઇ
અગ્નિ પિયા પુષ્ટ ભઇ, જલ પિયા મર ગઇ.

(૮૬૧)

સમુદ્ર લાગી આગ હય, નદી જલ કોયલા ભઇ,
જાગ કબીરા દેખ લે, મછીયાં તરવર ચઢ ગઇ.

(૮૫૯) જયારે આ મેલાં (ખાકી) શરીરને તેમજ મારાં મનને વારે વારે ઝાળ્યું યાને મારી રહેની—કરણી સુધારી મારાં મનને શુદ્ધ વિચારોમાંજ રોકાયા કીધું (તેયે) ત્રણ વાર તેમાં ધુમાડો થયો, ને ચોથી વારે તેમાં અગ્નિ પ્રગટ થયો.

(૮૬૦) (એમ કરતાં કરતાં) તે પાણીમાં રહેલી માછલી (જીવ) છેક પહાડને મથાલે પુગી ને ત્યાં તેણીએ અગ્નિ પાધો, ત્યારે તે મજબુત થઇ, (એથી ઉલટું) જયારે તે પાણીમાં રમતી હતી ત્યારે મરણ પામતી હતી.

અર્થાત—માછલી તે માણસનો જીવ યાને માણસ, તે જયાં સુધી આ આ નિચલી (ખાકી) દુનિયાંમાંજ રમયા કરતો હતો યાને ઇંદ્રિઓથી ભોગવાતાં સુખમાંજ મોજ છે એવું માન્યા કરતો હતો ત્યાં સુધી, તેનું મરણ નિપજયા કરતું હતું; પણ જયારે તે આ નિચલી ચીજો પરથી ઇચ્છા કાઢી લે છે, અને ખુદાને મળવાની ઇચ્છા કરે છે, અને જયારે ઉંચ ભાનમાં રહેતો થાય છે ત્યારે તે મજબુત થતો જાય છે અને મરણમાંથી બચવા પામે છે.

(૮૬૧) સમુદ્રમાં આગ લાગી, અને નદી બળીને કોયલા થઇ ગઇ. હવે ઓ કબીર! તું જાગૃત થઇ જો, કે પેલી માછલી (પરવતને મથાળેનાં) ઝાડ પર ચઢી ગઇ છે.

અર્થાત, સમુદ્ર, તે માણુસનું શરીર, નદી તે માણસનું નીચલું ભાન, શરીરમાં લાગેલી આગ, તે ખુદાના પ્રેમની આગ, કે જે પેલી નદી યાને નીચલા મનને બાળીને કોયલા કરે છે, યાને તેને દુનિયાની માયા પરથી ખેંચી કાઢે છે, એવી રીતે જયારે માણસનું મન પવિત્ર થાય છે, યાને દુનિયવી ચીજો પરથી મનની ઇચ્છાઓ નીકળી જાય છે, ત્યારે પેલી માછલી યાને જીવ તે ઝાડ પર યાને ઉંચ ભાનમાં જઇ શકે છે.

(૮૬૨)

સબકો બિરહન કુંબલી, તું કયું બિરહન લાલ !
પરચા પાયા પિયુકા, સુ હમ ભાઇ નેહાલ.

(૮૬૩)

સાચ પાયા સુખ ઉપના, દિલ દરિયા ભરપુંર
સકલ અંધેરા મિત ગયા, જબ સાંઈ મિલા હજુર.

(૮૬૨) જેનાં દીલમાં પ્રેમની આગ સળગી હોય છે, તે માણુસ દુબલો થઇ જાય છે, ત્યારે ઓ પ્રેમની અગ્નિથી બળતી સુંદરી! તું કેમ એવી (લાલ મધરડા જેવી) તનદરોસ્ત લાગે છે? (જવાબ મળે છે કે) ઓ બાઇ, મને મારા પિયુનો પતો મળ્યો તેથી હવે હું નેહાળ થઇ ગઇ છું. અર્થાત, કબીરનું કહેવું એમ લાગે છે કે જે કોઇ ખુદાઇ માર્ગમાં ચાલવા માંડે છે તેને પહેલાં ઘણી કષ્ટી ભોગવવી પડતી હોવાથી, યાને પોતાના દુર્ગુણો-ને મારી હઠાવવા, ઇંદ્રિઓની મોજ મજાહો છોડવી વગેરે કોશેશ કરતાં તેનાં શરીરને પહેલાં દુઃખ થાય છે, અને તે નબળું પડી ગયું હોય એમ દેખાય છે, પણ તેની દરકાર ન કરતાં, મક્કમપણે અને હિંમતથી, પવીત્રાઇમાં આગળ વધતો જાય છે, અને એક વાર તેણે પોતાની ઇંદ્રિઓ અને મન ઉપર પુર્ણ કાબુ મેળવ્યો ત્યાર પછી તેનું શરીર પાછું આસુદું અને (ખરૂં) તનદરોસ્ત બને છે——

પેગમબર જીસસ ક્રાઇસ્ટ સાહેબ પણ કહે કે :—

Seek ye first the Kingdom of Righteousness, and all these things (of the world) shall be added unto ye યાને પહેલાં કષ્ટી ભોગવીને તું પવિત્રાઇ (અશોઇ)નું રાજ્ય મેળવ, કે જેથી પછી તને બધી (દુનિયાની) ચીજો આવી મળશે.

(૮૬૩) જે સત હતું તે મળ્યું, ત્યારે મને ખરૂં સુખ ઉપજયું, અને મારૂં દીલ, સુખના દરીઆવ જેવું ભરપુર થઇ ગયું, અને જયારે મારો ધણી (ખુદા) મારી સનમુખ આવી ઉભો, ત્યારે મારૂં સઘળું અંધારૂં જતું રહ્યું, યાને મારૂં અજ્ઞાનપણું દુર થઇ, મારે લગતી ને આખી જહાનને લગતી વાતો મને સમજ પડી ગઇ.

(૮૬૪)

કબીર, ચલ જાયં થા, પુછ લિયા એક નામ;
ચલતા ચલતા તહાં ગયા, ગામ નામ નહી ઠામ.

(૮૬૫)

કૌતક દેખા દેહ બિન, રવિ સસિ બિન ઉજાસ;
સાહેબ સેવામે રહે, બેપરવાહિ દાસ.

(૮૬૬)

ધરતિ ગગન પવન નહિ, નહિ તુંમ્બા નહિ તાર;
તબ હરિકે હરિજન થા, કહે કબીર બિચાર.

(૮૬૭)

દેખા એક અગમ ધની, મહિમા કહી જાય;
તેજ પુંજ પ્રગટ ધની, મનમે રહા સમાય.

(૮૬૮)

દિપક દેખા જ્ઞાનકા, પેંખા અપરમ દેવ;
ચાર વેદકો ગમ નહિ, તહાં કબીરા સેવ.

(૮૬૯)

બૈકુંન્થ ઉપર બસત હય, મેરા સાહેબ સોહે;
જાકે રૂપ ન રેખ હોય, સો અંતર મિલ્યા મોહે.

(૮૬૪) હું ખુદાની રાહમાં ચાલ્યો જતો હતો, ચાલતાં ચાલતાં મેં એક જણ પાસેથી ખુદાનું નામ પુછી લીધું. પછી તે નામ જપતો જપતો આગલ ને આગલ ચાલ્યાં કીધો, ત્યારે આખરે હું ત્યાં જઈ પોહોંચ્યો, કે જ્યાં કોઇ ગામ નહિ મલે, કાંઈ રેહેવાનું નહિ મલે, ને કોઇનું નામ નિશાન નહિ મળે !

(૮૬૫) આ અજાયબ જેવો દેખાવ મેં શરીર વગર જોયો. મારી ઈંદ્રિયો અને મન મળે નહિ થઈ ગયલાં હતાં, તેવી હાલતમાં મેં આય અજાયેબ જેવો દેખાવ જોયો. અને એ દેખાવ જોવાને માટે સુર્ય ચંદ્રનું અજવાળું પણ ત્યાં નહિ હતું. પછી હું નોકર પેરે સાહેબની સેવામાં રહેવા લાગ્યો, ને આ દુનિયાનાં સર્વે કામો ને સર્વે વાતો વિશેની મારી ફીકર ચિંતા મટી ગઇ.

(૮૬૬) જ્યારે પૃથિવ, પવન, આસમાન કાંઇ નહિ હતું ને તુંબડુ કે તેનો તાર કાંઇએ નહિ હતું, ત્યારે માત્ર ખુદા કે ખુદાનો ભગત તો હતોજ એવું મારૂં કહેવું છે; જે માટે તું વિચાર કર.

(૮૬૭) મેં તે સાહેબને જોયો, જેને ઈંદ્રિઓ પોહોંચી શકતી નથી ને તેનો મહિમા યાને મોટાઇની વાત મોહોડેથી કેહેવાઇજ શકાતી નથી, તે પ્રકાશનો જથ્થો હૃદયમાંજ સમાઇ રહયો, એટલે કે તે માત્ર અનુભવમાંજ રહેલો છે, યાને જે કોઇ અનુભવે તેજ જાણી શકે છે.

(૮૬૮) જેને જોવાથી સર્વે ચીજો ને વાતો જણાઇ જાય છે, તે દિવાને મેં દીઠો; અને તેને, જેના જેવો બીજો કોઇ નહિ એવા ખુદા તરીકે મેં પિછાન્યો, અને ચારે વેદો જેની વાત સમજાવી શકતાં નથી, એવા તે સાહેબની સેવામાં હું ખડો રહયો.

(૮૬૯) વૈકુન્થની પેલીમેર, જેને જરથોસ્તીઓમાં ગરોથમાન કહે છે, તેની પેલીમેર, જે રહે છે તે મારો સાહેબ છે, અને જેને આકાર, લીટી કે આકૃતિ કાંઇએ નથી તે ખુદા મને મારામાંજ મળ્યો.

(૮૭૦)

હરિ સંપત શિતલ ભયા, મિટા મોહ તન તાપ;
નિશ બાસુર સુખ ઉપજા, જબ અંતર પ્રગટ આપ.

(૮૭૧)

કબીર! દિલ સાબેત ભયા, હરિ બેઠા દરગે આય;
જીવ બ્રહ્મ મિલા હુવા, અબ જીવ કહાં ન જાય.

(૮૭૨)

મન સરોવર શુભક જલ, હંસા કેલ કરાય;
મુગટા ફૂલ નિશદિન ચુંગે, અબ ઉડી અંત ન જાય.

(૮૭૩)

કબીર! હમે જબ ગાવતે, તબ હરિ જાનિયા નાહિં;
અબ હમ દિલમેં પેંખીયા, તબ ગાવેકો કછુ નાહિં.

(૮૭૪)

કુદરત પાયા ખબરસુ, સદગુરૂ દિયા બતાય;
ભમરા વલભા કમલસુ, અબ ઉડી અંત ન જાય.

(૮૭૦) ખુદાઇ ખજાનો મળ્યો ત્યારે મારા મનને શાંતી થઇ, ને દુનિયવી ચીજોપરની મારી (ખોટી) ભાવના દુર થઇ, મારાં શરીરને લગતી તાવો યાને દુર્ગુણો બધા નિકળી ગયા, અને જ્યારે ખુદા મારાં અંતઃકરણ (હૈયા) માં પ્રગટ થયા, ત્યારે રાત ને દીવસ સુખજ મળ્યું, યાને મને હંમેશનું સુખ પ્રાપ્ત થયું.

(૮૭૧) એ કબીર ! જ્યારે તારૂં દીલ પવીત્ર થયું ને તારૂં યકીન ખુદાપર મજબુત થયું યાને ખુદા જેવું સુખ બીજું નથી એવો તુંને પુર્ણ વિશ્વાસ આવ્યો ત્યારે તારો જીવ અને ખુદા એક થયા, અને જીવ એકવાર ખુદા સાથે મળ્યો કે પછી તે કેંઇમી જવાનો નથી, યાને પાછો દુનિયવી ચીજપર ખેંચાવાનો નથી.

(૮૭૨) જ્યારે સરોવરનાં પાણીની મીસાલ મન શાંત પડે છે, ત્યારે તેમાં હંસ પક્ષી રમવા માંડે છે (યાને જીવ ઉંચી હાલતે જઇ પુગે છે) અને ત્યાં તેને રાત ને દિવસ મોતી ફળ ખાવાને મળ્યાથી, તે કદી પણ બાહેર જવા માંગતો નથી, સારાંશ કે ખુદા મળે તેને આખી જહાન મળે ત્યારે બીજી કઇ ચીજ માટે આતુરતા હોય ?

(૮૭૩) હું (કબીર) જ્યારે ખુદાની તારીફ યાને ભજન (અમસ્થો) મોહોડેથી ગાયા કરતો હતો, ત્યારે ખુદાને પિછાણતો હતો નહીં; હવે જ્યારે મેં તેને (ખુદાને) મારાં દીલમાં ઓળખ્યો, યાન મને ખુદા મળ્યા ત્યારે હવે મને (મોહોડેથી) ગાવાનું કાંઇ રહ્યું નથી, યાને બાહેરની ક્રીયાઓ મારે માટે કરવાની રહી નથી.

(૮૭૪) મારા સદગુરૂએ મને જ્ઞાન આપ્યું, તે જ્ઞાનથી, મને કુદરત વીશેની બધી ખબર થઇ ગઇ, અને જેમ ભમરાને કમળ ફુલ મળી જાય છે, ત્યારે તે બીજે કેંડે જતો નથી તેમ, જીવને જ્યારે ઉંચ જ્ઞાન મળે છે, ત્યારે તે પાછો હલકી (દુનિયવી) ચીજ માટે દરકાર કરતો નથી.

(૮૭૫)

હમ વાસી વહાં દેશકે, જહાં અવિનાશીકી આન;
સુખ દુઃખ ત્યાં વ્યાપે નહિ, સબદિન એક સમાન.

(૮૭૬)

હમ વાસી વહાં દેશકે, જહાં બારે માસ બિલાસ;
પ્રેમ ઝરે બિકસે કવલ, તેજ પુંજ પ્રકાશ.

(૮૭૭)

હમ વાસી વહાં દેશકે, જાત વરન કુલ નાહિં;
શબ્દ મિલાવા હો રહા, પર દેહ મિલાવા નાહિં.

(૮૭૮)

હમ વાસી વહાં દેશકે, રૂપ વરન કછુ નાહિ;
સેન મિલાવા હો રહા, શબ્દ મિલાવા નાહિ.

(૮૭૯)

હમ વાસી વહાં દેશકે, પીંડ બ્રહ્મન કછુ નાહિં;
આપ પર દોઉ બિસરા, સેન મિલાવા નાહિ.

(૮૮૦)

તેજ પુંજકા દેહરા, ઓર તેજ પુંજકા દેવ;
તેજ પુંજ ઝલમલ ઝરે, તહાં કબીરા સેવ.

(૮૭૫) હું તે દેશનો રહેવાસી થઈ ગયો, કે જ્યાં અમર્ગી રહેલી છે, યાને નાશ છેજ નહીં, ત્યાં સુખ ને દુઃખ (જે આ નીચલી જહાનમાં માણસને લાગે છે) જેવું કાંઇએ નથી, પણ બધા દીવસ એકસરખા હોય છે, યાને એકજ (સુખી) હાલતમાં જીવ રહેલો હોય છે.

(૮૭૬) હું તે દેશનો રહેવાસી થયો કે જ્યાં બારે માસ યાને નિરંતર સુખજ છે, અને જ્યાં પ્રેમનો ઝરો વહી તેમાંથી મીઠો અમૃત નિકળે છે, અને જ્યાં હંમેશ રહેલી ઝળકતી રોશની (પ્રકાશ) નો જથ્થો માત્ર રહેલો છે.

(૮૭૭) હું તે દેશનો રહેવાસી થઇ ગયો, કે જ્યાં જાત-વરણ કે કુળ જેવું કાંઇ (તફાવત) હોતું નથી, પણ જ્યાં (તે ગુપ્ત) શબ્દથીજ મળી શકાય છે, પણ આ શરીરથી ત્યાં મળી શકાતું નથી. અર્થાત—આ દેહથી હું અલગ થઇ ગયો.

(૮૭૮) (તે પછી) એવી હાલત થઇ કે જ્યાં આકાર રંગ જેવું પણ કશું રહ્યું નહિ—ન ત્યાં શબ્દનું પણ કામ રહ્યું નહિં, પણ ત્યાં માત્ર, ઇસારાથીજ મળી શકાય છે. એ હાલત એવી છે કે જ્યાં આકાર કે રંગનો ખ્યાલ પણ હોતો નથી.

(૮૭૯) (તે પછી) એવી એક હાલત આવી કે જ્યાં, હું પોતે, અને ઇશ્વર જુદો હોય, એવું બી જતું રહ્યું-જ્યાં ઇસારો કરવાનું પણ કાંઇ રહ્યું નહિં. પણ તે હાલત એવી છે કે જ્યાં "હુંપણું" યાને "હું છું" એવું ભાન જતું રહે છે, એટલે જ્યાં ખુદા મળે ત્યાં "એ" નો ખ્યાલ હોતો નથી, યાને જોનાર એક, ને જોવાનું બીજું એવું "એપણું" ત્યા હોતું નથી.

(૮૮૦) ત્યા પુંજવાનું દેહેરૂં હતું તે પણ પ્રકાશજ, હતું, ને દેવ તે પણ પ્રકાશજ હતો; જ્યાં સર્વ કાંઇ પ્રકાશ પ્રકાશ ને પ્રકાશજ હતું, ત્યાં કબીર જઇ લાગો.

(૮૮૧)

સુન્ય મંડલમેં ઘર ગયા, બાજા શબ્દ રસાલ,
રોમ રોમ દિપક ઝરે, પ્રગટા આપ દયાલ.

(૮૮૨)

અગમ અગોચર ગમ નહિં, જહાં ઝિલમિલે જોત;
તહાં કબીરા રમ રહા, પાપ પુન નહિ છોત.

(૮૮૩)

પાર બ્રહ્મ કે તેજકા, કૈસા હય અનુમાન;
કહેવેકી શોભા નહિં, દેખા હિ પ્રમાન.

(૮૮૪)

મન મધુર પિકર ભયા, કિયા નિરંતર બાસ;
કમલજ પુલ નિર બનાં, કોઇ પેખે નિજ દાસ.

(૮૮૫)

ખાલા નાલા હિમ જલ, સો ફિર પાની હોય;
જો પાની તે મોતી ભયા, સો ફિર નિર ન હોય.

(૮૮૧) મારૂં રહેવાનું સુન્યમાં થઇ લાગું, કે જ્યાં માત્ર તે (ગુપ્ત) શબ્દનોજ અવાજ થયા કરતો હતો, અને જ્યારે આપ યાને ખુદા મારામાં જાહેર થયા, ત્યારે મારાં રૂવે રૂવે બતીઓ (રોશણી) થઇ ગઇ, યાને રોશણી શિવાય ત્યાં બીજું કાંઇજ રહ્યું નહીં.

(૮૮૨) જ્યાં તે જોત પ્રકાશે છે ત્યાં કાંઇ દીશા કે હદ યા જગ્યા જેવું કાંઈ નથી, જ્યાં કાંઇ (આંખે) જોવાનું છેજ નહી, અને જેનો વિચાર પણ થઇ શકતો નથી તે હાલતનો, હું કબીર થઇ ગયો, કે જ્યાં પાપ કે પુન કશું રહેલું નથી.

(૮૮૩) એ નિરાકાર (આકાર વગરની) હાલત વિષે મનમાં અનુમાન કરવો યાને તર્ક કરવો એ બધું ફોકટ છે; તેની વાત મોહોડેથી કહેવામાં શોભાજ નથી, કારણ કે તે હાલતની વાત મોહોડેથી થઇ શકાતી નથી, યા સમજાવી શકાતી નથી, એ હાલતનો અનુભવ તો માત્ર જોયાથીજ થઇ શકે, યાને જે કોઇ તે હાલત અનુભવે તેનેજ સમજ પડે છે.

(૮૮૪) ત્યાંની વાત વિષે જે કાંઇ કહી શકાય તે એજ કે ત્યાંનો મીઠાસ પીધાથી મન શાંત ને સુખી થઇ જાય છે, અને તે એકજ (સુખી) હાલતમાં મન હંમેશા રહે છેઃ-કમલ ફુલ પાણી થઇ જાય, તેને કોઇ ખરો ખુદાનો બંદો હોય, તેજ પારખી શકે.

(૮૮૫) ઠંડીથી નાળાંનું પાણી, બરફ થઇ ગયું હોય તેનું પાછું પાણી થઇ શકે છે, પણ જે પાણીનું એક વાર મોતી બંધાઇ ગયું તે, પાછું પાણી થઇ શકતું નથી. સારાંશ કે, ખુદાનાં દર્શણ કરવા તે ઘણીજ ઉંચ હાલત છે, અને જે કોઇ તે હાલતે પુગો તે હાલતને આ નીચલી હાલતમાં લાવી શકતો નથી, યાને તે ઉંચ હાલતનું બ્યાન આ ખાકી શબ્દો મારફતે દર્શાવી શકતો નથી.

(૮૮૬)

કબીર, મારગ અગમ હય, સબ મુનીજન બેઠે ઠાક;
તહાં કબીરા ચલ ગયા, ગ્રહી સદગુરૂકી શાખ.

(૮૮૭)

સુર નર ઠાકે મુનીજનાં, તહાં કોઇ ન જાય;
મોટા ભાગ કબીરકા, તહાં રહા લોલાય.

(૮૮૮)

પાની હિંસે પાતલા, ધુંવા હિંસે જીન;
પવન બિચ ઉતાવલા, સો દોસ્ત કબીરે કીન.

(૮૮૯)

દેખો કરમ કબીરકા, કછુ પૂરબલા લેખ;
જાકા મેહેલ ન મુની લહે, સો દોસ્ત કિયા અલેખ.

(૮૯૦)

પિંજર પ્રેમ પ્રકાશયા, હિરે લિયા ઉજાસ;
ચંદ્ર સુર્યકો ગમ નહિં, તહાં દરશન પાવે દાસ.

(૮૯૧)

મન લાગા ઉન મુનિસું, ગગન પહોતા જાય;
ચંદ્ર બિહુનાં ચાંદનાં, જહાં અલખ નિરંજન રાય.

(૮૯૨)

મન લાગા ઉન મુનિસેં, ઉન મૂનિ મનહિ બિલગ,
લોન બિલ ગયો પાનીમે, પાની લોન બિલગ.

(૮૮૬) ઓ કબીર! તે માર્ગ નહિ જાણી શકાય એવો છે, કે જેને મેળવવાને માટે ઘણા ઘણા મુની લોકો ઠાકીને બેઠા છે, તે હાલતમાં હું કબીર જઇ લાગો, જ્યાં મારા સદગુરૂની સાક્ષી (હાજરી) રહેલી હતી.

(૮૮૭) જ્યાં પહોંચવાને માટે ઘણા ઘણા શુરવીરો અને મોટા કહેવાતા લોકોએ ફાંફાં માર્યાં છે, ને ત્યાં પુગી શકતા નથી ત્યાં, મારૂં નસીબ મોટું કે હું ત્યાં જઇ શકયો.

(૮૮૮) જે પાણી કરતાં પણ પાતળું છે, ધુમાડા–ગેસ કરતાં બી ઝીણું છે, ને પવન કરતાં બી જેની ઝડપ વધારે છે, તેની દોસ્તી યાને ઓળખ કબીરને થઇ ગઇ.

(૮૮૯) મારૂં (કબીરનું) નસીબ કેવુંક મોટું ભાગ્યવંત હોવું જોઇયે, અને મારા કર્મના લેખ કેવાક જબરાં હોવા જોઇયે, કે જે મેહેલને માત્ર જોવાને સારૂ, મોંટા મોટા મુનીઓ તલપી રહયા તોબી તે મેહેલ જોઇ શકયા નહિં ત્યારે મને તે મેહેલની અંદર રહેનાર ધણી (ખુદા)ની મુલાકાત થઇ ગઇ.

(૮૯૦) જયારે આ શરીરમાં ખોદાઇ પ્રેમ પ્રકાશતો થયો ત્યારે તે માહેલા હીરા (જીવ) ને ઉન્નસ મળ્યો યાને તે ઝળકવા લાગો અને જેને સુર્ય કે ચંદ્રબી પ્રુગી શકતા નથી તેને, હું (કબીર) દેખવા લાગ્યો–યાને મને ખુદાના દર્શન થયાં.

(૮૯૧) જયારે (મારૂ) મન તે સાહેબ સાથે મળી ગયું, ત્યારે તે આકાશમાં પુગી ગયું, કે જયાં ચંદ્ર વિના અજવાળું પડયા કરે છે, ને જયાં તે નહિં પારખી શકાય તેવો હંમેશગીનો સાહેબ રહેલો છે.

(૮૯૨) જેમ પાણીમાં મીઠું (નિમક) પડવાથી તેઓ બંને એક થઇ જાય છે તેમ, મારૂં મન તે સાહેબના મન સાથે વળગીને એક થઇ ગયું.

(૮૯૩)

પાની કેરા હિમ હુવા, હિમ ગયા બહેલાય;
કબીર જો થા સો ભયા, અબ કછુ કહાં ન જાય.

(૮૯૪)

પાંચ સગી પિયુ પિયુ કરે, છઠ્ઠા સુમરે મનમન;
આઇ સુરત કબીરકી, પાયા રામ રતન.

(૮૯૫)

બાવન પાઇ મન થીર ભયા, સદગુરૂ દિની ધીર;
કબીરે હિરા બનઝીયા, માન સરોવર તીર.

(૮૯૬)

પંખી ઉડા ગગનકું, ધડ રહા પરદેશ;
પાની પિવે ચોંચબિન, ભુ૨ ગયા વાં દેશ.

(૮૯૭)

દેખન સરીખી બાત હય, કહેન સરીખી નાહિં;
ઐસા અદભૂત સમજકે, સમજ રહે મન માંહિ.

(૮૯૩) જેમ પાણીનું બરફ થઇ જાય છે, ને બરફ પીગળી પાણી થઇ જાય છે, તેમ હું કબીર જે (અસલમાં) હતો તેવો પાછો થઇ ગયો, ત્યારે મને કેઠે બીજી ગમ જવાનું રહ્યું નથી. સારાંશ કે જે અસલ પવિત્ર હાલતમાંથી મન નીકળ્યું હતું તેવું પાછું થઈ ગયું ને મોટા પવીત્ર મનને મળી ગયું એટલે તે પાછું દુનિયવી ચીજો પર જતું નથી.

(૮૯૪) મારી પાંચે ઇંદ્રિઓ "ખુદા ખુદા" કરવા લાગી, ને છટ્ઠુ, મારૂં મન તે પણ ખુદામાંજ ભરાયું ત્યારે મારૂં જે અસલ સ્વરૂપ હતું તેવું (ચોખ્ખું) સ્વરૂપ થઇ ગયું, ને મને ખુદાઇ ખજાનો મળી ગયો.

(૮૯૫) જ્યારે મનને એવી થાપણુ મળી ગઇ ત્યારે, તે તદન શાંત થઇ ગયું, ને ત્યારે સદગુરૂએ મને ધીરજ આપી, તે પછી મેં (કબીર) તે હીરો (ખુદા) ઝડપ્યો કે જે મને માન સરોવર ઉપર જડયો.

(૮૯૬) તે પક્ષી આસમાન ઉપર ઉડી ગયું, પણ તેનું ધડ યાને શરીર તો પરદેશમાંજ રહી ગયું, તે પક્ષીની ચાંચ હતી નહી છતાં, તેણે ત્યાંનું પાણી પીધું, ને પિધાથી પોતાનો નીચલો દેશ ભુલી ગયું.

સારાંશ કે ખુદાને મળવા માટે મેં દેહનું ભાન છોડયું યાને દેહ રહીત (જીવ) થયો, ત્યારે તે પેલી ઉંચી હાલતમાં જઇ પુગો કે જ્યાં આ નીચલી દુનિયાંનો કાંઇ બી ભાસ રહેતો નથી.

(૮૯૭) નીરાકાર ખુદાને મળવાને લગતી એ વાત, આપણે પોતે જોઇયે તોજ સમજાય અને બીજો કોઇ મોહોડેથી સમજાવે તો નહિંજ સમજાય, એવી અજાયબ જેવી છે; માટે તું એને અનુભવજે, ને તારો અનુભવ તારાજ મનમાં રાખજે, તે બીજા કોઇને કહેતો ના.

(૮૯૮)

બિન ધરતિકા ગામ હય, બિન પંથકા દેશ;
બિન પિંડકા પુરૂષ હય, કહે કબીર ઉપદેશ.

(૮૯૯)

મેં થા, તબ હરિ નાહિ થા, અબ હરિ હય મેં નાહિ;
સકલ અંધેરા મિટ ગયા, દિપક દેખા માંહિ.

(૯૦૦)

કરતમ કરતા ના હતા, ના હતા હાટ ન પાટ;
જા દિન કબીરા રામજન, દેખા ઔઘટ ઘાટ.

(૪૯૮) મારૂં કબીરનું કહેવાનું એ છે કે, આપણી આ જહાંનની ચીજોની સરખામણીઓ વડે ખુદાને લગતી વાતો બોલી શકાતી નથી. દાખલા તરીકે, માણસો જ્યાં રહેતા હોય તે જગાને આપણે "ગામ" કહીએ, પણ પરમેશ્વર (જ્યાં) રહે છે તે જગાને માણસનાં રહેઠાણની સરખામણી કરીને "ગામ" કહેવાય નહીં; કાંય જે જ્યાં પૃથ્વીજ નહિં, ત્યાં "ગામ" કેમ હોય? આપણે એક દેશથી બીજે દેશ જઇયે ત્યારે તો કોઇ રસ્તે થઇને જઇયે છીયે, પણ પરમેશ્વર (જ્યાં) રહે છે, તેને માણસનાં રહેઠાણની સરખામણી કરીને "દેશ" કહીએ, તો તે દેશ જવાનો કાંઇ રસ્તો નથી. કોઇ એક માણસ છે એવું આપણે કહીયે, ત્યારે તરત તેનું શરીર આપણા લક્ષમાં આવે છે, હવે એવીજ રીતે આપણે બોલવા જઇયે કે "પરમેશ્વર" છે, તો લોકો એમ સમજે કે તેને શરીર હશે, જ્યારે તેને શરીર તો છેજ નહિં.

(૪૯૯) "હું ફલાણો માણસ છું," એવું જ્યાંસુધી મને દેખાતું હતું, ત્યાંસુધી મને ખુદા દેખાતો નહિં હતો. હમણા મને ખુદા દેખાય છે ત્યારે "હું ફલાણો માણસ છું," એવું મને દેખાતું નથી. ખુદા રૂપી દીવો મારા હૈયાંમાં મેં જોયો ત્યારે મારે લગતી ને સારી જહાનને લગતી કોઇબી વાત વિષે મને અણજાણપણું રહ્યું નથી.

(૫૦૦) જ્યારે હું કબીર ખુદાનો સેવક થયો, ને જ્યારે હું અચળ પદને પામ્યો યાને કદી નાશ ન પામે એવાં સ્થાને પુગ્યો, ત્યારે હાટ અને પાટ તથા કરતા અને કરમ સઘળું મારામાંથી ચાલી ગયું. અર્થાત, જ્યારે કોઈ આત્માની ભેટ કરે છે ત્યારે તેનો બહારનો સંસાર તથા કર્તા કર્મ સઘળું મળે નહીં થઇ જાય છે, એટલે કે જોનાર "હું" જુદો, ને જોવાની "ચીજ" બીજી સામે હોય એવું કશું એ ત્યાં હોતું નથી.

(૯૦૧)

ગુન ઇંદ્રિ સેહેજે ગઈ, સદગુરૂ ભયે સહાય;
ઘટમેં બ્રહ્મ બિરાજ્યા, બક બક મરે બલાય.

(૯૦૨)

હસ કર કોઇ ન પાઇયાં, જીને પાયા સો રોય;
હસનેમેં જો હરિ મિલે, તો કોન દોહાગન હોય ?

(૯૦૩

હાંસી ખેલે હરિ મિલે, તો કોણુ સહે ખુરસાંન ?
કામ ક્રોધ તૃષ્નાં તજે, તાહિ મિલે ભગવાન.

(૯૦૪)

કબીર, હદકા ગુરૂ હય, બેહદકા ગુરૂ નાહિં;
બેહદ આપે ઉપજે, અનુભવકે ઘર માંહિ.

(૯૦૫)

નિરાધાર સો સાર હય, નિરાકાર નિજ રૂપ;
નિશ્ચલ જાકો નામ હય, એસા તત્વ અનુપ.

(૯૦૧) ખુદાની સાથે ખરેખરો મેળાપ કરાવી શકે એવા ગુરૂએ જ્યારે મને મદદ કીધી ત્યારે, મારા સર્વ તમો ગુણો જતા રહ્યા, સર્વ રજો ગુણો જતા રહ્યા, ને સર્વ સત્વ ગુણો પણ (થોડો વાર) મળે નહીં થઇ ગયા, તેથી મારી છએ ઈંદ્રિઓબી જતી રહી, ને એ બધું જે થઇ ગયું, તે જાણે મારી કાંઇ કોશેશથી નહીં થયું, પણ પોતાની મેળેજ થઇ ગયું. બધા ગુણો ને બધી ઈંદ્રિઓ જતી રહી, ને હૈયાંમાં ખુદાયજી બીરાજેલા દેખાયા, તેમની સાથે રૂબરૂમાં મેળાપ થયો, ત્યારે હવે ખુદા આવા છે, ને આવા નથી, એવો બકબકારો હું શું કામ કરૂં ?

(૯૦૨) કબીર કહે છે કે, હસતાં ખેલતાં યાને સહેલાઇથી કોઇએબી ખોદાને મેળવ્યો નથી, પણ જેઓએ તેને (ખુદાને) મેળવ્યો છે, તેઓએ રડીનેજ મેળવ્યો છે, કારણ કે એમ જો હસ્તાં રમતાં ખુદા મળતા હતે તો, કોણ વેરાગી યા જોગન થતે ?

(૯૦૩) એમ જો હસ્તાં હસ્તાં ખોદાયજી મળી જતા હતે તો, તે માટે કોણ વેઠ ઉઠાવતે ? કબીર કહે છે કે એમ નથી મળાતું, પણ જ્યારે માણસ ઈંદ્રિઓનાં વિષયો ભોગવવાની ઇચ્છા છોડી દે, પોતાનાં ગુસ્સા અને હવસોને દાબી દે, અને બધી જાતનાં (ઈંદ્રિઓથી ભોગવાતાં) સુખો મેળવવાની તેની તરસ મટી જાય ત્યારેજ તેને ખુદા મળી શકે છે.

(૯૦૪) કબીર કહે છે કે હદ ફોડવવા માટેજ ગુરૂની જરૂર છે પછી બેહદમાં ગુરૂની જરૂર રહેતી નથી, બેહદ પોતાની મેળેજ પોતાના આત્માનુભવથી પ્રાપ્ત થાય છે.

(૯૦૫) તે પોતે નિરઆધાર યાને કાંઇ પણ આધાર વગરનો હોવા છતાં, સર્વેનો તે આધાર છે; પોતે નિર આકાર યાને કાંઇ પણ આકાર કે રૂપ વગરનો છે, છતાં સર્વ આકારો કે રૂપ (જગતમાં જાહેર થયલાં) નો તે આકાર આપવાવાળો છે, જેનું નામ હંમેશનું છે. એવું તે તત્વ છે કે જેને તત્વની ઉપમા કાંઇ આપી શકાય તેમ નથી, યાને જાહેર થયલી સૃષ્ટિમાંની ચીજોમાં કાંઇ એવું નથી, કે જેની સાથે તેની સરખામણી થઇ શકે.

(૯૦૬)

સુરતમે મુરત બસે, મુરતમે એક તત;
તા તત તત બિચારયા, તત્વ્ તત્વ્ સો તત.



(૯૦૬) શુધ ધ્યાન અથવા સમાધીમાંજ ખુદાની ખરી મૂર્તિ દેખાય છે. એ મૂર્તિ એવી છે કે તેનું વાણીથી કાંઇ વર્ણન કરી શકાતું નથી, તેથી તેને "**તત**" નું નામ આપવામાં આવે છે. તે "**તત**" નો વિચાર કરતાં અંતે એમ માલમ પડે છે કે આ આખા વિશ્વનું મુળ તે "તત"જ છે અને જે તત્ત્વ દેખાય છે તે માત્ર તેજ "**તત**"નાં રૂપાંતર છે.



# કબીરજીનાં

# ત્રિસ (૩૦) જંત્રો.

ધર્મદાસ કરી એક શ્રીમંત હિંદુ વાણીયા, જે કબીરજીના ચેલા થયા હતા અને આ જંત્રો કબીરજીએ કહ્યાં હતાં; જે માટે ધર્મદાસ કહે છે કેઃ—

**સોઈ રહો નિત મોહ નિશામેં, જાન પરચો નહિં રામ પિયારો;**
**જનમ અનેક ગયે સ્વપન્નંતર, એકહુ બાર ન જાગૃત ધારો.**

અર્થ—જ્યાં સુધી (મારો) જીવ આ સંસારની માયાની ફેફ્રમાં પડી રહ્યો હતો ત્યાં સુધી મેં ખુદાને પિછાણ્યો હતો નહિં; અને એવા અનેક જન્મો સ્વપના પેરે ચાલી ગયા, પણ (મારો) જીવ એકવાર પણ જાગૃત થયો હતો નહિં—યાને હું કોણ છું? ક્યાંથી આવ્યો? ઇશ્વર ક્યાં છે? તેની સાથ મારા (જીવનો) સંબંધ શું છે, વગેરે વાત મેં જાણી હતી નહિં.

**આદ ગુરૂ તબ દેખી દયા કરી, ત્રિસા જંત્ર શબ્દ ઉચ્ચારો;**
**ચાર બેદ પુરાન અઢાર, શોધી કહ્યો એ તત્વ બિચારો.**

(મારા) જીવની એવી હાલત જોઇને, ધર્મદાસ કહે છે કે, ગુરૂએ મારા ઉપર દયા લાવી મને આ ત્રિસ જંત્રો કહી સંભળાવ્યાં કે જે ચાર વેદ અને અઢાર પુરાણો (બધાં શાસ્ત્રો)માં કહેલાં બ્યાખાનોનાં સંહાર યાને અર્ક સમાન છે, તે આ ત્રિસ જંત્રોમાં સમાયલાં છે.

**જીવ કૃતાર્થ કારને, ભાખા કિન બિચાર;**
**ત્રિસા જંત્ર બુઝકે, નર ઉતરો ભવજલ પાર.**

જે માણુસ પોતાનાં જીવનું સાર્થક કરવાનો વિચાર રાખતો હોય, તે માણુસ આ ત્રીસ જંત્રોમાં કહેલી વાતો ધ્યાનમાં રાખે, તે ઉપર મનન કરે, અને તેમાં કહ્યા પ્રમાણે જીંદગીમાં અમલ કરે, તે માણુસ આ ભવસાગરની ચેલીમેર ઉતરી જાય, યાને મુક્તિ મેળવી શકે.

# વાંચક વર્ગને વિનંતિ

## વાંચો !!! વિચારો !!! વરતો !!!

પુસ્તક એવું વાંચવું જોઇએ કે જે સત્સંગની ગરજ સારે, પણ કોઇ પણ સારૂ પુસ્તક માત્ર વાંચી જવું એ બસ નથી; પણ તેના **વાક્યે વાક્ય-નાંપર, બલ્કે શબ્દે શબ્દનાપર** વિચાર કરવો જોઇએ.

વળી વિચાર કરી અટકવું જોઈએ નહિ **પણ તે પ્રમાણે વર્તન** કરવા યાને જીંદગીને દોરવવા **પ્રબળ પ્રયત્ન કરવો જોઇએ** તોજ કોઇ એક સારૂ પુસ્તક ખરેખર ઉપયોગી થઇ શકે.

આપણે એક વર્ષમાં ભલે એકજ સારૂ પુસ્તક વાંચીએ, પછી તે ગમે એવું નાનું પુસ્તક હોય, પણ જો ઉપર કહેલી રીતે વાંચીએ તો તે એકજ પુસ્તકનાં વાંચણથી આપણે ઘણા બદલી જઇએ.

ત્યારે, મહાત્માં કબીરજીનાં આ ત્રીશ જંત્રો, જે તેમણાં શિક્ષણના અર્ક-સમાન છે તે આપણ સઉને વાંચવા જેવા, વિચારવા જેવા તથા તે પ્રમાણે વર્તન કરવા જેવાં છે. જેમ આજનો વિજ્ઞાનશાસ્ત્રિ (Scientists.)ઓ કુદરતના બીજા અનેક કાયદાઓ શોધી સમજી તેમના અનુસાર કાર્યો કરી આપણી સનમુખ હેરતભર્યા પરિણામો મુકયા જાય છે, તેવીજ રીતે મહાત્માં કબીરજીએ આપણી આત્મિક ( મિનોઇ ) ઉન્નતી માટે **શું** કરવું ? એ બધુંએ આ ત્રીશ જંત્રોમાં દેખાડયું છે, તે પ્રમાણે આપણે વર્તવા પ્રયત્ન કરીશું તો આપણે આપણું જીવન ખરેખર સુધારીશું, થોડે અંશે આપણે પણ નાના એવા કબીરજી બનીશું અને અન્તરાત્માં (ઇશ્વર)નો સાચો આનંદ પ્રાપ્ત કરીશું.

ત્યારે, આ જંત્રોના વાંચકોને પરમાત્મા તેનાપર શાન્તિથી વિચાર કરવાને તથા તે મુજબ વર્તન કરવા દૃઢ સંકલ્પ (મજબુત ઇચ્છાશક્તિ) આપે ! ! ! એજ અન્તીમ પ્રાર્થના છે..........

## જંત્ર ૧ લું.

### જગાઇયે કયા ?—તો કહે પ્રેમ.

પ્રેમ જગાયેં વ્રિહકું, વ્રિહ જગાયે પિવ;
પિવ જગાયેં જીવકું, વોહિ પિવ વોહિ જીવ.

જીવનું કલ્યાણ કરવા થકી સઉથી પહેલાં શું કરવું, તો કહે કે પ્રેમની લાગણી તારાંમાં જાગૃત કર.

પ્રેમની લાગણી માણુસનાં વ્રિહને એટલે તેનાંમાં છુપાઇ રહેલી અથવા મંદ પડેલી ખુદા તરફની જે લાગણી તેને જાગૃત કરે છે, અને તે (વ્રિહ) લાગણી તેનાં પિયુ એટલે ધણી યાને અંન્તર આત્મા જે તેની અંદર રહેલો છે તેને જગાડે છે, અને તે પછી જીવ અને પિયુ બેઉ એકજ થઇ જાય છે.

અર્થાત--માણુસનો જીવ આ દુનિયાની ચીજો (માયા)માં એટલો તો લપટાઇ ગયો હોય છે કે ઇંદ્રિઓથી જેટલાં સુખો ભોગવી શકાય છે તેમાંજ પોતાની ખરી જીંદગી સમાયલી છે એવું માનતો હોય છે, અને એમ થવાથી તેનામાં છુપાઇ રહેલી ઇશ્વરી શકિત મંદ થઇ ગઇ હોય છે; તેથી કબીરનું કેહેવું એ છે કે જેમ જેમ તે (જીવ) પોતાનાં સુખનો વિચાર છોડી, બીજાને સુખ આપવાનો પ્રયત્ન ચાલુ કરતો રહે, યાને જેમ જેમ તેનાંમાં બીજાને માટે પ્રેમ જાગતો થાય તેમ તેમ, એ વ્રિહ યાને ખુદા તરફનો ભાવ તેનો વધતો જાય છે, અને ખુદા તરફ તેનું મન જતું થયું કે નિચલું દુનિયવી ભાન કમતી થયા કરે છે, અને એમ કરતાં કરતાં જ્યારે તેનું મન તેનાં અંતરાત્માં (જરથોસ્તી અવસ્તા પ્રમાણે તેની ફ્રવષિ)માં પુરૂં રહેતું થયું કે પછી જીવ અને આંત્મા બેઉ એકત્ર થઇ જાય છે—પણ એ બધું કબીર કહે છે કે, જ્યારે માણુસનાં હૈયાંમાં (નિનસ્વાર્થ) પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યારેજ બની શકે.

## જંત્ર ૨ જું

### કિજીયે કયા?—તો કહે પુંજા.

પુંજા ગુરૂકી કિજીયે, સબ પુંજા જેહિ માંય;
જબ લગ સિંચે મૂખ તરૂ, સાખા પત્ર અઘાય.

ત્યારે કરવું શું? તો કહે કે પુંજા કર. તું ગુરૂની પુંજા કર, એટલે તેમાં બધીએ પુંજા આવી જશે; જેમ ઝાડનાં મુળને પાણી સીપવાથી તેનાં ડાલ, ડાંખલાં, પાંદડાં વગેરે પોખાય છે તેમ, પોતાના ગુરૂની પુંજા કરવાથી, બધી પુંજા થઇ જાય છે, યાને સર્વ કાંઇ તેમાં સમાઇ ગયું હોય છે.

અર્થાત—ગુરૂની પુંજા જે કરે, તે ગુરૂની આજ્ઞા પ્રમાણે ચાલે, ને ગુરૂની આજ્ઞા એવી કે કોઇને દુ:ખ ન દેવું, પણ સઉ કોઇપર દયા રાખવી, ટુંકમાં, પોતાનો સ્વાર્થ ભુલી જઈ પરમાર્થ કરવો; ત્યારે જે કોઇ ગુરૂની આજ્ઞા પ્રમાણે અમલ કરે તે માણસ ધર્મની બધીએ ક્રીયા કર્યા વિના રહેજ નહિ, યાને ધર્મ પ્રમાણેજ પોતાની જીંદગી દોરવે, અને જે માણસ પવિત્ર જીંદગી ગુજારે તેને ખુદા મળે. અને ખુદા મળે ત્યારે બધુંએ મળી જાય.

## જંત્ર ૩ જું.

### પરખિયે કયા?—તો કહે શબ્દ.

પરખો હવારા શબ્દકા, જો ગુરૂ કહે બિચાર;
બિના શબ્દ કછુ ના મિલે, દેખો નયન નિહાર.

ગુરૂ, જે શબ્દ વિચારી તુંને શિખવે, તે શબ્દનો રહસ્ય પારખવાની તજવીજ કર; એ શબ્દ વગર કાંઇબી હાથ આવવાનું નથી, માટે તેને તારી આંખો ખુલ્લી કરીને જો.

## જંત્ર ૪ થું.

### કરીયે કયા?–તો કહે સતસંગ.

કરીએ નિત સત સંગકો, બાંધા સકલ મિટાય;
ઐસા અવસર ના મિલો, કે દુર્લભ નર તન પાય.

કરવું શું? તો કહે કે, તું સત પુરૂશોની દોસ્તી કર. હંમેશાં સત પુરૂશોની દોસ્તી તું કરતો રહે, કે તારાં બધાં (માયાનાં) બંધણો તેઓ મટાડે; જેમ માણસનો અવતાર, ને તેમાં નર જાતીનો અવતાર મળવો ઘણો કઠણ છે, અને તે ભાગ્યવંત જન્મ કાંઇ ઘડિ ઘડિ મળતો નથી તેમ, સત પુરૂશોની દોસ્તી કાંઇ હંમેશાં મળી શકતી નથી, માટે તુંને તેવી તક મળી જાય તો તે તકનો લાભ જેટલો લેવાય તેટલો લેવાને તું ચુકતો ના.

અર્થાત—માણસ જેવી સંગત કરે, તેવો તેનો સ્વભાવ અને આચાર વિચાર બંધાય છે. નેક પુરૂશની સંગતથી માણસ નેક બને છે, ને બુરા લોકોની સંગતમાં રહેવાથી, તે બુરો થાય છે તેથી કબીરનું કહેવું એ છે કે તારે નેક પુરૂષોનાં સમાગમમાંજ રહ્યા કરવું.

## જંત્ર ૫ મું.

### બોલીએ કયા?—તો કહે, મિઠા.

મિઠા સબસે બોલિયે, સુખ ઉપજે કછુ ઓર;
એહિ કરનવસી મંત્ર હય, તજીયે બચન કઠોર;
જે શબ્દે દુઃખ ના લગે, સોહિ શબ્દ ઉચ્ચાર;
તપ્ત મિટી શિતલ ભયા, સોહિ શબ્દ તત્ સાર.

અર્થ, તું સઉ કોઇ સાથે મીઠું મીઠું બોલ, મિઠાં (નેક) વચનોથી કાંઇ અજબ જેવું સુખ ઉપજે છે, કારણ કે તે એક એવું મંત્ર છે કે તેનાથી બધાંનાં દીલ જીતાય છે, માટે તું કઠણ શબ્દો બોલવાનું છોડી દે.

જે બોલોથી સામાંનું દિલ ન દુખાય એવા શબ્દો તું બોલતો રહે; જે શબ્દોથી કજીઓ કંકાસ દુર થાય અને બધી શાંતીજ રહે એવા બોલ બોલવામાંજ ખરો સાર છે.

## જંત્ર ૬ થું.

### ભરાઇયે કયા ?—તો કહે ઝગરા.

ઝગરા નિત્ય ભરાઇયે, ઝગરા બુરી બલાય;
દુઃખ ઉપજે ચિંતા દહે, ઝગરામે ઘર જાય.

અર્થ મટાડવું શું ? તો કહે, ઝગરો યાને તકરાર (કજીયો કંકાસ) દુર કરી નાંખ.

હંમેશાં કજીયા કંકાસને બાળી નાંખ, કારણ કે કજીયો કંકાસ એ એક મોટી બલા છે, જેથી માણસને ચિંતા વધી દુઃખ ઉપજે છે, અને છેવટે તેનું ઘરબી નાશ પામે છે, યાને જીવથા જાય છે.

## જંત્ર ૭ મું.

### ખાઇયે કયા ?—તો કહે ગમ.

ગમ સમાન ભોજન નહિં, જો કોઇ ગમકો ખાય;
અમરીખ ગમ ખાઇયાં, દુરવાસા વિર લાય.

ખાવું શું ?—તો કહે ગમ ખા.

જે કોઇ ગમ ખાઇ જાણતો હોય, તેનાં જેવું ભોજણ એકે નથી; દુરવાસા મુનિએ અંબરીષ રાજા ઉપર ગુસ્સે થઇ તેને મારી નાખવા સુદ્ધાં વિચાર કર્યો, તેનો અંબરીષ રાજા ગમ ખાઇ ગયો, જેથી અંતે દુરવાસાનેજ ખમવું પડયું અને અમરીષ રાજાને સુખ મળ્યું.

જે માટે કહે છે કે:—

અંબરીષ રાજા વિષ્ણુના મોટા ભકત હતા, તેવણ એકાદસીનું વ્રત કરતા હતા, એટલામાં એક વખત દુરવાસા મુનિ બારશને દહાડે સવારમાં તેને ત્યાં આવી ચઢયા.

દુરવાસા મુની નદીપર સ્નાન કરવા ગયા, ત્યાં ઘણો વખત સ્નાન સંધ્યા કરતા બેઠા, એટલાં બારશને દહાડે એકાદશીના પારણુ કરવાનો વખત પુરો થયો, તે વખત પુરો થતાં પહેલાં પારણું ન કરે તો એકાદશીનું વ્રત ભંગ થાય, તેટલા માટે અંબરીષ રાજાએ દુરવાસા મુનીને જમાડવા પહેલાં પારણું (ભોજન) નહિં કરતાં માત્ર તુલસીનું પાદડું ખાધું, તથા આચમની ભર પાણી પીધું, એટલામાં દુરવાસા મુની સ્નાન કરીને આવ્યા, અને અંબરીષે તુલસી પત્રથી પણ તેવણ (દુરવાસા) નાં પહેલાં પારણું કર્યું, તેટલા માટે ગુસ્સે થયા અને અંબરીષ રાજાને બાળી નાંખવા માટે કૃત્યાનળ અગ્નિ રાક્ષસ ઉતપન્ન કર્યો, એમ છતાં પણ અંબરીષ રાજા તો હાથ જોડી શાન્ત ઉભા રહ્યા એટલામાં વિષ્ણુંનું સુદર્શન ચક્ર આવ્યું અને તેણે તે (કૃત્યાનળ) રાક્ષસને મારી નાખ્યો, અને તે પછી દુરવાસાને મારવા માટે દુરવાસા મુનીની પછવાડે ને ચક્ર લાગ્યું. તે ચક્રથી પોતાને બચાવવા માટે દુરવાસા બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ પાસે ગયા, પણ કોઇ તેને બચાવી શકયું નહિં, પણ દેવોના કહેવાથી તે (દુરવાસા) અંબરીષ રાજા જે ભગવાનનો ભકત હતો તેને શરણ આવ્યા, ત્યારે બચી શકયા અને સુદર્શન ચક્ર જ્યારે અંબરીષે તેની પ્રાર્થના કરી, ત્યારે પાછું વિષ્ણુ લોકમાં ગયું. એવી રીતે જ્યારે દુરવાસાને બચાવી લઇ અંબરીષે સામી તેની સેવા કીધી તેથી દુરવાસા ઘણા પસ્તાયા અને અંબરીષ રાજાની માફી માગી.

## જંત્ર ૮ મું.

### પિજીયે કયા ?—તો કહે તામસ.

તામસ પિ શિતલ ભયા, ફિર કછુ રહી ન પ્યાસ;
ભગમુનિ મારી લાતસેં, પ્રભુપદ ગ્રહ્યો જ્યું દાસ.
ક્ષમા બડેકો ચાહિયે, ઔર છોટેકુ ઉત્પાત;
કહાં બિષ્ણુંકો ઘટ ગયો જો ભૃગમુની મારી લાત ?

અર્થ, જો કોઇ પોતાનો ગુસ્સો પી જાય, યાને ગમે એવું અપમાન થવા છતાં તે ખમી જાય યાને પોતાનાં મનની શાંતી જાળવી રાખે તે માણસને, પછી બીજાં કશાની તરસ રહેતી નથી. ભગમુનિ કરી મોટા તપેશ્વરી બાવા હતા, તેણે ગુસ્સે થઇને વિષ્ણુજીને લાત મારી તો વિષ્ણુજી, તેથી કોપાયમાન થવાને બદલે પોતાની શાંતી રાખી, ઘણાજ વહાલથી બોલ્યા કે ઓ મહારાજ, તમારાં પગમાં વાગ્યું હશે માટે મને તે દાબવા દેવો.

કહે છે કે, ભૃગમુનિ નામે એક મોટો તપેશ્રી બાવો હતો, જેણે ઘણાક લાંબા કાળ સુધી ભગવાનની તપ કીધી હતી, અને તેણે ઈંદ્રાસન (યાને સ્વર્ગની રાજગાદી) પણ મેળવી હતી, પણ તેને પોતા વિષે એવો ગર્વ ચઢી ગયો હતો, કે એકવાર તે વિષ્ણુજીની દરબારમાં ગયો. ત્યાં એવા મોટા તપેશ્રીને જોઇને દરબારમાંના સઉ કોઇ ઉઠી ઉભા થયા, પણ વિષ્ણુજી બેસી રહ્યા જેથી ભૃગમુનિને ભારે રીસ ચઢી કે હું **આવો મોટો માણસ** ને વિષ્ણુજીએ મને માન ન આપ્યું ? ગુસ્સામાં આવી તેણે વિષ્ણુને છાતીમાં લાત લગાવી, પણ વિષ્ણુજી તેથી જરાએ ગુસ્સે ન થતાં, ભૃગમુનિનો પગ ઘણાંજ વહાલથી પકડીને તે દાબવા લાગ્યા, ને બોલ્યા કે ઓ મહારાજ, તમારા પગમાં વાગ્યું હશે ?

આવી જાતની સહનશિળતા જોઇ પેલા ભૃગમુનિને બહુજ પશ્ચાતાપ થયો, અને વિષ્ણુજીને પગે લાગ્યા કે મહારાજ મને માફ કરો. ત્યારે કબીર કહે છે કે ભૃગમુનિએ ગુસ્સો કરી વિષ્ણુને લાત મારી તેમાં વિષ્ણુનું શું જતું રહ્યું ? સામા ભૃગમુનિનાજ પગમા વાગ્યું, અને અંતે તેનેજ મોટો પસ્તાવો થયો.

મોટાં (દીલનાં) માણસો ત્યારેજ થવાય કે જ્યારે તેનામાં દરગુજર (સામાને માફ) કરવાની શકિત યાને મોટું મન હોય, બાકી જેને જરા જરામાં ઉત્પાત થઇ આવે યાને ગુસ્સો ચઢે તે માણુસ તો નાનો (સાંકડાં મનનો) જ કહેવાય.

## જંત્ર ૯ મું.

### છોડીયે કયા ?—તો કહે અભિમાન.

છોડે જબ અભિમાનકો, સુખી ભયા તબ જીવ;
ભાવે કોઇ કછુ કહે, મેરે હરૂદય નિજ પિવ.
અહંન્તા ન આનિયે, જો હરિ સિહાસન દે;
જો દિલ આવે દિનતા, તો સાંઇ અપના કર લે.

અર્થ, છોડવું શું ? તો કહે તારૂં અભીમાન છોડી દે.

જ્યારે જીવ (માણુસ) મગરૂરી કરવાનું યાને મોટાઇ દેખાડવાનું મુકી દે, ત્યારેજ તે ખરેખરો સુખી થાય—કબીર કહે છે કે મોટાઇ દેખાડવાનું આપણે છોડી દીધું, તેથી લોકો કાંઇ બોલે યા આપણી મશકરી કરે તો તેની પરવા કરવી નહીં, કારણકે આપણાં હૈયાંમાં તો ખરો સાહેબ (ખુદા) બેઠેલો છે, એટલે આપણુને બીજી શાની દરકાર કરવી જોઇયે ?

અગર ખુદા તુંને તાજ ને તખ્ત આપી રાજાબી કરે, તોબી તું તારાં દીલમાં જરાબી મગરૂરી કે "હુંપણું" કરતો ના, પણ જો તું નમનતાઇ રાખશે, યાને **"હું કોઇ ચીજ નથી"** એવો મનમાં ખ્યાલ કરશે તો ખુદા તુંને પોતાનો કરી લેશે. કારણ કે જ્યાં પોતાનો વિચાર ન હોય ત્યાં ખુદા રહેલા હોય પણ જ્યાં પોતાજ વિષે યાને "હું અને મારૂં" એવો વિચાર રહેલો હોય ત્યાં અભિમાન આવ્યા કરે છે, ને માણુસ ખુદાથી દુરજ રહે છે.

## જંત્ર ૧૦ મું.

### ત્યાગિયે કયા?—તો કહે સબકછુ.

ત્યાગ તો ઐસા કિજીયે, સબ કછુ એકહિ વાર;
સબ પ્રભુકા મેરા નહી, એ નિશ્ચય બિચાર.
મેરા મુજમેં કછુ નહિ, જો કછુ હોય સો તેરા;
તેરા તુજકો સોંપતે, કયા લગેગા મેરા?

અર્થ, મુકી શું દેવું? તો કહે કે **બધુંએ છોડી દે.**

ત્યાગ તો એવો કરવો, કે બધુંએ એકી વેળા છોડી દેવાય, તે માટે મનમાં એવો મજબુત વિચાર કરવો કે આ બધુંએ જે છે તે **"મારૂં નથી" "ખુદાનું છે."**

ધન, દોલત, માલ, ખજાનો, છોકરાં બચ્ચાં સઉ કોઇ તે **સાહેબનું** આપેલું છે–તેનું (ખુદાનું) છે. મારૂં કાંઇએ નથી.

ઓ ખોદા! મારી અંદર **"મારૂં"** યાને **"મારી જાનું"** પોતાનું હોય એવું કાંઇ નથી, જે કાંઇ છે તે બધું તારૂં છે, ને તે તુંને પાછું હવાલે કરૂં, તો "મારૂં" તેમાં શું જતું રહેવાનું? મારૂં હતું શું કે તે જતું રહયું? યાને મારૂં કાંઇપણ જતું રહેતું નથી.

અર્થાત, જો આપણે લાંબો વિચાર કરીએ તો આપણને માલુમ પડશે કે આ ખાકી શરીર જેને માણસ "હું છું" એવું સમજે છે તેબી માણસનું પોતાનું નથી! કારણ કે આજની વિદ્યા પુરવાર કરતી આવે છે કે માણસનાં શરીરમાં રજકણો હર પળે બદલાય છે, ને એમ કરતાં કરતાં સાત વરસમાં તે શરીર આખું નવું થાય છે, અને એવું બનતું હોવાથી કોણ કહેશે કે આ શરીર મારૂં છે! ને જો શરીર આપણું ન હોય તો પછી બીજી આસપાસની ચીજો તે આપણી કયાંથી થઇ શકે! એ ઉપર જે કોઇ લાંબો વિચાર કરે તેનું "હુંપણું" આપોઆપ નીકળી જાય.

ત્યાગી બનવું એટલે એમ ન સમજવું કે દુનિયવી કામકાજ કરવાં છોડી દેવાનાં. અત્રે કબીરનું કહેવું એમ લાગે છે કે માણસે દરેક કામ યા ફરજ બજાવવાની છે, પણ તે બજાવતી વખતે, મનનો વિચાર એવો રાખવો જોઇયે કે આ જેબી કામ કરૂં છું (નોકરી, ચાકરી, પૈસો મેળવવો વગેરે સર્વ કામો) તે બધું (ખુદાનું) જ કામ કરૂં છું-એટલે કે કાર્યોની સાથે, પોતાનો વિચાર યાને **"હું અને મારૂ" "મને આ મળે" "હું મોટો થાઉં"** વગેરે જે "હુંપણાનો" ભાસ સાધારણ રીતે આપણાં મનમાં રહે છે, જેથી માણસ તે ચીજો સાથે બંધાઇ જાય છે, તે "હુંપણાંનું" જોડાણ ન રાખી-સઘળાં કાર્યો કર્યા જવું-

"હીંદુ શાસ્ત્રમાં તેમજ જરથોસ્તી અવસ્તામાં કહ્યું છે કે **"તું ખા પી, પૈસા મેળવ, બધુંએ કર,"** પણ એતારી ફરજો બજાવતી વેળાએ "મારૂં (ખુદાનું) નામ" તું લેયા કર, યાને કાર્યોમાંથી અમુક ફળ મને મળે એવો વિચાર કાઢી નાંખ, પણ તે કાર્યોનાં ફળો મને (ખુદાને) અર્પણ કર, તો પછી તું દુનિયામાં રહેવા છતાં, તે ચીજો તુંને બંધણ કરશે નહીં'— એવી રીતનો મનનો રોહ રાખવો તે તે ખરો **ત્યાગ** છે, બાકી માત્ર બાહેરથી (કાર્ય) કરવાનું મુકી દીધું હોય યાને વેરાગી થયો હોય, ને મનમાં તે ચીજોનાં ખ્યાલો નેઇચ્છાઓ રહેલી હોય તે માણસ કાંઇ ખરો ત્યાગી કહેવાય નહિં.—એ વિષે.

"Light on the Path" નામની અમુલ્ય ચોપડીમાં ચેલાને શિક્ષણ આપતાં ગુરૂ કહે છે કે:—

Kill out ambition. Kill out desire of life (of senses). Kill out desire of Comfort.

અર્થ—"હું મોટો થાઉં" એવી મનમાં થયા કરતી ઉમેદને મારી નાખ. "હું જીવતો રહુ" ને ઈંદ્રિઓના ભોગ ભોગવયા કરૂં "ને મને સુખ થયા કરે," એવી ઇચ્છાઓને મારી કાઢ, છતાં જેઓ, કાંઇક મેળવવાની ઉમેદથી કાર્ય કરે છે, તેઓની પેઠેજ તું પણ ઉમંગથી કાર્ય બજાવતો રહે-જેઓ જીવવા માગ્યા કરે છે તેઓ, જેમ જીંદગીની દરકાર કરે છે, તેવીજ દરકાર તારે પણ રાખવી. જેઓ (ઈંદ્રિઓનાં) સુખને (ખાવા પીવાને) માટેજ જીવે છે, અને તે ચીજો મળ્યાથી જેમ રાજી છે, તેમ તુંબી રાજી રહે.

## જંત્ર ૧૧ મું.

### સુનીયે કયા?—તો કહે ગુણ.

સુનિયે ગુનકી બારતા, અવગુન લિજીયે નાહી:
હંસ ક્ષિરકું ગ્રહત હય, નિર સો ત્યાગે જાય.
કામ કથા સુનિયે નહિ, સુનકે ઉપજે કામ;
કહે કબીર બિચારકે, બિસર જાય હરિ નામ.

અર્થ—તું જ્યાંબી હોય ત્યાં, જે કાંઇ તારા ખરા ફાયદાને લગતી વાત હોય તેટલુંજ સાંભળ્યા કર, યાને ફાયદાકારક જે હોય તે તારા મનમાં ઉતાર; બાકી બીજી વાતોને પડતી નાખ. હંસ પક્ષીને માટે કહે છે કે તેને દુધ ને પાણી સાથે ભેગીને આપ્યું હોય તેમાંથી માત્ર દુધજ પી જશે, ને પાણીને રહેવા દેશે તેમ, ગમે એવી સંગતમાં આપણને જવું પડે છતાં ત્યાંથી જે કાંઇ ચીજ આપણને નુકસાનકારક હોય તેને પડતી મેલવી અને જે સારૂં હોય તેજ લેવું.

કામ-કથા યાને ઈંદ્રિઓને-ખેંચાણ થાય એવી વાતો થતી હોય તે તારે સાંભળવી નહિ, કારણ તેથી તારા દીલમાંના જુસ્સાઓ, હવસો ઉશ્કેરાશે, અને તે વિચારો તારા મનમાં આવ્યાથી, તે તે ચીજો ભોગવવાનું તારૂં મન થયા કરશે, યાને તું—તારાં શરીરને તે મુજબ કામે લગાડશે, અને તેમ થયાથી તું ખુદાને ભુલી જશે.

## જંત્ર ૧૨ મું.

### સાંધીએ કયાં?—તો કહે ઇંદ્રિઆં.

સાંધે ઇંદ્રિય પ્રબલકુ, જેઈસે ઉઠે ઉપાધ;
મન રાજા બેહેકાવતે, પાંચો બડે અસાધ.

પાંચ ઈંદ્રિ છઠ્ઠા મન, સત સંગત સુચંત;
કહે કબીર જમ કયા કરે, જો પાંચો ગાંઠ નિચંત ?

બાંધી શું રાખીયે ? તો કહે તારી ઇંદ્રિઓને બાંધી રાખ ?

અર્થ—માણુસ જેમ જેમ ઇંદ્રિઓના ભોગ ભોગવ્યા કરે છે, તેમ તેમ તે ઈંદ્રિઓ ઘણી બળવાન થાય છે અને મન કે જે તેઓનો (ઇંદ્રિઓનો) રાજા છે, તે ઇંદ્રિઓને બહેકાવ્યા કરે છે, તેથી તેઓ ઘણી બેખડ થઇ જાય છે, માટે કબીર કહે છે કે તારી ઇંદ્રિઓને છુટી રહેવા ના દે, તેઓને કાબુમાં રાખ.

જે કોઇ મનને, અને પોતાની પાંચ ઇંદ્રિઓને સતસંગતમાં રોકેલાં રાખે, યાને નેક ચીજો કરવામાંજ તેઓને વાપરે, અને એવી રીતે જેના એ પાંચ દરવાજા બંધ થઇ નચીંત પડયા તે માણુસને, કબીર કહે છે કે, **જમ** શું કરી શકવાનો હતો ?

હીંદુ શાસ્ત્રમાં કહ્યું છે કે માણુસનું **શરીર** તે એક **ગાડી** છે; તેને જોડેલા **ઘોડાઓ,** તે તેની પાંચ ઈંદ્રિઓ છે; તે ગાડીને ચલાવનાર ઘોડાવાળો તે **મન** છે, અને ગાડીમાં બેઠેલો ધણી તે **જીવ** યાને ખરો **માણુસ** છે. જેમ ગાડીને ચલાવનાર ઘોડાવાળો ઘોડાઓને કાબુમાં નથી રાખતો, ત્યારે ઘોડાઓ મસ્તાંન થઇ ગાડીને ગમે ત્યાં ઘસડી લઈ જઇને ગાડીને, તેમજ અંદર બેઠેલા ધણીને નુકસાનમાં નાખે છે, તેવીજ હાલત, આ શરીરમાં બેઠેલા જીવની છે

વિષયોના ભોગ ભોગવવાનાં યાને મોજ મજાહનાં, મનની અંદર થતા વિચારો અને કલ્પનાઓથી, ઇંદ્રિઓ "ઉડ ઉડ" થયા કરે છે, ને તેઓ શરીરને તે વિષયો તરફ ઘસડી જાય છે, ને જેમ ગાડીને ઘોડાઓ નુકસાનમાં લાવી મુકે છે તેમ, આ ઇંદ્રિઓ છુટી રહેવાથી જીવને અને (આખાં) શરીરને, આફતમાં ને દુઃખમાં લાવી નાંખે છે—તેથી કબીરનું કહેવું એ છે કે જ્યાં સુધી માણુસ, પોતાનાં મનપર કાબુ રાખી ઈંદ્રિઓને રોક રોક કરતો નથી, ત્યાં સુધી તે દુઃખમાંથી, અને કાળના હાથમાંથી છુટી શકતો નથી.

## જંત્ર ૧૩ મું.

### મારીએ કયા?—તો કહે આશા.

મારીએ આશા આપની, જીને ડસ્યા સંસાર;
તાકા ઔખડ (સં) તોષ હય, કહે કબીર બિચાર.
સાત ગાંઠ ગોપીનકી, મનમાં ન આને શંક;
નામ અમલ માતા રહે, ગણે ઇંદ્રકો રંક.

શાને મારીયે? તો કહે કે તારી આશા (ઉમેદો) ને મારી કાઢ.

અર્થ-જે કોઇને આ સંસારમાં રહેલી માયાની આશા ઉમેદો લાગી છે તેણે, તે આશાઓને મારવી જોઇયે અને તેનો (આશા મારવાનો) ઇ૯ એકજ છે, જે સંતોષ છે યાને તેણે સંતોષી બનવું.

ખરો સંતોષી માણસ છે એમ ત્યારે કહેવાય કે જેની લંગોટીને ર ઠીગરાં હોવા છતાં, યાને તે તદન ગરીબ અવસ્થામાં હોવા છતાં, પોત મનમાં જરાબી શક કે વિચાર લાવતો નથી, કે હું ગરીબ છું, કારણ કે ખુદાનાં નામમાં એવો મસ્ત (ચકચુર) હોય છે યાને બધી રીતે એવો સંતે બન્યો હોય છે કે ઈંદ્ર જેવા રાજાને તે (પોતા કરતાં) ગરીબ સમજે છે.

અર્થાત માણસ આશાંઓ રાખે છે જેવી કે "હું મોટો થાઉં," "ર ફલાણું મલે," એવી એવી આશાઓ જોકે પ્રગટીકરણના શરૂઆત તબક્કાઓ ઉપર રહેલા માણસો માટે સારી છે, કારણ કે તે આશાઓથ આગળ વધી (ઉદ્યોગી બની) શકે છે, પણ જે કોઇ તે તબક્કા પસાર ગયો છે, ને જેને ખુદાને મળવાની ઇચ્છાજ રહેલી છે, યાને જે કોઇ મીં માર્ગપર ચાલવાની કોશેશ કરી રહ્યો છે તેને માટે ઉપલાં શીક્ષણો છે.

સાધારણ દુનિયવી બાબદો વિષે પણ જો આપણે લાંબો વિચાર કરીશું તો માલમ પડશે કે ઇચ્છાઓ રાખવાથી માણસને પુરો સંતોષ યાને ખરો (હંમેશ ટકનારો) ફાયદો તો થતોજ નથી. દાખલા તરીકે અમુક ચીજ મેળવવાની ઇચ્છા કીધી ને તે મળી, એટલે માણસને વધુ ને વધુ ઇચ્છા થાય છે, કાંય જે ઇચ્છા પુરી પાડયાથી કાંઇ તે નરમ પડતી નથી; અને હંમેશાં કાંઇ આપણી ઇચ્છા પુર્ણ થતી નથી, અને જ્યારે ઇચ્છા પુરી પડતી નથી ત્યારે માણસને દુઃખ આવે છે. એવી રીતે બેઉ તરફથી, યાને જીત મેળવતાં તેમજ નાઉમેદ થતાં, યાને ચીજ મળે ત્યારેબી ને ન મળે ત્યારેબી તો માણસને દુઃખજ આવ્યા કરે છે, તેથી મોટા માણસોનું શીક્ષણ એ છે કે જે કોઇ પોતાની હાલતમાં સંતોષી હોય અને જે દુનિયવી ચીજો મેળવવાને ઇચ્છા કરતો નથી, પણ ખુદાને મળવાને માટેજ આશા કરતો હોય, યાને તે પોતાની બાહેરની બધી ફરજો બજાવતો જઇ પોતાની ઇચ્છા માત્ર ખુદાને માટે રાખતો હોય તેજ માણસ ખરો સુખી થાય.

## જંત્ર ૧૪ મું.

### રાખિયે કયા ?—તો કહે ધર્મ.

અપને અપને ધર્મમેં, સબ દ્રઢ હય સબ કાલ;
નિજ ધર્મ જો આપન ગ્રહો, સોહેજે ભયા નેહાલ.

રાખવું શું ? તો કહે તારો ધર્મ પાળ.

જેમ, દરેક વખત કે સંજોગ પોતાની ખરી હાલતમાંજ મજબુત રહી શકે છે યાને ટકી શકે છે તેમ, જે કોઇ પોતાનો ધર્મ મજબુત રીતે પકડી રાખે તે માણસ ખરો સુખી થાય. અર્થાત, કબીરનું કહેવું એમ લાગે છે કે જે કોઇ પોતાનો ધર્મ સાચવી રાખે, યાને તે માણસ પોતે પ્રગટીકરણના કયા તબકકા ઉપર છે તે સમજીને, પોતાની હાલતને અનુસાર જીંદગી ગુજારે, યાને પોતા ઉપર આવતી બધી સંસારી તેમજ ધર્મની ફરજો, સાચી રીતે બજાવે, તે માણસ ખરો સુખી થાય.

## જંત્ર ૧૫ મું.

### ધરિયે કયા ?—તો કહે ધીરજ.

ધીરજ બુદ્ધ તબ જાનિયે, સમજે સબકી રીત;
ઉનકા અવગુન આપમે, કબુ ન લાવે મીત.

ધરવું શું ? તો કહે કે (હરેક કામમાં ને હર વખતે) ધીરજ ધર.

અર્થ, એક માણસ (ખરો) ધીરજવંત બુદ્ધિનો થયો છે એમ ત્યારેજ કહેવાય કે જ્યારે તે સઉ કોઈની રીતભાત સમજતો થાય અને સઉનો સ્વભાવ સંભાળી લીયે, ને તેઓનાં અવગુણો કદીપણ પોતામાં આવવા દેતો નથી.

## જંત્ર ૧૬ મું.

### ઠેહેરાઇયે કયા ?—તો કહે મન.

મન ઠહેરા તબ જાનિયે, અનસુજ સબે સુજાય;
જ્યું અંધિયારે ભવનમે, દિપક બાર દેખાય.

ઠેરવવું શું ?—તો કહે તારૂં મન ઠેરવ.

અર્થ, માણસનું મન, અહિં તહિં ભમતું બંધ પડીને શાંત થયું છે એમ, ત્યારેજ જાણવું કે જ્યારે નહીં સમજ પડે તેવી વાત હોય તે સમજ પડી જાય. જેમ અંધારી જગ્યામાં દીવો બાળ્યાથી ત્યાંની બધી ચીજો દેખાઇ આવે છે તેમ, મન શાંત થયાથી બધી (મુસ્કેલ) વાતો સમજ પડી જાય છે, માટે કબીરનું કહેવું એ છે કે તારાં મનપર કાબુ રાખી તેને ભમતું અટકાવી શાંત રાખ, તો પછી બધી વાતો તને સેહેલાઇથી સમજ પડી જશે.

## જંત્ર ૧૭ મું.

### મિટાઇએ કયા ?—તો કહે ભ્રમ.

ભ્રમ મીટા તબ જાનીયે, અચરજ લગે ન કોય;
એ લીલા હય રામકી, નીરખો આપા ખોય.

મટાડવું શું ?—તો કહે કે તારા (મનના) વહેમોને મટાડ.

અર્થ, માણસનાં વહેમો અને ખોટા ભરમો જતા રહ્યા છે, એમ ત્યારેજ જાણવું કે જ્યારે તેને કોઇબી વાત વીશે અજાયબી લાગે નહિ કે "ફલાણું તે કાંઇ થતું હશે ?" દાખલા તરીકે ધર્મમાં જે મીનોઈ બાબદને લગતું કહ્યું છે, માણસને તે માટે શું કરવું છે, અને આગળ થઈ ગયલા અને હમણા પણ જ્ઞાની પુરૂષો જે કરે છે ને કહે છે તે બધાને માટે માણસને વહેમ જેવું લાગે છે, કારણકે તે એમ સમજે છે કે આ ખાકી આંખોથી જે જોઇ જાણી શકાય છે એટલુંજ ખરૂં છે, તે સીવાય બીજું કાંઇ નથી, એવા ખોટા ખ્યાલો રહેલા હોય છે, તેથી કબીર કહે છે કે જ્યારે તેના એ ખોટા વિચારો નિકળી જશે, અને તે મીનોઇ રાહ પર ચાલશે જેથી તેનું આગલું "હુંપણું" યાને "જગત અને હું જુદો છું," "મારૂં તે મારૂંજ છે," "તું ને હું જુદા છીયે," એવી જે જુદાઇની લાગણી પેલા ખોટા વહેમોને લીધે થયા કરતી હતી, તે જ્યારે દુર થશે ત્યારે તેને દેખાશે કે આ બધી લીલા છે તે ખુદાનીજ છે, બલકે બધે "ખુદાજ" રહેલો છે ને તે સીવાય બીજું કાંઇ નથી એવું તે અનુભવશે.

## જંત્ર ૧૮ મું

### બરા પુન કયા ?—તો કહે દયા.

પુન બડા ઉપકાર હયે, સબકે ઉપર ભાખ,
જીવ દયા ચીત્ત રાખીયે, બેદ પુરાન શાખ.

મોટું પુણ્ય કયું ?—તો કહે કે દયા.

કોઇને કાંઈ આપવું, યાને ખુશીથી ધર્મદાન કરવો એ મોટો ઉપકાર છે, માટે તું બધાંપર ઉપકાર કરતો રહે, પણ એ બધી જાતના ઉપકારમાં જે કોઇ, જીવો માટે દયા રાખે, યાને જીવ બચાવે તેના જેવો ઉપકાર એકે નથી, એમ બધા વેદ–પુરાણો સાક્ષી આપે છે યાને ધર્મ શાસ્ત્રમાં એવું શીખવયું છે કે જીવ–દયાના જેવું પુણ્યવંત કામ બીજું એકે નથી.

## જંત્ર ૧૯ મું

### બડા પાપ કયા ?—તો કહે હિંસા.

બડા પાપ હય હિંસા, તેહી સમાન ન કોય.
ધર્મરાય જબ લેખા માગે, તબ સબ નૌબત હોય.

સઉથી મોટું પાપ કયું ?—તો કહે જીવ લેવો તે.

અર્થ, જીવ લેવો યાને પશુ પક્ષીને મારવાં મરાવવાં, એના જેવું મોટું પાપ બીજું કોઇ નથી—અને એ પાપનો નતીજો કેવો છે તેની ખરી ખબર

માણસને ત્યારે પડે છે કે, જ્યારે તે આ દેહ છોડી જાય છે, યાને (ખાકી) મરણ પછી જ્યારે તે મિનોઇ દુનિયામાં જાય છે, ત્યાં તેનાં કર્મો (બુરાં ભલાં કરતુકો) નો ઇનસાફ—ધરમ રાજા (જરથોસ્તી ધર્મ પ્રમાણે "રસ્ને રાસ્ત") કરવા માંડે છે ત્યારે, તેને માલમ પડે છે કે જીવ હંત્યાનાં પાપનો જોખમ કેટલો બધો છે—તેથી કબીરનું કહેવું એ છે કે તું જીવ મારવાથી પહરેજ રહે, અને જીવતદાન આપીને મોટું પુન્ય હાંસલ કર—કારણ કે પૈસો ટકો આપવો યાને બીજું બધું ધરમદાન કરવું એના કરતાં એક જીંદગી બચાવવી, યાને જીવતદાન આપવું તેના જેવું મોટું મન અને પુણ્યનું કામ બીજું એકે નથી—માટે કબીરજી કહે છે કેઃ—

દયા દીલમે રાખીયે, તું કયું નિરદય હોય;
સબહિ જીવ હય સાંઇકા, કિડી કુંજર સોય.

તું દીલમાં દયા રાખ, ને ઘાટકી ના થા, કારણ કે બધા જીવો કીડીથી તે હાથી સુધી, સઉ કોઇ ખુદાનાજ જીવો છે, તે સઉ કોઇને જીવવા ગમે છે, ને માણસ એકલોજ કાંઇ જીવવાનો હક ધરાવતો નથી. પણ બધાને ખુદાએ જીવ બક્ષયો છે, તેથી બધા જીવવા માગે છે. ત્યારે તેનાં જીવવાની વચ્ચે આવવું યા કાપી કપાવીને તેઓનો નાશ કરવે ત્યારે તે જનાવર શ્રાપ દે છે, જે માટે આગળ કબીર કહે છે કેઃ—

જો જાકો કાટે, ફિર વાકો આટેઃ
કહે કબીર ના છુટે, સામા સામી સાટે.

યાને જે જેને કાપે, ને તેના ભાગલા કરી વહેંચે તેના તેવીજ જાતના ભાગલા થવાના, કારણ તે સામાસામી એક જાતનું આપ લેનું સાટું કરે છે તેથી જે લીધું હોય તે આપયા સીવાય સાટું રદ થઇ શકતું નથી.

## જંત્ર ૨૦ મું.

દિજીયે કયા ?—તો કહે દાંન.

ભુખેકો કછુ દિજીયે, યથા શક્તિ જો હોય;

તા ઉપર શિતલ બચન, લખો આત્મા સોય.

કોઇબી ભુખ્યો પાસે આવે તેને તારી શકિતના પ્રમાણમાં તારેથી બને તેટલું, આપ, અને તે મદદ ઘણાંજ મિઠા વચનો બોલીને આપ, કાંયજે તેની અંદર પણ તારી માફક ઇશ્વર રહેલો છે, તેથી તે ભુખ્યાને આપ્યું તે ઇશ્વરનેજ આપ્યું (અર્પણ) કીધું એમ ગણાય છે.

## જંત્ર ૨૧ મું.

ખુશબોઇ કયા—તો કહે જશ.

ખુશબોઇ જશકી ભલી, ફેલ રહી ચઉ ઓર;

મિલ્યા ગિરી સુગંધ, પ્રગટ સબે જગ સોર.

(ખરી) ખુશબોઇ કઇ ?—તો કહે જશ.

ખરી ખુશબોઇ તે જશની છે. કે જે સઘળી દીશાએ ફેલાઇ જાય છે, અને જશ મલયો એટલે સુગંધનો પહાડજ મળ્યો, કારણ કે જેમ પહાડ બધી જગયાથી ખુલ્લો દેખાઇ આવે છે તેમ જશ (નેકી)ની સુગંધ બધે પંથરાય છે, ને સઉ કોઇને જાહેર થાય છે.

## જંત્ર ૨૨ મું.

દુર્ગંધ કયા?— તો કહે અપજશ.

અપજશમેં દુર્ગંધ હય, નિકો લગે ન કોય,

જૈસે મલકે નિકટમે, બેઠ શકે ન કોય.

દુર્ગંધ યાને સઉથી ખરાબ ચીજ કઇ ?—તો કહે અપજશ.

અપજશમાં એવો તો ખરાબ વાસ સમાયલો હોય છે, કે ત્યાં કોઇ જઈ શકતું નથી, જેમ ગંધીલી જગ્યામાં કોઇ બેસી શકતું નથી તેમ અપજશ કરનાર—લેનાર માણસની પાસે કોઇ જતું નથી, પણ તેનાથી સઉ કોઇ દુરજ રહેછે, માટે કબીરનું કહેવું એ છે કે કોઇનું બી બુરૂં કરી અપજશ લેવો નહિ.

## જંત્ર ૨૩ મું.

લખિયે કયા ?—તો કહે (અપના) રૂપ.

લખિયે અપને રૂપકો, થિર ભયા સબ અંગ,
કહેન સુનન કછુ ના રહિ, જયુંકા ત્યું હુય સંગ.

ઓલખવું શું ?—તો કહે તારૂં (પોતાનું) સ્વરૂપ.

તું કોણ છે ? તે પીછાન. Man Know Thyself.

જયારે આખું શરીર શાંત પડી જાય, એટલે કે જયારે બધી ઈંદ્રીઓના વહેવારો બંધ પડે ને મન ભમતું અટકી પોતામાંજ રહેવા લાગે, ત્યારે માણસ પોતાનું ખરૂં સ્વરૂપ જોઇ શકે, યાને "હું કોણ છું" તે તેને સમજાય છે, ને જયારે એવી હાલત થાય ત્યારે જોવાનું કે સાંભળવાનું કાંઇજ હોતું નથી, ને ત્યારેજ તેને ખબર પડે છે કે તે (માણસ) સદાકાળનો હતો-છે, ને રહેશે.

## જંત્ર ૨૪ મું.

લિજીયે કયા ?—તો કહે (હરી) નામ.

નામ મિલાવે રૂપકો, જે જન ખોજી હોય,
જબ વોહ રૂપ હદદે બસેં, સુધા રહે નવ કોય.

લેવાનું શું ? તો કહે કે ખેદાનું નામ લેયા કર.

જો કોઇ શોધી જાણનાર હોય, તો ખુદાનાં નામમાં એવી તો ખુબી છે કે તે નામ લેવાથી માણસ પોતાનાં ખરાં સ્વરૂપને મેળવી શકે છે, અને જેનાં હૈયામાં તે સ્વરૂપ વસ્તુ થયું, તે માણસ પછી કોઈબી ચીજનો ભુખ્યો રહેતો નથી, કારણ કે

કબીર નામ જો રતી એક હય, ઓર પાપ જો રતી હજાર,
એક રતી ઘટ સંચરે, જાર કરે સબ છાર.

કારણ કે, ખુદાનું નામ જોકે એક રતીભાર જેટલુ નાનું જણાય છે, અને માણસનાં પાપો હજારો રતીભાર હોય છતાં, એ બિનવજન નામ જેનાં હૈયામાં નિરંતર યાદ આવયા કરતું રહે, તે માણસનાં સઘળાં પાપોને બાળીને ભસ્મ કરી નાંખે છે.

## જંત્ર ૨૫ મું.

દેખીયે કયા તો ?—કહે આત્મરામ.

દેખો સબમે રામ હય, એક હિ રસ ભરપુર,
જૈસે ઉખતે સબ બનાં, ચિની સકકર ગુર.

જોવું ? શું તો કહે કે (બધામાં) ખુદાને જો.

બધામાં ખુદાજ રહેલો છે, અને તેનો (ખુદાનો)જ રસ બધામાં ભરેલો છે એવું તું જોતાં શિખ. જેમ સાકર, ગોળ, વગેરે દરેક મીઠી ચીજ, શેરડિના રસથીજ બનેલી હોય છે તેમ, માણસ, જનાવર, પશુ, પક્ષી કે પહાડ, જમીન દરેક ચીજ, ખુદાનાજ રસથી ભરપુર થઇને બની છે યાને તેમાં ખુદા છે તેથીજ તે હસ્તી ભોગવે છે, કારણ કે, કબીર કહે છે કેઃ—

બાહેર ભિત્તર રામ હય, નૈનનકા અભિરામ,
જિત દેખું તિત રામ હય, રામ બિના નહિ ઠામ.

બાહેર કે અંદર, જયાંબી જુવો ત્યાં ખુદાજ છે, એવું જોવામાંજ આંખોની ખરી ખુશાલી સમાયલી છે. હું (કબીર) જયાંબી જોઉ છું ત્યાં મને તો ખુદાજ દીસે છે, અને તે (ખુદા) વગર કોઇબી જગા ખાલી રહેલી મને લાગતી નથી.

## જંત્ર ૨૬ મું.

પાઈએ કયા ?—તો કહે સુખ.

સુખ પાવે ગુરૂ દયા તેં, થિર ભયા મન મોર;
નિરખો આપા સબનમેં, કેવલ નંદ કિસોર.

મેળવવું શું ?—તો કહે સુખ મેળવ.

અર્થ— ગુરૂની મેહરબાનીથી એ સુખ પ્રાપ્ત થાય છે, યાને ગુરૂનાં આપેલાં જ્ઞાનથી માણસ જયારે સમજતો થાય છે, ને તે મુજબ જયારે તે આચરણુ કરે છે, ત્યારે તેનું મન સ્થિર થઇ જાય છે યાને ભમતું અટકે છે.

મન ભમતું અટકયા પછી માણસ જ્યારે પોતાનું ભાન વિસરી જાય છે યાને "હું અને મારૂં" એવો ખ્યાલ તેનાં મનનો જતો રહે છે, ત્યારે તે જુવે છે કે બધામાં તે **એકજ** રહેલો છે, ને તે સીવાય બીજું કાંઇ નથી, ને ત્યારે તેને જેમ કબીર કહે છે તેમ અનુભવ શાક્ષાત દર્શણ થા યછે કે:—

**ખાલેક બિન ખાલી નહિ, સુઇ ધરનકો ઠોર;**
**આગે પિછે રામ હય, રામ બિનાં નહીં ઓર.**

કે ખુદા વગર એકબી જગ્યા કે જયાં સોય જેવી નાની વસ્તુ રહી શકે એટલીબી ખાલી રહેલી નથી, પણ આગળ પાછળ (ઉપર નીચે) બધે ઠેકાણે તે ખુદાજ છે અને તે સિવાય બીજું કાંઇ નથી.

## જંત્ર ૨૭ મું.

### હોઇયે કયા?—તો કહે દાસ.

**હોય રહે જબ દાસ ચેહ, તબ સુખ પાવે અંત;**
**દેખ રીત પ્રલ્હાદ કી, દેખીયો સબમે કંથ.**
**દાસ કહાવન કઠણ હય, મેં દાસન કો દાસ;**
**અબ તો એસા હો રહું, કે પાંવ તલેકી ઘાસ.**

થવું શું જોઇયે? યાને મારે શું કરવું કે જેથી પેલું સુખ મળે, તો કહે કે, તું દાસ (નોકર) બન.

જ્યારે માણસ, નોકરની પેઠે થઇ રહે, ત્યારે પેલું (મહાન) સુખ કે જેનો છેડોજ નથી તે સુખ તેને મળે, જેવી રીતે પ્રલ્હાદ નોકર બની જગતનું કલ્યાણ કરી સઉ કોઇની અંદર પોતાના કંથને યાને ખુદાને જોઇ શકયો તેવી રીતે જે કોઇ નોકર બને તે ખુદાને જોઈ શકે—પણ કબીર કહે છે કે-

પોતાને દાસ કહેવાડવું, એ કામ બહુ મુશકેલ છે. કારણ કે દાસ બનવું યાને લોકહીતકારી થવું, એ માટે માણસે પોતાનું "હુંપણું" તદનજ છોડી દેવાનું છે. તેણે તો, જેમ ઘાસ આપણા પગ હેઠળજ રહે છે તેવા નીચા-નમાના (અતી નમ્રતાવાળો) થવું જોઇયે, અને તેમ થાય ત્યારેજ તે ખુદાની પાસે જઈ શકે.

## જંત્ર ૨૮ મું.

### હોની ક્યા ?—તો કહે હોને હાર.

**અનહોની હોય નહિ, હોની હોય સો હોય;**
**રામચંદ્રજી બનકું ગયે, સુખ અછત દુઃખ હોય.**

થવાનું શું ? તો કહે કે જે બનવાકાળ હોય તેજ થાય.

અર્થ, નહીં બનાવાકાળ જે હોય તે કદીબી બનવાનું નથી, પણ જે કાંઇ બનવાકાળ હોય તેજ થાય છે ને બનવાનુંજ. રામચંદ્રજી મોટા રાજા હોવા છતાં, ને બધી જાતનાં સુખો પાસે હોવા છતાં તેમના કર્મમાં બનવાકાળ હતું કે તેમને વનવાસે જવું ને દુઃખ ઉઠાવવું તો તેઓ વનવાસ ભોગવવા ગયા—કારણ કે કબીર કહે છે કે

**હોને પદારથ હોત હય, બિસર જાત સબ સુદ્ધ;**
**જૈસી લિખી નસીબમેં, તૈસી ઉકલત બુદ્ધ.**

જ્યારે કાંઇ બનવાકાળ હોય છે, ત્યારે માણસ પોતાની અક્કલ ખોઇ બેસે છે, અને જેવી તરેહનું બનવાનું હોય તેવી તરેહનું કર્મ કરવાને તેને બુદ્ધિ સુઝે છે —યાને અમુક પરીણામ આવે તેને અનુસરતુંજ કાર્ય તે કરે છે. તેથી કબીર કહે છે કે—

**લિખા મિટે નહી નસીબકા, ગુરૂ કર, ભજ હરિ નામ;**
**સિધે મારગ નિત ચલ, દયા ધરમ વિશ્રામ**

જ્યારે આપણા (આગલાં) કર્મ પ્રમાણે પરીણામ આવતું નસીબમાં લખેલું સુખ કે દુઃખ જે આવવાનું હોય તે બન્યા વગર રહેતું નથી, ત્યારે તેની સામે થવામાં કશો ફાયદો નથી, માટે તું ગુરૂ કર, ને તેની પાસેથી ખુદાને કેમ ભજવો તે શીખ; અને રાસ્તીને (નેકીને) માર્ગે હમેશાં ચાલી દયાનાં અને ધર્મનાં કામો કરતો રહે, યાને તારા ધર્મ પ્રમાણે તારી ફરજો બજાવતો રહે.

## જંત્ર ૨૯ મું.

### માનિયે કયા ?—તો કહે સત.

માનિયે સબ કછુ સત હય, જો જાકો વહેવાર;
જનમ મરન દોઉ બનાં, થિર હોય કર બિચાર.
સત ગુરૂ સતકા શબ્દ હય, જીને સત દિયા બતાય;
જો સતકુ પકડ રહે, સો સતહિ માહે સમાય.

માનવું શું?—તો કહે કે સત્ય.

અર્થ, જે કાંઇ સત યાને હમેશ ટકનારૂં હોય તે માન યાને તે ઉપર ઇતબાર રાખ—

જેનો જે વહેવાર હોય તેમાં જે સત યાને ખરૂં તત્વ હોય તે આપણે માનવું કારણકે દરેક ચીજમાં જનમ અને મરણ યાને પેદાશ અને નાશ એ બેઉ રહેલાં છે, ત્યારે તે ચીજમાં ખરૂં શું યાને હમેશ ટકનારૂં તત્વ શું છે તે માટે તું તારૂં મન શાંત કરી વિચાર કર.

સદગુરૂ યાને તારો પેગમ્બર **તે સતનો** યાને ખુદાનો જાહેર થયલો શબ્દ છે, કે જે (પેગમ્બર) આપણને સત યાને ખુદા દેખાડાવી શકે છે અને તેથી જે કોઇ તે સતને પકડી રાખે યાને પોતાના પેગમ્બરે દેખડાવેલા સત્યના કાયદા પ્રમાણે જીંદગી ગુજારે તે માણુસ સતમાં યાને ખુદામાં સમાઇ જાય, યાને તે માણુસને ખુદાની મુલાકાત થાય.

## જંત્ર ૩૦ મું.

બિચારીએ કયા?—તો કહે તત્વ.

જો એ તત્વ બિચારકે, રાખે હૈયેમે સોય;
સો પ્રાની સુખકો લહે, દુઃખ ન દરસે કોય.

શું વિચારવું?—તો કહે એ તત્વનો વિચાર કર.

અર્થ–ઉપર (૨૯ જંત્રો) કહી ગયા તે બધાં શીક્ષણો ગોખી તેમાં જે ખરૂં તત્વ સમાયલું છે તે ઉપર જે કોઇ વિચાર કરે, યાને તે ઉપર મનન કરી તેઓને પોતાનાં હૈયામાં રાખે, યાને તે મુજબ જીંદગીમાં અમલ કરે તે માણુસ સુખજ પામે, ને તે કદીથી દુઃખ જોય નહીં. કબીરનો ચેલો ધર્મદાસ કહે છે કેઃ—

ભાગ જગ્યો જબ પુરબકો, તબ શ્રી ગુરૂદેવ દયા કરી હેરી
જ્ઞાન કબાટ ઊઘાડ દિયો તબ, મોહ નિશા તે મારગ તારી.
થોરેમે સમજાય દિયો તબ, થીર ભઇ ચંચલ મત મેરી;
સુજ પરયો સબહિ ઘટ સાહેબ, છુટ ગઇ સબ તર્ક ઘનેરી.

જયારે નસિબ જાગ્યું યાને મારો શુભ વખત આવ્યો ત્યારે મારા ગુરૂએ મારીપર દયાની નજર કીધી, ને જ્ઞાનના ભંડારનો કબાટ ઉઘાડી મારી આગળ ખુલ્લી કીધી, તેથી મારી માયાની કેફ નીકળી ગઇ.

થોડીકજ વાતમાં મને બધું સમજાવી દીધું ત્યારે મારૂં આ ચલીત ને ભમતું મન શાંત પડયું, ને મને બધેબધ ખુદા (રહેલો) છે એવું દેખાયું ને ત્યારે મારી ઘણી ઘણી જાતની (આગલી) તર્કો નિકળી ગઇ, યાને ખુદા કેવા છે, માણુસ કોણ છે, ને તેનું ખરૂં કામ શું છે વગેરે વગેરે સવાલો જે મને મુજવણ કરતા હતા, ને જે માટે હું ખોટી ખોટી તર્કો કર્યા કરતો હતો, તે કરવાનું મારૂં મટી ગયું, અને મારા બધા વહેમ ને ભરમો જતા રહયા.

## કાયાનાં કર્તવ્ય વિષે જીવને ચેતવણી.

રાગ—અસાવરી.

નગુની[1] કાયા તેરા કયા ગુન ગાવું,
મેહુલ રચ્યો, તિમે રહેન ન પાવું;
દહિ દુધસુ પિંડ[2] જે પાલે,
સો તન જાય જંગલ જાલે;
એસી રે સુંદર કાયા તેરી,
જલભલ[3] હોયગી ભસ્મકી ઢેરી.—નગુની.

બાંધત પાઘ[4] સમારત વાગા,[5]
તા સીર ચંચેઇ[6] મારત કાગા;[7]
તેલ કુલેલ લગાવત અંગા,
સો તન જલ ગયા કાષ્ટકે[8] સંગા.—નગુની.

જા મુખ ચાવત પાનકી બીડી,
તા મુખમે તેરે સંગ કીડી;
કહુત કબીરા સમજ મન મેરા,
એહિ હવાલ હોયગા તેરા.—નગુની.

---

૧—હઆરી. ૨—શરીર. ૩—જળીબળીને. ૪—પાઘડી. ૫—પોશાક.
૬—ચાંચ મારે. ૭—કાગડો. ૮—લાકડાં.

## જીવને ચેતવણી.

રાગ—માલકોસ.

દિન નીકે બીતે જાતે હય, રામ નામકે સુમરનકો--દિન૦

સુમરન કર લે સતનામ ભજ,
ઓર જગતકે વિષય[1] કામ તજ;
સંગ ન ચલસો એક દામ,
જો દેતે હુયે સો પાતે હુય—દિન૦
લખ ચોરાસી ભ્રમ ભ્રમ[2] આયો,
બડો ભાગ મનસા[3] તન પાયો,
હીયાં આય કછુ કરી કમાઇ.
તબ જમસેતી[4] પડી લડાઇ;
ફિર પિછે પસ્તાતે હુયે.—દિન૦

( ૨ )

કોન કબીત્ર[5] પુત્ર પરિવારા,
તેં કીસકા હુય, ઓર કાન નહિ તેહારા,
ધંધામે હર નામ બિસરાય,
એ દેખનહિ કે નાતે[6] હુય.--દિન૦
જ્ઞાની ધ્યાની ઓર વિવેક વિદ્યાના
કરમ ધરમ જાકે મનમાના,
વાકે સંગ રહે ભગવાનાં,
એ સદા નામ રંગ રાતે હુયે.--દિન૦
જૈસે પાની બિચ બતાસા,
મુરખ લગે મૌજકી આસા;
કહે કબીર શ્વાસોકી આશા,
એ ગયે સવાર નહિ આતે હુયે.—દિન૦

૧ ઇદ્રીઓની મોજમજાહો. ૨ ભમીને ભમીને. ૩ માણસનો દેહ.
૪ જમ ( મોહત ) સાથે. ૫ સ્ત્રી. ૬ સગાઇ.

## બચપણ, જવાની બુઢાપો, ચાલી જાય છે ! તો ઇશ્વર-સ્મરણ ક્યારે કરશો ?

રાગ કાફી -તાલ દીપચંદી.

કબ સુમરોગે રામ, અબ તુમ કબ સુમરોગે રામ,
ગરભ કુલીમે[1] જપતપ કીનો, નીકલ હુવા બેઇમાન-અબ૦

બાલપનો હંસ ખેલ ગુમાયા, તરૂનપનામે[2] કામ,
હાથ પાવ જબ કંપન લગે, નીકલ ગયો અવસાન-અબ૦

જુઠી કાયા, જુઠી માયા, આખેર મોત નિદાન[3],
કહુત કબીરા સુનો ભાઇ સાધુ-ગ્રહી ઘોડેકી લગામ-અબ૦

## પૈસાના ખેલ વિષે.

ખેલ સબ પૈસેકા, સબકુછ બાતાં હય પૈસા.
પૈસા જોરૂ પૈસા લરકા પૈસા બાબા બહેનાં,
પૈસા હાથી ઘોડે પલાના, પૈસા લગે નીશાના-ખેલ.

૧—માતાના પેટમાં હતો ત્યારે. ૨—જુવાની. ૩—નક્કી છે.

પૈસા દેવ પૈસા ધરમ-પૈસા સબ કુછ ભાઈ,
પૈસા રાજા રાજ કરાવે-પૈસા કરે લઢાઈ-ખેલ.
પૈસા હાથપે અબુચ ચડાવે-પૈસા ઘોડે ઉરાવે,
એક દીન પૈસા બદલ ગયા તો-પાઉમેં લગર પરાવે-ખેલ.
પૈસા ગુરૂ પૈસા ચેલા, પૈસા ભકિત કરાવે,
કહુત કબીરા સુન ભાઇ સાધુ-પૈસા જીવ છોરાવે-ખેલ.

## પૈસાવાળાનાં બધાં સગાં થવા નિકળે છે.

રાગ તિલંગ—તિનતાલ.

સબ પૈસેકા ભાઈ, અપના સાથી નહિ કોઇ,—

ખાને પીનેકુ પૈસા હોય તો, જોરૂ બંદગી કરે,
એક દીન ખાના નહી મીલે તો, ફીરકે જવાબ કરે.-સબ

જબલગ અપને પલ્લવ પૈસા, તબલગ સલામ કરે,
અપના પૈસા નિકલ ગયા તો, કોઇ મીઠા ન બોલે.-સબ
ભાઇબંધ ઔર બેહુન સાલે, જુઠા સબહિ પસારા,
કોઇ કીસીકા નહિરે પ્યારે, કહુત હયે દાસ કબીરા.-સબ

## કાળ (મોહત) વિષે ચેતવણી.

કાલકા[1] અજબ તડાકા બે
તું કયા જાને લડકા બે—ટેક.

નવબી મર ગયે દશબી મર ગયે—મર ગયે સહુસ્ર અઠયાસી
તેતીસ કોટી દેવતા મર ગયે, પડે કાલકી ફાંસી-કાલકા.
પીર મરે પયગમબર મરે, મર ગયે જંદા જોગી,
જપી તપી સન્યાસી મર ગયે, મર ગયે બઇદન રોગી-કાલકા.
તીન લોકપર છતર બીરાજે, લુટા કુંજ બીહારી[2]
કહુત કબીરા સોહુ બો મર ગયે, રઇયત કઉન બિચારી-કાલકા.

## દેહના નાશ માટે ચેતવણી.

રાગ-પીલુ.

ઇસ તન ધનકી કોન બરાઇ, દેખત નયનમે મટી મીલાઇ—
હાડ જલે જઇસાં લકડકી મોલી, બાળ જળે જૈસાં ઘાસકી પોલા—ઇસ.
અપને ખાતર મેહલ બનાયા, આપહી જાકર જંગલ સોયા—ઇસ.
કહુત કબીરા સુન ભાઇ સાધુ, આપ મુવે પીછે ડુબ ગઇ દુનિયા—ઇસ.

૧ જમરાજા. ૨ દુનિયાની દોલત.

## સંસારમાં છેવટ દુખજ છે
## રામ સંભારવામાંજ સુખ છે.

રાગ હમીર—તીનતાલ.

અબ તું ગાફેલ મત રહેના બે, જનમકા સાર્થક કરના બે–

બહુ જન્મકા સુકૃત કર પ્યારે, ઈસ તનકુ તું પાયા,
ઈસમે નેકી નહીં કીયા તો, સારા જનમ ગુમાયા–અબ૦

જોરૂ લડકે માલ મતા, સબ કોઇ કહેતે મેરા,
એક દીન આપ મર ગયે તો, રહેગા જુઠ પસારા–અબ૦

ચૌદ ચોકડી રાજા રાવન, લંકેકા ભુપતી,
સબ સોનેકા ગાંવ જીસકા, મુખમે પડ ગઇ મટી–અબ૦

ઐસી દોલત જીસકી યારો, સાથ કછુ નહીં ગયા,
રામ નામસે ગાફેલ હોકર, આખેર એકેલા ગયા–અબ૦

રામ નામ બિન સબ હયે જુઠા, ઐસા સમજો ભાઇ,
ખુદા નામ બિન દુઃખ કટે નહી, કહત કબિરા જુલાઇ.–અબ૦

---

# બાહેરના દેખાવો કર્યાથી ઇશ્વર મળતો નથી.

રાગ કાફી ગજલ.

રામ નામ તું ભજ લે પીયારે, કાહેકુ મગરૂરી કરતા હય,
કચ્ચી મટીકા બંગલા તેરા, પાવ પલકમે ઢળતા હય—રામ૦

બહુમન હોકર પુરાન બાંચે, સ્નાન તરપત કરતા હય,
સબકાલ સુચીલ રહત હય, યું કયા સાહેબ મિલતા હય ?—રામ.

જોગી હોકર જટા બઢાવે, હાલ મસ્તમે રહેતા હય,
દોનો હાથ સીરપર ધરકે, યું કયા સાહેબ મિલતા હય ?—રામ.

આનભાવ હોકર કાલે કપડે, દાઢી મુછ મુંડતા હય,
ઉલટી લકડી હાથમે પકડી, યું કયા સાહેબ મિલતા હય ?—રામ.

મુલ્લાં હોકર બાંગ પુકારે, વો કયા સાહેબ બહેરા હય ?
મુંગીકે પાવમેં ઘુંઘર બાજે, વોહ બી અલ્લાહ સુનતા હય ?—રામ.

જંગમ હોકર લીંગ બાંધે, ઘર ઘર ફેરા ફીરતા હય,
શંખ બજાકર ભિક્ષા માગે, યું કયા સાહેબ મિલતા હય ?—રામ.

કહત કબીરા સુન ભાઇ સાધુ—મનકી માલા જપતા હય,
જો ભાવ ભજનસે ધ્યાન ધરત હય, ઉનકુ સાહેબ મિલતા હય.-રામ૦

---

## ધર્મ શાસ્ત્રો માત્ર ભણ્યાથીજ કાંઇ ખુદા મળી શકતો નથી.

રાગ--ભેરવી.

પંડીત વાદવદે[1] સો જુઠા.
રામકે કહે જગત ગતી[2] પાવે, ખાંડ કહે મુખ મીઠા-પંડીત

પાવક[3] કહે પાવ[4] જો દાહે,[5] જળ[6] કહે તૃષા[7] બુઝાય
ભોજન કહે ભુખ જો ભાજે, તો દુનિઆ તરી જાઈ-પંડીત

નર કે સંગ સુવા[8] હરિ બોલે, હરિ પ્રતાપ[9] નહિ જાને
જો કબહુ ઉડ જાય જંગલકો, તો હરિ સુરત[10] ન આને-પંડીત

બિન દેખે બિન અરસપરસ બિન, નામ લિયે કયા હોય
ધનકે કહે ધનીક[11] જો હોય, તો નિરધન[12] રહત ન કોય-પંડીત

સાચી પ્રિત વિષય માયા સો, હરિ ભક્તનકી હાંસી
કહે કબીર થક રામ ભજે બિન, બાંધે યમપૂર જાસી-પંડીત

---

(૧) વાદવદે=ફોકટની વાદવિવાદ યા તકરાર. (૨) ગતી=મોક્ષ મુક્તિ (૩) પાવક=અગ્નિ. (૪) પાવ=પગ. (૫) દાહે=દાઝે, બળે. (૬) જળ=પાણી (૭) તૃષા=તરસ, સોસ. (૮) સુવા=પોપટ- (૯) પ્રતાપ=મહિમા, મોટાઇ. (૧૦) સુરત=યાદ. (૧૧) ધનિક=ધનવંત, પૈસાદાર. (૧૨) નિરધન=ગરીબ, ભીખારી.

(૧) હે પંડીતો, તમો પુસ્તકો વાંચી ફોકટની વાદવિવાદ તકરાર કરો છો તે બધી ખોટી છે. જેમ ખાંડ—શાકર શાકર કરી બોલ્યાથી મ્હોડું મીઠું થતું નથી તેમ "રામ" કરી માત્ર મોઢેથી બોલ્યાથી મુક્તિ મળી શકતી નથી.

(૨) અગ્ની (આતશ) કહયાથી જો પગ દાઝતો હોય, પાણી કરી માત્ર બોલવાથી તરસ મટતી હોય, અને "ભોજણુ" કરી બોલ્યાથી ભુખ ભાંગતી હોય તો આ દુનિયા (માણુસ) સહેજે તરી જાય.

(૩) એમ તો પોપટ પણુ માણુસને જોઇ "હરિ હરિ" કરી બોલે છે, પણુ હરિનો મહીમા શું તે કાંઇ પોપટ જાણુતો નથી, અને જો કદી છુટો થઇ પાછો જંગલમાં જઇ વસે છે તો તે સઘળું વીસરી જાય છે.

(૪) જ્યાં સુધી તમો સાધુ સંતોની સંગતમાં રહી, રામભક્તિ શું છે તે જાણો નહીં ત્યાંસુધી માત્ર નામ લીધાથી કંઇ થવાનું નથી—જો ધન પૈસો આમ બોલવાથીજ ધનવાન થવાતું હને, તો દુનિયામાં કોઇ ભીખારી કે ગરીબ રહેવા પામતેજ નહીં.



# તારી વિષયવાસનાઓને મારી નાંખ.

રાગ કાફી—ગજલ. (દાદરા)

બિષયોસે[1] મનકો તૃપ્ત[2] કરના નહીં અચ્છા
જલતી અગનીકો ઘીસેં બુજાનાં નહીં અચ્છા—બિષયોસે.

સુખ ભોગ યે જગતકે, સભી હોગે નાશ માન
તૃષ્નાકો બઢા જીકો ફસાનાં નહીં અચ્છા—બિષયોસે.

એ સ્વપનકા તમાસા, હય જુઠ મુઠકા
રંગ રંગકે ખેલ દેખ, લુભાના નહીં અચ્છા—બિષયોસે.

ધન ધામ પુત્ર અરૂ કામની[1] રૂપ જો પાયા
હરગીઝ ગરૂર ઇનકા હય લાના નહીં અચ્છા—બિષયોસે.

પળ પળ અમોળ[2] જાતી હય કહેતે હય કબીર
માનુષ શરીર મુફ્ત[3] ગવાના[4] નહીં અચ્છા—બિષયોસે.

---

૧—ઇદ્રીઓનાં ભોગો ભોગવવાની ઈચ્છા. ૨—પુરી કરવા.

# તારા મનને કાબુમાં લે, તો તે ખુદા મેળવી આપશે.

રાગ યોગી—તાલ દીપચંદી.

મનકી ખોજ[5] કરો મેરે ભાઇ, અંત ન છુટે મન કહાં સમાઇ
ઋષી વિરંચી નારદ મુનિજ્ઞાની, મનકી ગત તો ઉનહુ ન જાની-મનકી

સુત સનકાદિક જહદેવ નામા, ભક્તિ કીની આપ અનમાના
ધ્રુવ પ્રહલાદ બિભીષણ સેખા, ઘટ ભિતર મન ઉનહુ ન દેખા-મનકી

જો કોઇ જાને મનકા ભેવા, રતી એક લીન ભયા શુક દેવા
દત્ત ભરત ગોરખ ગોપીચંદા, મનકુ મળકર ભયા હય આનંદા-મનકી

ભુલેલે મનકુ કોઈ સમજાવે, આદ ને અંતે હંસ કહાવે
અકળ અરૂપી સકળ શરીર, તાપર રમ રહે સત કબીરા-

---

૧—શ્રી. ૨—અમુલ્ય. ૩—ફોકટનું. ૪—ગુમાવવું. ૫—શોધ.

## દુનિયા અધીજ દુઃખી,
## જેણે મન જીત્યું તેજ સુખી છે.

રાગ-પુર્વી તીનતાલ.

જહાં દેખે સો દુખીઆ બાબા, સુખીઆ કોઈ નહી રે,—!

જોગીભી દુઃખીયા જંગમ દુઃખીયા, તપસીકુ દુઃખ દુના
આશા મનસા સબઘર બ્યાપી, કોઈ મેહેલ નહી સુન્યા—જહાં

રાજાભી દુઃખીયા પ્રજાભી દુઃખીયા, દુઃખીયા સબ વૈરાગી
દુખ કારનસે શુકદેવને, ઈંદ્રની માયા ત્યાગી—જહાં.

સાચ કહું તો સબ જગ દુઃખીયા, જુઠા કહી ન જાઇ
બ્રહ્મા વિષ્ણુ શંકર દુઃખીયા, જીને સુષ્ટી જમાઇ—જહાં

ધુત દુઃખીયા અવધુત દુઃખીયા, દુઃખીયા હય ધનાં રંકા
કહત કબીરા ઓ નહીં દુઃખીયા, જીને મનકું જીતા—જહાં.

## જેનાં મનમાં ખુદાજ રહેલા હાય તેણે બાહેરની ક્રિયાઓ કરી ન કરી એ સરખીજ છે.

રાગ—માલકોષ.

જીનકે મનમેં શ્રી રામ બસેં,
ઉન સાંધન[1] ઔર[2] કિયે ન કિયે—જીનકે.
જીને સંત ચરણ[3] રજકો[4] સ્પર્શા;[5]
ઉન તિરથ ઔર કિયે ન કિયે—જીનકે.
જીનકે દિલમે હુય ભૂત[6] દયા;
ઉને કોટીક[7] દાંન[8] દિયે ન દિયે—જીનકે.
જીનકે મનમે સદભાવ નહિ;
ઓ દેવ[9] હુવે જીયે ન જીયે—જીનકે.

ચોપાઇ.

મેરા મન સુમરે રામકું, મનમે રામ સમાય,
મનહીં જબ રામ હો રહા, તબ શિશ નમાવું કાય.

---

૧—ક્રિયા (ધર્મક્રિયા. ) ૨—બીજી. ૩—પગે. ૪—રાખ. ૫—હાથ લગાડયો. ૬—જીવવાલા પ્રાણીઓ. ૭—કરોડો. ૮—ભીક્ષા. ૯—ફરેસ્તો.

કાલે શું થશે તેની તને ખબર નથી,
તો ખોદાને ભજી તારૂં ખરૂં કામ કરી લે.

રાગ—ભેરવી.

જગતમેં ખબર નહિ પલકી.
સુકૃત[1] કર લે, પ્રભુરામ સમર લે, કોન જાને કલકી.—જગ૦

જબલગ હુંસા[2] બસે કાયામે,[3] તબલગ દેહ મંગલકી;[4]
હુંસા દેહિ છાંડ ચલા જબ, તબ માટી જંગલકી.—જગ૦

તારા મંડળ રવિ[5] ચંદ્રમાં, સબહિ ચલા ચલકી;
દિન ચારકે ચમત્કારમેં, બિજલી જાય ચમકી.—જગ૦

માત પીતા સુત[6] કુટુંબ કબિલે, દુનિયાં મતલબકી;
કાયા માયા નાર સ્નેહિ, અંતે રહી અલગી—જગ૦

કુંડ કપટ કર માયા જોડી, કરે બાતાં છલકી,[7]
પાપકા પોટ[8] ધરે શિર ઉપર, કૈસે હોય હલકી?—જગ૦

જગતકી આશા છોડ કર, અબ યાદ રખ રબકી;
ચોરાસીકો[9] ફેરો મિટે, રહે ન ભય જમકી.—જગ૦

૧—સારાં કામો. ૨—જીવ. ૩—શરીરમાં. ૪.—સુખાકારીના. ૫—સુરજ.
૬—છોકરા. ૭—ઠગબાજી. ૮—ભાર-ગાંસડી. ૯—ચોરીયાસી લાખ અવતારો.

## જગત્‌નાં જુઠાંપણા વિષે.

રાગ—ભેરવી.

જગત કુલ રયનકા[1] સપનાં, સમજ મન કોઇ નહિ અપનાં;
કઠન મદ[2] લોભકી ધારા, વોહમે જાત સબ સંસારા.—જગત.

ઘડા[3] જબ નિરકા ફુટા, પતા[4] જ્યું ડાલસે[5] તુટા;
ઐસી નર હય જીંદગાની, સવેરા[6] છોડ અભિમાની.—જગત.

ન ભુલો દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા;
તજો મદ લોભ ચતુરાઇ, રહો નિરશંક જગમાંઇ.—જગત.

સજન પરિવાર સુત[7] દારા,[8] સબસે વોહ રોજ હય ન્યારા;[9]
નિકસ જબ પ્રાણ જાવેગા, નહિ કોઇ કામ આવેગા.—જગત.

સદા મત જાન એ દેહકો, લગાવો સત્ નામસેં નેહકો;
કટે ભ્રમ[10] જાળકી ફાંસી, કહે કબીર અવિનાશી.—જગત.

સારા સાર ભજ રામ એક, રામ કરત સબ કામ;
અસંગ રહેત હય જગતસેં, કબીર કરે સલામ.—જગત.

---

૧—રાત્રીનાં. ૨—મગરૂરી. તકાબરી. ૩—કાદવનો ઘડો ૪—ઝાડનું પાંદડું. ૫—ડાંખલી પરથી. ૬—બધી જાતની. ૭—છોકરો. ૮—બાયડી. ૯—જુદોજ. ૧૦—માયાની જાળ.

## જમ (મોત) ના હાથથી છુટવાની ચાવી.

હરિકા ભજન કરૂંગા બે
જમસે ખુબ લડુંગા બે—ટેક.

અહમતા[1] મારૂં મમતા[2] મારૂં—ખાનઝાદ કહેલાવું;
મન મેરા ચોકસ કર રાખું—ચીત ચૈતનમે[3] મિલાવું—હરિકા.

રામ નામકા ઘોડા મેરા—શીલ[4] લગામ ચઢાવું
ભજન પ્રતાપે હાથમે બરછી—સનમુખ લેકર ધાવું—હરિકા.

ઓર લોક કસબકે ચાકર—મયે હજુરકા કાજી
કામ ક્રોધકી ગરદન મારૂં—સાહેબ રાખું રાજી—હરિકા.

મયે સાહેબકા સાચા ચાકર—મેરા નામ કબીરા
સબ સંતનકુ શિશ નમાવું—જો હરિ પરખે હિરા—હરિકા.

---

૧—હુંપણું ૨—દુનિયામાં લાગી રહેલું મન ૩—ખુદામાં ૪—નમનતાઈ

## સંત પુરૂષની દોસ્તી કરી તારૂં કામ કરીલે.

સંગત સંતનકી કર લે

જનમકા સાર્થક કછુ કર લે-ટેક.

ઉતમ દેહી નર પાયા પ્રાણી—ઇસકા હીત કછુ કર લે

સદગુરૂ શરણ જા કે બાબા—જનમ મરન દુર કર લે-સંગત.

કહાંસે આવે કહાંકુ જાવે—એ કુછ માલુમ કર લે,

દો દિનકી જીંદગાની યારો—હુશીયાર હોકર ચલ લે-સંગત.

કોન કિસાંકે જોરૂ લડકે—કોન કીસીકે સાલે

જબલગ પલ્લોમે પૈસા ભાઇ—તબલગ મોઠા બોલે-સંગત.

કહુત કબીરા સુન ભાઇ સાધુ— બાર બાર નહીં આનાં

અપના હીત કછુ કર લે ભઇયા—આખર એકેલા જાના-સંગત.

## હે પરમાત્મા! મને તારાં ચરણનીજ બસ દરકાર છે!

રાગ ભૈરવી—તાલ રૂપક.

કયા માગું મેરે રામ, થોડે જીવનમે કયા માગું ?
ઘર નહીં રહેના અમર નહીં કાયા—કયા.

એક લક્ષ પુત્ર સવા લક્ષ નાતી
સો ઘર નહીં કોઇ દીવા કે બાતી
મેઘનાદ પુત્ર સમૂદ્ર જેસી ખાઇ
કુંભકરણ વિભીષન જૈસે ભાઇ—કયા.

શંકર સરીખા પુજવા આવે,
બ્રહ્માજી નિત્ય વેદ પાઠ ગાવે,
કયા કરૂં છપરી ઓર કયા કરૂં ટાટી
ન જાનું મેરી કહાં પડેગી માટી—કયા.

કયા કરૂં મહેલ ઓર કયા કરૂં ટાટા,
છોડ ગયે રાવન લંકાકે ઠાઠા;
કહેત કબીર સબ છોડકે જાતા,
મેં તો એક તેરા ચરણકુ ચહાતા—કયા.

## તારૂં ખરૂં ધન તે ઇશ્વર છે જે કદી જતું રેહવાનું નથી.

રાગ કોશિયા—તીનતાલ.

નિર્ધન[1] કે ધન રામ, હમારે નિર્ધન કે ધન રામ
ચોર ન લેવે ઘટી ન જાવે, ધાડ પડે આવે કામ—નિર્ધન

સોવત બેઠત જાગત ઉઠત, જપું હર હર નામ
દીન દીન હોતે હોત સવાયા,[2] ખુટત નહીં એકે દામ—નિ૦

ઠાકોર ચલે નગર દ્વારા, પાસ નહિ ખોટી બદામ
કહત કબીર સુનો ભાઇ સાધુ, પારસકો નહિ કામ—નિ૦

---

૧—ગરીબ. ૨—સવાયું થતું જાય.

# ખુદા તારી અંદરજ છે.

ભજનુ રાગ—ભૈરવી

તેરે ઘટમેં[3] સરજનહાર,[4] તું ખોજ[5] મન કાયા નગરી.—તેરે.
જયું પથ્થરમેં હય દેવતા, યું ઘટમેં હય કિરતાર;
જો ચાહો દિદાર કો, તો ચકમક હોકે જાર.—તેરે.
મૃગકે[6] નાભમે[7] કસ્તૂરી, ઓર ઢુંડત ઘાસ ફિરે;
કાળ પારધી સિરપેં ખડા, પલમે પ્રાન હરે.—તેરે.
ગગન મંડળમે બાજા બાજે, ગુરૂ ગમ સમજ પરે;
હસ્ત કમલ દ્વાદસકે ઉપર, ભવર ગુંજાર કરે.—તેરે.
હદ હદ ઉપર સબહિ ગયા, બેહદ ગયા ન કોય;
પર બેહદકે મેદાનમેં, રમે કબીરા સોય.—તેરે.

તારાં હૈયામાંજ ખુદા રહેલો છે માટે તારા શરીરમાંજ તું તેને શોધ—

(૧) જેમ પથ્થરમાં અગ્નિ છુપાઇ રહેલો છે તેમ ખુદા પણ તારાં હૈયાંમાં રહેલો છે, તેને જોવો હોય તો તારાં શરીરમાંથી બધો મેલ કાઢી તેને પવિત્ર કર તો ખુદા દેખાઇ આવશે—(૨) હરણુની ડુંટીમાંજ કસ્તુરી હોવા છતાં તે કસ્તુરીને બાહેરજ શોધે છે અને તેમ કરતાં તેનો પછાડી શીકારી આવી તેનો પ્રાણ લે છે.—તેવીજ રીતે માણસ પણ કરે છે. યાને ખુદા પોતાની અંદર રહેલો હોવા છતાં માણસ તેને બાહેરજ શોધવાની કોશેશ કરી અટવાઇ મરે છે—(૩) આકાશમાં જે ઇશ્વરી નાદ વાગ્યા કરે છે તે, જ્યારે તું ગુરૂ પાસે રહી તેનો ભેદ સમજશે ત્યારેજ તને સંભળાશે અને ત્યારેજ તને તારૂં પોતાનું સ્વરૂપ કે જે ઇશ્વર છે તે તારામાંજ રહેલો છે તેને તું જોશે—(૪) બધાઓ માત્ર હદ ઉપર આવી અટકી રહે છે. તેનો પેલી પાર કોઇ જતા નથી, પણ જે કોઇ કબીર જેવો થાય તેજ પેલી મેર જઇ પુગે છે યાને ખુદા સાથે એક થઇ જાય છે.

---

૩—હૈયું. ૪—ખુદા. ૫—શોધ. ૬—હરણુ. ૭—ડુંટી.

આરસીમાં મ્હોડું જોઇ હરખા નાં.
તારા અંતરમાં જો "તું કેવો છે!"

મુખરા કયા દેખે દરપનમે
તેરે દયા ધરમ નહીં મનમે—

જૈસી ફુલ રહે ફુલવાડી—બાસ રહે નીજ ફુલમે
એક દીન એસાં હો જાવેગી—ખાખ ઉડેગી તનમે—મુ૦

ચુવા ચદન અબીર અગરની, શોભે ગોરે તનમે
ધન જોબન ડુંગરકા પાની, ઢલ જાવેગા ખીનમે—મુ૦

કવરી કવરી માયા જોરી—સુરત રહે નીજ ધનમે
દસ દરવાજે બંધ રહે તો, રહે ગઇ મનકી મનમે—મુ૦

પગીયા બાંધે પગ અસવારે, લેત જુલા જુલ તનમે
કહુત કબીરા સુન ભાઇ સાધુ, એ કયા લગ રહે મનમે.—મુ૦

## દુનિયવી રાહ અને ખુદાઇ રાહ એ બે ઉલટાં છે.

રાગ—માળકોશ—તાલ દીપચંદી.

દુનિયા દીવાની કે હમ હુયે દીવાના,
જાકો હુય ભાઇ અનહદ ગાના.—દુનિયા

દુનિયા કુમારગ અપનો ઠહરાવે,
હરિજન ઉલટા રાહ ચલાવે.—દુનિયા

દુનિયાકું સાહેબી હસ્તી ને ઘોડા,
હમ હુય પાવ પદમસે દોડા.—દુનિયા

દુનિયાકુ પાટ પિતાંબર સબકા ભોગી,
હમ હુયે સહેજ સરૂપ રમતા જોગી.—દુનિયા

દુનિયા પાવે સબરસ પ્યાલા,
હમ હુયે પ્રેમ મગન મતવાલા.—દુનિયા

કહત કબીર હમ નહી નાંહી,
જીવતા કે સંગ સુવાકે માંહી.—દુનિયા

## ખોદાનો આશક થયો તો પછી સુવાનું કેવું ?

રાગ—પીલુ.

સમજ ભોજ મન ખોજ દીવાને
આશક હોકર સોના કયારે—

આયા હો સો કર લે સોદા-પાયા હે સો ખોના કયારે-
જબ તું આયો પ્રેમ ગલીનમો, સીસ દેનાં ફીર ડરના કયારે-
લુકા સુકા જમકા ટુકા-સોના હોય સો સોલાના કયારે-
જબ અંખીયનમેં નીંદ ભુલ આવે, તકીયા ઓર બીછાનાં કયારે-
સતગુરૂ પાન ગલીચા લાગા, ઘાયલ હો કર રોના કયારે-
કહત કબીરા સુન ભાઇ સાધુ-જાદુ ઉપર તોના કયારે-

———

કમલ જેવું મ્હોડું આપ્યું છે
તે એહાનું ભજણ ગાવા માટેજ છે

રામ ભજનકુ દિયા, કમલ મુખ
રામ ભજનકુ દિયા—રા૦

લખ ચોરાંસી ફેરે ફીરકર,
સુંદર નર તન પાયા;
ખાયા પિયા સુખસેં સોયા,
નાહક જન્મ ખોયા—કમલ૦

જો મુખ; નિશદીન રામનામ નહી,
વહાં તુમ કછુ નહિ કિયા;
કહત કબીરા સુન ભાઇ સાધુ,
આયા વહેસાઈ ગયા—કમલ૦



# કબીરની જીંદગીનું ટુંક વૃત્તાંત.

બોધિસત્વો, તિર્થંકરો, ચોહાનો, બ્રહ્મજ્ઞાની રૂષિ—મુનિઓ, સાર્વજનિક પંથોનાં મહાન સ્થાપકો, ટુંકમાં જેઓને હિંદુ શાસ્ત્રમાં ઇશ્વરી અવતારો કહેવામાં આવે છે, એવા મહાન પુરૂષોની જન્મભુમિ તરીકે આ વખણાયલી હિંદુ સરજમીન, આ પુજનિયલોકી ભારતખંડ, પુરાતન જમાનાઓથી તરહેવાર રૂપે ધર્મ જ્ઞાન ફેલાવનાર, દુનિયાની સુભાગ્યવંત માતા તરીકે ગણાતી, તેમજ તેનાં બાળગોપાળથી સદાકાળ પુંજાતી આવી છે. એવા મહાન થઇ ગયલા નરોમાંના એક નર, તે આપણો આ કબીર છે—કે જેનો જન્મ હિંદુઓની સૌથી પવિત્ર ગણાતી જગ્યા શ્રી કાશી શેહેરમાં થયો હતો, એમ કહેવાય છે.

કબીર પંથીઓ પોતાના, એ મહાન સ્થાપક અને ગુરૂ કબીર માટે કહે છે કે—તે ઇસ્વી સન ૧૩૯૮ માં જન્મયો હતો અને ૧૫૧૮ માં આ ખાકી દેહ છોડી ગયો હતો અને એ મુજબ કબીરે ૧૨૦ વરસની લાંબી જીંદગી કાઢી હતી.

કબીરનું સંપુર્ણ જન્મ ચરિત્ર બરાબર મળી શકતું નથી—પણ અત્રે લખેલી હકીકત, અલાહબાદ યુનિવર્સીટીના ફેલો રેવરંડ જી. એચ. વેસ્ટકોટ, એમ. એ., ની **કબીર અને કબીર પંથ** નામની ચોપડીને મોટે ભાગે આભારી છે. આ ભલા ઇંગ્રેજી ગ્રહસ્થે વરસો સુધી મેહેનત કરી, જુદી જુદી જગ્યાથી તેમજ કેટલાંક કબીર પંથના મહન્તો પાસથી તેહકીકો મેળવીને, આ અદભુત શક્તિ ધરાવનાર રામના પ્રેમી ભકત કબીરની જીંદગી, તેમજ તેનાં પંથના આચાર-વિચારોના હેવાલનું એક સુંદર પુસ્તક સને ૧૮૯૭ માં બાહેર પાડયું છે જેનું નામ "કબીર એંડ કબીર પંથ" છે. જેઓને કબીર પંથ વિષે જાણવાની ખાએશ હોય તેઓને એ ચોપડી વાંચવાને ભલામણ કરશું.

## કબીરના જન્મ વિષેની દંતકથાઓ.

કબીરના જન્મ વિષે તરેહવાર હેવાલો અપાયા છે, જેમાંનાં બે અત્રે આપીશું—કહે છે કે એક વાર એક ઉંચ વર્ણની વિધવા બ્રાહ્મણી પોતાના પિતા સાથે, રામાનંદ મહારાજનાં મંદિરમાં દર્શન કરવાને ગઇ, જેણીના ભક્તિભાવથી રાજી થઇ ગુરૂ રામાનંદે તેણીને 'પુત્રભવતી' એવા આશિષ દીધા—કે જે સાંભળી તેણીના પિતાએ આજેજી કીધી કે મહારાજ, એ મારી પુત્રી તો વિધવા થઇ છે ત્યારે એને પુત્રની વૃદ્ધિ કેમ થઈ શકે ? રામાનંદે જવાબ વાળ્યો 'હું દલગીર છું કે તે મેં જાણ્યું ન હતું. સાધુના શબ્દોનો આશીષ કદિ ફળિભુત થયા વિના રહેતા નથી, તેમજ મારેથી તે શબ્દો પાછા ખેંચાઇ શકે એમ નથી, પરંતુ હું એવું ઇચ્છીશ, કે તેણીને પુત્ર આવતાં અપવિત્રતાઇમાં ઉતરવું ન પડે, અને તે બાળકનો જન્મ તેણીના હાથદ્વારે થાય—જે મુજબ કબીરનો જન્મ થયો કહેવામાં આવે છે, અને તેથીજ કબીર નામ પાડયું હોય—જેનો અર્થ નીચે મુજબ કરવામાં આવે છે.

કર યાને હાથ, ને બીર એટલે વિર, યાને હાથમાંથી આવેલો વિરો (છોકરો).

કબીરના જન્મ થયા પછી, પેલી બ્રાહ્મણ સ્રીને ઠીક લાગ્યું નહિ, અને લોકલાજને લીધે, તેણી પેલાં બાળકને એક એકાંત જગ્યામાં લઇ ગઇ જ્યાં એક પાણીનો ફુવારો હતો તેમાં એક કમળ ફુલની હેઠળ કપડામાં લપેટીને તે બાળકને મૂક્યું.

વળી બીજી દંતકથા એવી છે કે, એક વાર ભગવાન અને લક્ષ્મી વાદવિવાદ કરતાં હતાં—અને ભગવાન પોતાના ભગતો માટે ઘણી તારીફ કરતા, કે મારા ખરા ભગતો (આ ધરતિપર) છે, તેઓ કદિ પણ મને વિસરતા નથી અને હંમેશા મારામાંજ ધ્યાન રાખતા રહે છે, જે સાંભળી લક્ષ્મીબાઇ બોલ્યાં કે મહારાજ! તમે અસ્મથા તમારા ભગતોની તારીફ કર્યા કરો છો, કારણકે તેઓ તો ઘણાખરા દુનિયાની માયામાં લપટાયલા રહે છે, અને

જો તમે આજ્ઞા આપો તો હું તમારી સન્મુખ પ્રત્યક્ષ દાખલા લાવી હાજર કરૂં. ભગવાને તે માનવાને ના પાડી, પણ જ્યારે લક્ષ્મી ઘણીજ હઠ લઇ બેઠી કે હું પૂરવાર કરી આપવા તૈયાર છું, ત્યારે ભગવાને આજ્ઞા આપી કે, જાવો તમારેથી બને તો દાખલો લઇ આવો. લક્ષ્મી નીચે ઉતરી, અને કાશીમાં આવી જ્યાં સાધુ રામાનંદ ભકિત કરતા હતા તે જગયા પર આવી, રાતોરાત ત્યાં એક સુંદર બગીચો ઉભો કીધો, જેમાં તરેહવાર જાતનાં શોભાયમાન વૃક્ષો અને સુગંધી ફુલો, પાણીના ઝરા, ફુવારા ઉભા કર્યા અને ત્યાં તરેહવાર જાતનાં બોલતાં પક્ષીઓ મુકયાં. સવારે રામાનંદ પોતાની ઝુપડીમાંથી બાહેર આવ્યા, ત્યારે પોતાની સામે આવો અતિ સુંદર બાગ જોઇ બહુ અચરત થયા, અને તે બાગમાં જવાનું મન થયું તેથી તે માંહે ગયાં, ત્યાનાં સુંદર ઝાડો ને પક્ષીઓ જોઇ આનંદ પામ્યા. પાછા ફરતી વેળાએ ઝાડ પરથી કેટલાંક પુષ્પો તોડી પોતાની ધોતીમાં નાખી ચાલવા લાગ્યા, એવા વિચારથી કે તે પુષ્પોને હરિનાં નામમાં અર્પણ કરીશ. જેવાં ફુલો તોડી લીધાં કે, લક્ષ્મી જેણીએ એક માલણનો વેશ લીધો હતો, તે બાહેર નિકળી આવી, અને બોલી "મહારાજ, આવી ચોરી કરો છો કે ! તમે હરિના ભગત થઇને રજા વિના પારકાનો માલ (ફુલો) ચોરી જાઓ, તે શું ભગતને શોભે ? લાવો મારા ફુલ."

રામાનંદને જરાક ખોટું લાગ્યું, પણ તેમની નિષ્ટા તે ફુલ ચોરવાની હતી નહિ, તેથી જેવા ઉપલા સખુનો લક્ષ્મી બોલી રહી કે, તુરત પેલાં ફુલો પેલી માલણને આપી દીધાં, જે તેણીએ પોતાની સાડીમાં છુપાવ્યા. આવો એક પ્રત્યક્ષ પુરાવો મળ્યાથી, લક્ષ્મી હરખાઇને ભગવાન પાસે આવ્યાં અને બોલ્યાં કે જુઓ મહારાજ, તમારા ભગતની ચોરી મેં પકડી છે, અને પુરાવા તરીકે આ મારી પાસે છે. એમ બોલતાં તેણીએ પોતાની સાડીનો પલ્લો નીચે કીધો તો જોય શું કે, પેલાં ફુલને બદલે તેમાં એક નાનું સુંદર બાળક રહેલું હતું, જે જોઇને લક્ષ્મીબાઇ ઘણાંજ લજવાઇ ગયાં, ને મનસે બોલ્યાં

કે અરે! આ શું મારી વલે! ભગવાન પુછવા લાગ્યા કે કેમ લક્ષ્મી તમે તો ઘણાં જોશભેર આવ્યાં હતાં ને એકાએક એવાં મુડ જેવાં કેમ થઇ ગયાં, બોલો શું છે?

લક્ષ્મીએ કરગરીને જવાબ દીધો, "મહારાજ, મને ક્ષમા કરો, હવે મારી ખાત્રી થઇ છે કે આપના ભગતોનું મન આપની તરફજ છે અને તેમના તરફ આપણી કૃપા હંમેશાં રહેલીજ છે" "ચાલો ત્યારે," ભગવાને કહ્યું, "હવે તમો એ બાળકને પાછું પેલા બાગમાં મુકી આવો." જે મુજબ લક્ષ્મી જઇને મુકી આવી. તે બાળક આ તે કબીર હતો. એવી અનેક કથાઓ માંહેલી એકેક કબીરના જન્મ માટે મનાય છે.

આ હોઝમાંથી, પેલું બાળક, એક વણુકર સ્ત્રીના હાથમાં આવ્યું. નિમા અને નિરૂ નામના જુલૈયા (મુસલમીન) જાતના એક પુરૂષ અને તેની સ્ત્રી, જેણી તુરતનીજ પરણી પોતાના ભરથાર સાથે ઘરે જતી હતી તેઓ બન્ને રસ્તે જતાં, એક લહાર નામનાં તળાવ આગળ આવી લાગ્યાં, જયાં પેલું સુંદર બાળક તેઓની નજરે પડયું, જે કેટલીક રકઝીક થયા પછી નિરૂએ પોતાની સાથે લીધું અને ઘરે લઇ ગયો.

તે બાળકનું નામ શું રાખવું તે માટે કાજીને બોલાવવામાં આવ્યા જેણે પોતાના ધારા મુજબ કોરાન ઉઘાડી જોયું, તો તેની અજાયબી વચ્ચે અકબર, કિબ્રિયા અથવા કબ્ર એવાં (ત્રણ) ખુદાનાંજ નામો નિકળ્યાં. આવાં પવિત્ર નામો એક જુલૈયાના છોકરાને કેમ આપી શકે તે માટે કાજીજી ઘણા વિચારમાં પડયા, અને તેમની જોવાની કાંઇક ભુલ તો નથી તેની ખાત્રી કરવા, કહે છે કે, ત્યાં બીજા ત્રણ ચાર નવા કાજીઓને બોલાવવામાં આવ્યા; દરેક કાજીએ પોતાની કોરાન ઉઘાડી, તો તેના તેજ નામો આવ્યાં, ત્યારે કાજીજીઓ ઘણા ચિરડાઇ ગયા, કે આ બાળક કોઇ સેતાન છે. તેથી તેમણે

પેલી બાઇને ફરમાવ્યું કે આ બાળકને જીવતું રાખવું સબબાર નથી પણ મારી નાખવું જોઇએ. કાજીનાં આ ફરમાન સાંભળી તે બાળકને ઘરનાં અંદરના ભાગમાં લઇ ગયા, અને જેવો તેને મારી નાંખવાનો વિચાર કીધો તેવોજ, કહે છે કે, તે બાળક નીચલા શબ્દો બોલ્યું:—

"નહિ જણાયલાં ગુપ્ત સ્થલથી હું આવ્યો છું. માયાએ દુનિયાને ભુલાવામાં નાખી છે. હું કોણ છું તે કોઇ પણ જાણતું નથી. હું કોઇ પણ ઓરતને પેટે જન્મયો નથી, પણ એક છોકરા તરીકે ચમત્કારથી પ્રગટ થયો છું. મારૂં રહેઠાણ કાશીની એક એકાંત જગ્યામાં હતું, તે જગ્યામાંથી હું આ વણકરને હાથ આવ્યો છું. મારા વજુદ (શરીર) માં કામ, લોભ કે સ્થુળ ભુવનનાં ખાકી તત્વો નથી, પણ મારૂં વજુદ 'બુદ્ધિ' તત્વનું બનેલું છે. આ પૃથ્વિમાં આવ્યો છું તે ઉપદેશ કરવાને માટે, ને મારૂં નામ (કબીર) તે મારી બ્રહ્મજ્ઞાની જીંદગીની એક આગાહી બતાવનારૂં છે."

આવા ચમત્કારથી પેલા અજ્ઞાન કાજીઓની નેમ ઉંધી વળી, અને આખરે તે બાળક જીવતો રહ્યો, અને તેનું નામ કબીર પાડવામાં આવ્યું.

આ રીતની દંતકથાઓ કબીરને માટે ચાલે છે, પણ આટલું તો ચોકકસ છે કે, કબીર કાંઇ આ નિરૂ નામના જુલૈયાનો ખરો છોકરો ન હતો, પરંતુ કબીરનું લાલન પાલણ નિરૂએ કર્યું હતું એ વાત સિદ્ધ છે, અને સર્વ કબીર પંથીઓ તે વાત કબુલ રાખે છે, જે વાત કબીરજીનાં એક ભજનમાં તેણે ગાઇ હોય એમ લાગે છે, કે જ્યાં કબીર જણાવે છે કે હું તુરતજ વણતનું કામ છોડી દઇ, હરિનાં કિર્તનો ગાવામાં મચ્યો રહીશ. બીજાં એક પદમાં તે જણાવે છે કે પુર્વ જન્મમાં તે એક બ્રાહ્મણ હતો. પણ તે ભવમાં રામભજન કરવામાં તેણે આળસ કરી હતી, માટે હાલમાં તે એક જુલૈયા તરીકે અવતર્યો હતો. સર્વ દંતકથામાં જે પહેલી કહી ગયા કે, કબીરની માતા એક બ્રાહ્મણી વિધવા હતી, તે વાત ઘણાકો માન્ય રાખે છે.

## કબીરનાં બચપણની વાતો

કબીર બાળપણથીજ શબ્દોચ્ચાર કરતો હતો; નહાનપણમાં એક છોકરા તરીકે પણ કબીર પોતાના રમતયાલ હિંદુ-મુસલમીન સાથીઓને ફરીયાદ કરવાનું કારણ આપતો હતો. રમતાં રમતાં તે "રામ રામ" અને "હરિ હરિ" કરી બુમો પાડતો હતો, જેથી મુસલમીનો તેને કાફર કહેતા. આના જવાબમાં તે જણાવતો કે જે કોઇ બીજાને નાહક મારે, જુઠો વેષ બતાવી જગતને ઠગે, દારૂ પીએ, અને ન ખાવાની વસ્તુ ખાય, પારકો માલ મારી જાય, વગેરે, વગેરે, નાલાયક કામો કરે તેજ ખરો કાફર કહેવાય, જે માટે તે બોલતો કે

**ગલા કાટ બિસમિલ કરે, વોહ કાફર બેબુઝ;**
**ઔરનકો કાફર કહે, અપનાં કુફર ન સુઝ.**

અર્થ, જે કોઇ બીજાનું ગળું કાપે ને વળી તે કાપતાં ખુદાનું નામ લે, તે ખરો કાફર (અપવિત્ર) છે. તે બીજાને કાફર કહે છે, પણ તેને પોતાનું નાલાયકપણું દેખાતું નથી.

એક દહાડે તે કપાળે તિલક ખેંચી ગળાંમાં જનોઇ પહેરી "નારાયણ, નારાયણ" કરી પોકારવા લાગ્યો. મુસલમીન વણકરનાં છોકરાનાં આ કાર્યથી, બ્રાહ્મણો ઉશ્કેરાઇ ગયા; તેઓએ પોતાના ધર્મની હાંસી થતી જોઇ તે માટે વાંધો ઉઠાવ્યો અને બોલ્યા કે "તેં તો આમ કરી વિષ્ણુરૂપ અખત્યાર કર્યો છે; "નારાયણ નારાયણ" તથા "ગોવિંદ" વગેરે તું બોલે છે, તે તો અમારો ધર્મ છે." આના જવાબમાં કબીરે નીચે પ્રમાણે કહ્યું:—

(૧)

**મેરી જીબ્યા બિષ્ણુ, નેની નારાયણ, હિરદે બસે ગોવિંદા;**
**જમદ્વારે જબ પુછે સબબરે, તબ કયા કહોગે મુકંદા!**

(૨)

**હમ ઘર સુત, તુમે નિત તાંનસ કંઠે, જને તુમારે;**
**તુમ નિત બાંચન ગીતા ગાયત્રી, ગોવિંદ હરૂદય હમારે.**

(૩)

હમ ગોરૂ, તુમ ગવાલ ગુસાઈ, જનમ જનમ રખવારે;
કબ નહિ વારસો પાર ચરાય, તુમ કૈસે ખસમ હમારે!

(૪)

તુમ બ્રાહ્મણ, મેં કાશીકો જુલૈયા, બુજો મેરા જ્ઞાન;
તુમ નિત ઓઝત ભુપતિ રાજે, હરિ સંગ મેરા ધ્યાન.

અર્થાત, મારી જીભજ વિષ્ણુ છે, મારી આંખો નારાયણ છે ને મારાં હૈયાંમાં "ગોવીંદ" વસેલો છે, પણ તમો તમારા મરણ પછી ઇશ્વરને શું જવાબ દેશો ?

હું વણકર હોવાથી મારે ઘર સુતરના તાણાથી કપડાં સદા વણાય છે, અને તમો પવિત્ર જનોઇ પહેરો છો; તમો પણ ગીતા અને ગાયત્રા (અમસ્થા) મોઢેથી વાંચો છો જ્યારે "ગોવીંદ" તો મારાં અંતકરણમાં વસેલો છે.

હું તો ઘેટો છું, ને તમે બ્રાહ્મણ એટલે જન્મોજન્મનાં ઘેટાંનાં (માણુસ જાતના) ભરવાડ યાને રખેવાળ કહેવાઓ છો, તો તમારી ફરજ છે કે તેઓને પાપમાંથી બચાવો, અને નહીંતો તમો અમારા સ્વામી (ગોર) કેમ થઇ શકો !

તમો તો બ્રાહ્મણ છો અને હું તો કાશીનો માત્ર એક જુલૈયો (વણકર) છું, તોપણ તમો મારી વાત સાંભળો કે તમો નિત્ય વેદ વાંચવા છતાં દુનિયવી રાજપાટ (માલમતા) શોધતા ફરો છો, જ્યારે મારૂં ધ્યાન હરિ (ખુદા) માંજ છે.

આવા આવા તાણાજાણીથી કબીર બ્રાહ્મણોને માહત કરતો હતો.

## કબીરે ગુરૂ કેમ મેળવ્યો ?

હીંદુ અને મુસલમીન બન્ને વારંવાર, કબીરને નિગુરા યાને ગુરૂ વગરનો છે એમ કહી પજવતા હતા, એટલે આ બોહતાન દુર કરવાનો કબીરે નિશ્ચય કર્યો. આ વખતે જોકે તે પોતાના શ્રીરામના રટણમાં એકતાર બની, હંમેશાં રહેતો હતો છતાં પોતાને માથે કોઇ સમર્થ સદ્દગુરૂ નહિ હોવાથી, કોઈ

